# અનુક્રમ

સ્વ. શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતાને દૂરથી પણ કોઈ સભા–સમારંભમાં હું જોવા પામ્યો હોઈશ કે કેમ એ વિશે મારા મનમાં ખાતરી નથી. પણ એમ. એ. થયા પછી વિશેષભાવે અધ્યયનનો આરંભ કરવા જતાં હું તરત જ એમના અક્ષરદેહના સાન્નિધ્યમાં મુકાયો.

કવિ બાલાશંકરની કાવ્યકૃતિઓના સંપાદનનું કામ અનેક, વધુ અધિકારી, સાહિત્યકારોને હાથે ન થઈ શકતાં, છેવટે મારે કરવાનું આવ્યું, ત્યારે એ કાર્યમાં સૌથી વધુ પ્રકાશ તો નર્મદાશંકરભાઈના ૧૯૨૮માં અપાયેલા વિરલસુંદર વ્યાખ્યાન ‘કવિ બાલ : તેમનું જીવન અને સાહિત્યસેવા’–માથી મને મળ્યો. નર્મદાશંકરભાઈ કવિ બાલના ભાણેજ, કવિની છાયા નીચે ઊછરેલા. તેઓ કવિનું ને પોતાનું એક ચિત્ર આપે છે · નડિઆદના ઘરના પ્રાંગણમાં કવિના પિતાએ સ્થાપેલા અર્જુનેશ્વર મહાદેવના મંદિરમા “સાયંપૂજા થઈ રહે અને આરતીનો સમય થાય ત્યારે તેઓ ( બાલાશંકર ) એક વાદ્ય લઈ શિવાલયમાં આવતા અને હું પુષ્પાજંલિઓ અને સ્તોત્રોના પાઠ કરી રહું ત્યાં સુધી સ્થિરભાવે ઊભા રહેતા” પ્રૌઢ વયે કવિ બાલનું સમગ્ર મૂલ્યાંકન કરતા નર્મદાશંકરભાઈ પૂર્ણ સહાનુભૂતિ તો દાખવે જ, પણ જે રીતે ભિન્ન અંગતપણે (objectively) તેઓ પોતાનાં તારણો રજૂ કરે છે તેમાં એકીસાથે એમની

માનવતા, તલસ્પર્શી વિદ્વત્તા, ઊંડી રસિકતા અને વ્યાપક સમતોલ દૃષ્ટિનો પરિચય થાય છે.

આપણા તત્ત્વજ્ઞ કવિ અખાનો સ્વાધ્યાય મેં આરંભ્યો ત્યાં પણ મેં જોયું કે હસ્તપ્રતોની મદદથી અખાની કૃતિઓની વાચના આપવા કોઈએ પ્રયત્ન કર્યો હોય તો તે એકલા શ્રી નર્મદાશંકરભાઈએ.

છેલ્લી પચીસીથી અખો અને બાલાશંકર એ બંને અંગેનો મારો સ્વાધ્યાય ચાલુ છે અને તેમાં સતત મને નર્મદાશંકરભાઈના અક્ષરદેહનો આત્મીયભાવે પરિચય રહ્યાં કર્યો છે અને એમાં એક પ્રકારના આનંદનો અનુભવ થયો છે. 'અખેગીતા'ના ૭મા કડવામાં ૐકારમાંથી સૃષ્ટિસર્જન કેવી રીતે થયું એનું કવિએ કરેલું વર્ણન નર્મદાશંકરભાઈએ પ્રણવવિદ્યાની આપેલી સમજૂતી વિના પામવું મુશ્કેલ છે.

એક ત્રીજો સ્વાધ્યાય પણ અમને બંનેને સાંકળનારો છે. એ છે ગોવર્ધનરામના કાવ્યગ્રંથ 'સ્નેહમુદ્રા' વિષયક.

દેશ, કાલ, શક્તિ, મતિ પ્રમાણે સૌ પોતપોતાની રીતે ચાલતું હોય છે. પણ હું જોઉં છું કે સ્વાધ્યાય-પ્રવૃત્તિમાં મારો સદ્ગત સાક્ષરશ્રી નર્મદાશંકરભાઈ સાથે કોઈ ઋણાનુબંધ છે. સ્વર્ગસ્થની પર્યેષક દૃષ્ટિ વિશે આ સ્મારકગ્રંથમાં પં. સુખલાલજી, શ્રી કનૈયાલાલ મુનશી,

શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી આદિ વિદ્વાનોએ અને સંપાદકીય લેખમાં શ્રી અનંતરાય રાવળે પોતાની સર્વગ્રાહી બુદ્ધિથી જે સમુચિત અંજલિ આપી છે તેમાં હું પણ મારો હૃદયભાવ સંમિલિત કરું છું.

આ સ્મારકગ્રંથ એ પ્રધાનપણે સદ્ગતના સુપુત્ર અને મારા સાહિત્યકાર સન્મિત્ર શ્રી યશોધરભાઈના પિતૃઋણમુક્ત થવાના પ્રયત્નનું પરિણામ છે. નર્મદાશંકર-ભાઈની સમગ્ર અક્ષરોપાસનાને શ્રી અનંતરાયભાઈ અથવા ભાઈ ભૃગુરાય અંજારિયા જેવી અધિકારી વ્યક્તિને હાથે ગ્રંથસ્થ કરાવીને કોઈ સાહિત્ય સંસ્થા દ્વારા પ્રજા આગળ મૂકવામાં આવશે ત્યારે જ સાચા અર્થમાં યશોધરભાઈ-અને આપણે સૌ પણ-ઋણમુક્ત બનીશું. એ ઘડી સત્વરે આવો.

૨૦-૨-૧૯૬૮ ઉમાશંકર જોશી

# આમાં હું ક્યાં?

આ પુસ્તકના સંપાદકોમાં મારું નામ સામેલ કરવાનો મારા બે પ્રિય મિત્રો શ્રી ઉમાશંકરભાઈ તથા અનંતરાયભાઈનો શો ઇરાદો હશે તેની મને ખબર નથી પણ મારી 'ના'ને તેઓ ગાંઠ્યા નથી તે હકીકત છે. આ પુસ્તક જેનું 'સ્મારક' છે તેમના પુત્ર હોવાની લાયકાતના એકમાત્ર ધોરણથી આ બે વિદ્વાન મિત્રોએ મારો સત્કાર કર્યો હોય તો હકીકતની સામે મારે થવાનું હોય નહિ.

પરંતુ સાચી વાત મારે લખવી રહી. સ્વર્ગસ્થની અક્ષરોપાસના વિશેની મારી જાણકારી ઘણી અલ્પ છે. મેં એમનાં પુસ્તકો કે લેખો ખાસ વાંચ્યાં નથી. તે માટે મારી શક્તિ કે તૈયારી કાંઈ નથી. તેઓ સમર્થ વિદ્વાન હતા તેવું હું સાંભળતો અને આજે પણ સાંભળું છું. ફક્ત બે જ વખત મેં એમને ભાષણ કરતા સાંભળેલા— પ્રેમાભાઈ હોલમાં સર રમણભાઈની મ્યુનિસિપલ સેવા ઉપર અને કવિ બાલાશંકર ઉપર.

અને સદ્ગતનું મારું આખરી સ્મરણ નોંધીને અટકું. સને ૧૯૩૩ના એપ્રિલની ૧૦મી તારીખે મેં તેમને છેલ્લી વાર સ્પષ્ટ બોલતા તથા સ્વતંત્ર રીતે હરતા ફરતા જોયા હતા. તેઓ મને સ્ટીમર ઉપર મૂકવા આવેલા. હું લંડન જતો હતો. મારાં પત્નીને ત્યાં 'સુવી' છે તેમાં મેં એ દૃશ્ય જોયું છે. એમના મોં ઉપર સ્થિરતા અને એકાગ્રતા

છે. હું સ્ટીમર ઉપર ચઢું છું અને દશ્ય પૂરું થાય છે-ત્યાર પછી દસ મહિને એમને પક્ષાઘાત થયો અને લંડનથી હું તેમને મળવા પાછો આવ્યો. એમનાથી સ્પષ્ટ બોલી શકાતું નહોતું અને સ્વતંત્ર રીતે હરીફરી શકાતું પણ નહોતું. ભાગ્યું તૂટ્યું અને અસ્પષ્ટ બોલી શકતા. ત્યારે મને થયું કે ક્યાં જતી રહી પેલી પ્રભાવશાળી વાક્શક્તિ ! તાંબાના રણકા જેવો આકર્ષક અવાજ મેં તા. ૧૦મી એપ્રિલ ૧૯૩૩ પછી ન સાંભળ્યો. તેઓનું અવસાન ૧૯૩૯માં થયું પણ વાક્શક્તિ અને લેખિની બંને એમને છોડીને ૧૯૩૪ના ફેબ્રુઆરીની ૧૩મી તારીખે ચાલ્યાં ગયાં પછી એમને માટે શું શેષ રહ્યું હતું તે હું જાણતો નથી. લક્ષ્મી તો ચંચળ છે પણ સરસ્વતી પણ શું આવી થતી હશે !

તા. ૧૪–૧–૧૯૩૪નો મારા ઉપર લંડનમાં આવેલો તેમનો છેલ્લો પત્ર મારાથી સચવાઈ ગયો છે. તેમાં તેઓ લખે છે કે, "પેરિસના જનસમાજની સ્થિતિ તમે સારી વર્ણવી છે. મોહમય જગત્ કેવો ભ્રમ ઉત્પન્ન કરે છે તે બુદ્ધિમાનને સમજાયા વિના ન રહે. સંસારનો વિશાળ અનુભવ ભોગમાં ડૂબાડે નહિ અને ક્રમશઃ જ્ઞાન વૈરાગ્ય પ્રતિ લઈ જાય તો જીવન સફળ છે."

સ્વર્ગસ્થના જીવનની એક જ વસ્તુ મારે મન મહત્ત્વની છે—તેમની અસાધારણ ગુરુભક્તિ. એ શ્રદ્ધાના બળથી તેઓ વિપત્તિઓ સહન કરતા અને પોતાની

સફળતાઓમાં શ્રીમન્નૃસિંહાચાર્યના કૃપાકટાક્ષ સિવાય બીજું કાંઈ જોતા નહોતા.

આ પુસ્તકની તમામ લેખસામગ્રી મારાં બે મોટાં ભાઈબેને તથા ભાણી ચિ. ઇલાએ એકઠી કરી. તેને શ્રમપૂર્વક વાંચી, વિચારી, વ્યવસ્થિત કરીને ભાઈશ્રી ઉમાશંકરે તથા અનંતરાયે આમાં તે રજૂ કરી છે. મારો ફાળો તો બે ત્રણ અંગ્રેજી તથા બે ત્રણ ગુજરાતી અંજલિ લેખો મેળવી આપવા પૂરતો જ છે.

શિવસદન શાહીબાગ,
અમદાવાદ
તા. ૨૨-૨-૧૯૬૮

યશોધર મહેતા

# નિવેદન

ઘણા મિત્રોનો કેટલાંય વર્ષોથી આગ્રહ હતો કે અમારા સ્વર્ગસ્થ પિતાની સ્મૃતિમાં એક ગ્રંથ પ્રગટ થવો ઘટે જેથી એમના રહ્યાસહ્યા સમકાલીનોનાં સંસ્મરણોના સંગ્રહનો લાભ પણ મળી શકે. એ આગ્રહની સામે અંતરાયરૂપ બન્યો હશે તે અમારા પ્રમાદને પરિહરતાં સર્વશ્રી ઉમાશંકર જોષી તથા અનંતરાય રાવળ એ બને વિદ્વાન મિત્રોના અમૂલ્ય સહકારનો લાભ પણ મળ્યો, જેને પરિણામે આ સ્મારક ગ્રંથ પ્રગટ થઈ રહ્યો છે.

આ પ્રસગે અમારે ખાસ આભાર મુ. શ્રી. મોરારજીભાઈથી માંડીને સહુ અજલિપ્રદાતાઓનો માનવાનો છે તેમની સદ્ભાવ-યુક્ત સ્મરણાજલિઓને કારણે જ આ ગ્રથનુ "સ્મારક" વિશેષણ સાર્થક બન્યુ છે. એ સાર્થકતામા ભાઈશ્રી ઉમાશકર તથા અનતરાય જેવા આધુનિક ગુજરાતના બે અગ્રગણ્ય વ્યુત્પન્ન સાહિત્યસેવકોની "ઋષિપૂજન"ની ઉદાત્ત ભાવના ભળે પછી અમારે માટે અધિક આત્મતુષ્ટિ કઈ? ઉભય સપાદક મિત્રોને અમે એટલુ જ જણાવીશું કે ઋષિઓને માનસ પુત્ર-પુત્રીઓ હોય છે જે તમે જાણો છો. એક પૂર્વગામી ઋષિ-પડિતના માનસપુત્રો તરીકે તમે તમારો ધર્મ બજાવો છો તે અમારે મન આનંદ તેમ કૃતજ્ઞતાનો વિષય છે.

| | |
|---|---|
| શિવસદન, શાહીબાગ | ઈન્દ્રવદન નર્મદાશંકર મહેતા |
| અમદાવાદ | ભારતીબેન નર્મદાશંકર મહેતા |
| તા. ૧-૨-૬૮ | યશોધર નર્મદાશંકર મહેતા |

# વ્યવહારકુશળ વિદ્યાપુરુષ

સને ૧૮૫૭ની એને માર્ચની કટોકટીમાંથી ઊગરી જઈ ભારત પરનું બ્રિટિશ શાસન ભારતભાગ્યવિધાતાના સંકેત અનુસાર પછીના નવ દાયકા પૂરતું સ્થિર થયું તે સાથે મુંબઈ, મદ્રાસ અને કલકત્તાની યુનિવર્સિટીઓની સ્થાપના થતાં દેશમાં ઇંગ્લાંડની યુનિવર્સિટીઓની પદ્ધતિએ ઉચ્ચ શિક્ષણનો પ્રારંભ થયો. એ શિક્ષણે પેદા કરવા માંડેલા પદવીધરોમાંથી પરદેશી શાસકોને આ દેશના વહીવટમાં મદદગાર થાય તેવા સરકારી કર્મચારીઓ અને અધિકારીઓ મળી રહેવા ઉપરાંત આ દેશમાં 'કાળા સાહેબો'નો વર્ગ પણ અમુક પ્રમાણમાં ઊભો થતો મેકૉલેને જોવાનો મનોરથ સિદ્ધ થયો હશે ખરો, પણ એ જ શિક્ષણે પ્રારંભથી કેળવણીકારો, વકીલો, દાક્તરો, ઇજનેરો વગેરે પેદા કરી ભારતને પશ્ચિમના માર્ગે પ્રગતિ-અભિમુખ બનાવ્યું, એ પણ એક ઘટના, જે દેખીતા અનિષ્ટમાંથી શુભ પ્રગટાવવાની વિધિની લીલાની જ કરામત એને ગણવાની. ઓગણીસમી સદીના અન્ત સુધીના મુંબઈ યુનિવર્સિટીના ફાળામાંથી ઉપર ગણાવ્યા તેવા શિક્ષકો, અધ્યાપકો, વકીલો, ન્યાયાધીશો આદિની સાથે મહારાષ્ટ્ર અને ગુજરાતને કેટલા વિદ્વાનો, વિચારકો અને સાહિત્યકારો મળ્યા છે એની ગણતરી કરવા જેવી છે. ગુજરાતના સાહિત્યક્ષેત્ર પૂરતી જ વાત કરીએ તો તેમાં જેમના ધન્ય પદાર્પણથી ગુજરાતને સર્જનાત્મક તેમજ ચિંતનાત્મક વાઙ્મયમાં ન્યાલ કરી નાખતો પંડિતયુગ મળ્યો, એ ગોવર્ધનરામ, નરસિંહરાવ, મણિલાલ, કેશવલાલ અને હરિલાલ ધ્રુવો, રમણભાઈ, આનંદશંકર, બળવંતરાય, 'કાન્ત', કમળાશંકર આદિ મહારથીઓનાં નામ તરત યાદ આવી જાય.

સાડા ત્રણ વર્ષ પછી જેમની શતાબ્દી-જયંતી આવે છે એ દીવાન બહાદુર નર્મદાશંકર દેવશંકર મહેતા ગુજરાત જેમના થકી ઊજળું બન્યું છે એવા આ પંડિતોની પંક્તિમાં નિસંકોચ મૂકી

શકાય તેવા સરસ્વતીના પનોતા પુત્રના, એ તેમનાં ગુજરાતી અને અંગ્રેજી પુસ્તકો, લેખો, પત્રો, પ્રયોગો, વ્યાખ્યાનો વગેરેની આ પુસ્તકના છેવટમાં આપેલી પૂરી ગણની યાદી તો જણાવશે, પણ તેમાં પહેલાં ગણાવેલાં ચાર ગુજરાતી પુસ્તકો જ એકલાં, સિદ્ધ કરી દેશે કે અર્વાચીનો ઉત્તરોત્તર આપણી પ્રજાને માટે નવજાગૃતિ અને સ્ફૂર્તિનો હોઈ, તેનો લાભ લઈ જાણી તૈયાર થયેલ પત્રીકાનો વર્ગ પોતાને વાંચવા પ્રમાણમાં પ્રજાને ભાગ્યશાળી બનાવવાના અનિર્દિષ્ટ કર્તવ્યથી પ્રેરાઈ, જીવનના આજીવિકાથી વ્યવસાયની સાથે એમનામાં પોતાનો વિદ્યાવ્યાસંગ ચાલુ રાખી હાથમાં નિરાપૂર્વક કલમ પકડી પોતાના એ વિદ્યાવ્યાસંગના રૂપ વાચા—મનનનું વિતરણ ગોવર્ધનરામની ભાષામાં 'પ્રતિફલન', યથાશક્તિ અને યથાશક્ય કરતો રહેતો. સરકારી નોકરી બજાવતાં બજાવતાં, દેશસમસ્તના કે તેના નિવાસ—પરિચિત કોઈ પ્રદેશના ભાષા, સાહિત્ય, ઇતિહાસ, ધર્મ—તત્ત્વજ્ઞાન, ચિત્ર—શિલ્પ—સ્થાપત્યાદિ કલાઓ, પશુપક્ષીઓ, વનસ્પતિ, વગેરેમાંથી પોતાના અભ્યાસશોખ અને રસનો વિષય પસંદ કરી તેમાં ભાગ્યવાનોને શરમાવે એવું સંશોધન અધ્યયન અને અવગાહન કરી તેના ફળરૂપ પુસ્તકો લખનાર, એ કાળમાં આ દેશના ભાગ્ય નસીબે આવી ચડેલા કેટલાક વિદ્યા—સંસ્કાર—પ્રિય અંગ્રેજ અમલદારોના વિદ્યાવ્યાસંગના દર્શને પણ આની વૃત્તિ અને પ્રવૃત્તિ પ્રેરી હોય. વિદ્યાપ્રતિફલનનો આ ધર્મ નમ્રદાસ કર મહેતાએ પર્યાપ્ત પ્રમાણમાં બજાવ્યો છે તેને માટે અવકાશયોગી અનુકૂળતા સંપડાવી આપે તેવા શિક્ષક કે અધ્યાપકના વ્યવસાય સાથે તેમણે એ બજાવ્યો નથી. પોતે હતા પરમ નિષ્ઠાવાન પુરુષ, એટલે દત્તચિત્ત બનીને પૂરતા શ્રમ અને ખંત સાથે બજાવેલી સરકારી તેમજ સ્થાનિક સ્વરાજ્યની નગરસંસ્થાઓની પ્રજાજોગ સેવાની સાથે અને વચ્ચે સમય મેળવીને તેમણે એ બજાવ્યો છે, એ જાણનારને તેમને માટે નિર્ભેળ આદર સિવાય બીજી કોઈ લાગણી જન્મી શકે નહિ. એમના જીવનમાંથી આજની પેઢીને કર્તવ્યનિષ્ઠ અને સદાચારદક્ષતાનો ઊંચો આદર્શ અને વિદ્યાવ્યાસંગની

પ્રેરણા ભરપટ મળી રહે તેમ છે

જ્ઞાતિએ સાઠોદરા નાગર શ્રી નર્મદાશંકર મહેતાનો જન્મ તેમને મોસાળ નડિયાદમા ઉત્તમરામ ક્થારિયાને ત્યા ઈ સ ૨૩–૮–૧૮૭૧ના રોજ થયો હતો એમના પૂર્વજો મૂળ અલીણાના, પણ દાદાને નડિયાદમા ઘર મળતા નડિયાદ અને પછી કેટલાક સમય બાદ અમદાવાદ એમના કુટુંબનુ નિવાસસ્થાન બન્યુ કુટુંબને સરકારી નોકરી માફક આવી ગયેલી નર્મદાશંકરના પ્રપિતામહ લલ્લુભાઈને સરકારી નોકરી માટે લુણાવાડામા વતન મળેલુ પિતામહ નથુભાઈ મહેતા તલાટી હતા પિતા દેવશંકર મહેતા (૧૮૫૨–૧૯૦૫) સરકારી નોકરીમા કારકુનપદથી શરૂ કરી મામલતદારપદ અને સચીનના નવાબના દીવાનપદ સુધી પહોચ્યા હતા નર્મદાશંકરના માતા રૂક્ષ્મણી કવિ 'કાન્ત'ને બાળાશંકર ક્થારિયાના બહેન થાય. નર્મદાશંકરના માતામહ ઉત્તમરામ ક્થારિયા મામલતદાર હતા અને કાકા પણ સરકારી નોકરી–શિરસ્તેદાર હતા નર્મદાશંકર ૧૮૮૪મા બી એ મા પ્રથમ વર્ગમા પાસ થઈ યુનિવર્સિટીમા સસ્કૃતમા પહેલા આવી ભાઉ દાજી ઈનામ જીત્યા અને ગુજરાત કૉલેજમા માસિક રૂ ૧૦૦ની દક્ષિણા ફેલોશિપ પામ્યા એમ એ થઈ તે સહેલાઈથી સસ્કૃતના શક્તિશાળી અધ્યાપક બની શક્ત પણ સરકારી મહેસૂલ ખાતાના અમલદાર પિતાએ પુત્રની પોતાના જેવી અમલદારી ઇચ્છી માતૃપિતૃપક્ષે કુળ-પરપરા પણ સરકારી નોકરીના હતા એટલે હાથમા આવેલુ અધ્યાપકપદ મૂકી નર્મદાશંકર માસિક રૂપિયા વીસના પગારે કારકુન બની ચાલુ ગયા એમના આ નિર્ણયની એમના કેટલાક મિત્રો ટીકા કરતા હતા ત્યારે એમના ગુરુ શ્રીમન્ નૃસિહાચાર્યજીએ તેનુ અનુમોદન કરતા કહ્યુ હતુ કે નર્મદાશંકરનો ઉદય એ નોકરીમા જ છે

નૃસિહાચાર્યજીનુ એ ભાવિદર્શન સાચુ હતુ ૧૮૯૬મા કારકુન પદથી સરકારી નોકરીનો પ્રારભ કરનાર નર્મદાશંકરને તેમાથી મામલતદાર અને ડેપ્યુટી કલેક્ટરના પદ ઉપર પહોચતા ઝાઝા વર્ષો વીત્યા નહિ અમદા-

વાદ મ્યુનિસિપાલિટીમા પહેલી વાર ચીફ ઑફિસર નીમવાનો થતા તેણે તેમની સેવા સરકાર પાસેથી ઉછીની લઈ તેમને ૧૯૧૦મા પોતાના ચીફ ઑફિસર બનાવ્યા એ હેસિયતમા સવાપાચ વર્ષ કામગીરી બજાવી તે સરકારમા પાછા ગયા તે પછી મુબઈમા વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપદ નીચેની બાદરા મ્યુનિસિપાલિટીના તેડાવ્યા તે ત્યાં જઈ ૧૯૧૭–૧૯ના ગાળામા ચીફ ઑફિસર બન્યા ફરી અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ ઑફિસર તરીકે નિયુક્તિ થતા ૧૯૧૯ થી ૧૯૨૪ના સાડા ચાર વર્ષ સુધી તેમણે એ પદ શોભાવ્યુ એ સમય પૂરો થયે પાછા સરકારમા જાય, ત્યા તરત એમની સેવાઓ મુબઈના મ્યુનિસિપલ કોરપોરેશને માગતા મુબઈ જઈ તેમણે પ્રથમ કોરપોરેશનના ડેપ્યુટી કમિશનર તરીકે અને પછી કમિશનર તરીકે ૭ વર્ષ મુબઈ શહેરની સેવા બજાવી આઈ સી એસ ના સિનિયર સનદી અમલદારોને જ મળી શકતુ માસિક સાડાત્રણ હજાર રૂપિયાના પગારવાળુ એ ઊંચુ સ્થાન આ બિન–સનદી હિંદી અમલદારને મળ્યુ તે એમની ઉચ્ચ પ્રતિની કાર્યદક્ષતાને આભારી હતું ૧૯૩૧મા તેઓ નિવૃત્ત થયા ત્યારબાદ ખભાતના નવાબસાહેબના નિમત્રણથી ૧૯૩૧ થી ૧૯૩૪ના ગાળામા સવાબે વર્ષ સુધી તેમણે એ રાજ્યની દીવાનગીરી સભાળી ૧૯૩૧મા સરકારે એમની બધી આગલી સેવાઓની કદર કરી એમને 'દીવાન બહાદુર'ના ઇલકાબથી નવાજ્યા આટલા ઉચ્ચ પદ અને પગાર તથા રાજદરબારમા અને પ્રજામા માન અપ્પાપક થયા હોત તો નર્મદાશકરને કદાચ લભ્ય થાત નહિ એમનો ઉદય સરકારી નોકરીમા હોવાની એમના સદ્‌ગુરુની વાણી આમ સાચી પડી પક્ષઘાતના હુમલાએ તેમને ૧૯૩૪ના ફેબ્રુઆરીમા ફરજિયાત આરામની પથારી આપી હોત નહિ તો એ નિત્યોદ્યોગી પુરુષને અગ્રેજીમા કહે છે તેમ 'હાર્નેસ'–ઝીન પર જ મૃત્યુ નસીબ થયુ હોત ૧૯૩૯ના માર્ચમા એમનુ અવસાન થયુ

નર્મદાશકરની આટલી સફળ કારકિર્દી અને આવો ભૌતિક અભ્યુદય એમની પરસેવાની કમાણી હતી એમણે નાનીથી મોટી

સરકારી કામગીરીમાં જે શ્રમ, સૂઝ, ઝડપ, કુનેહ, નિષ્ઠા, પ્રમાણિકતા, નિયમોની અને કાર્યપદ્ધતિઓની સમ્યગ્ જાણકારી, વગેરે બતાવ્યાં હશે તેની કલ્પના તેમના અંગ્રેજ ઉપરીઓએ આપેલા આ પુસ્તકના પૃ. ૨૩૩ પરના પ્રશંસાત્મક અભિપ્રાયો પરથી કરી શકાશે. કુશળ વહીવટકર્તા તરીકે એમના એ પાસાને અંજલિ આપનાર સૌએ તેમને પ્રશસ્યાનું આ પુસ્તકના ઘણા લેખોમાંથી જોવા મળશે. આઈ. સી. એસ. ન હોવા છતાં મુંબઈ મ્યુનિસિપલ કોરપોરેશનનું કમિશનરપદ એમને મળવું જોઈએ એવી આશા, અને કરો તો સરકારને ભલામણ, જાહેરમાં એક સિનિયર આઈ. સી. એન. અમલદાર શ્રી ક્રેટને ૧૯૨૫માં કરી હતી તેમાં નર્મદાશંકરની કાર્યદક્ષતાને જ અર્ધ્ય હતો. તે ‘દીવાન બહાદુર’ બન્યા ત્યારે મળેલા મોટા મોટાના અભિનંદનોમાં એ માન એમને તે પહેલાં ક્યારનું મળવું જોઈતું હતું એવો જે સૂર છે (જુઓ પૃ. ૨૩૪), તેમાં પણ એમની બાહોશ કામગીરીની કદર છે. સ્થાનિક સ્વરાજ્યના અદ્વિતીય નિષ્ણાત અને કુશળ સંચાલક તરીકે એમને વિઠ્ઠલભાઈ પટેલે, અમદાવાદ મ્યુનિસિપાલિટીની બન્ને મેનેજમેન્ટ કમિટીઓએ, સર વિશ્વેશ્વરૈયાએ અને મુંબઈનાં સિટી ઇમ્પ્રૂવમેન્ટ ટ્રસ્ટે તથા મ્યુનિસિપલ કોરપોરેશને જે અંજલિઓ (પૃ. ૨૩૦–૩૩) આપી છે તે પછી કશું વિશેષ કહેવાનું રહેતું નથી. પ્રાપ્ત કાર્યમાં આત્મા રેડ્યા વિના કે તેને પોતાની પૂરી બૌદ્ધિક એકાગ્રતા અને લેશ પણ કામચોરી વિનાનો અવિશ્રાન્ત શ્રમ આપ્યા વિના તેમાં આટલી સફળતા અને તેને માટે આટલા બધાની પ્રશંસા રળી શકાય નહિ, એ દેખીતું જ છે. જે શક્તિ નર્મદાશંકરે પોતાના વિદ્યાર્થીકાળમાં અભ્યાસમાં અને હવે પછી જોઈશું તેમ તેમના તે પછીના વિદ્યાપુરુષાર્થમાં બતાવી છે, તેવી જ શક્તિ તેમણે પોતાના વ્યવસાયવિષય અને વ્યવહારસાધનામાં બતાવી છે.

સરકારી નોકરી કરતા કરતા જેમાં પ્રશંસનીય સેવા બજાવી શકાય તેવા સ્થાનિક સ્વરાજ્યની શાસ્ત્રીય નિષ્ણાતના નર્મદાશંકરે એવી

કેળવી લીધી અને તેના વ્યવહારની ભૂમિકાના વહીવટી સચાનનની તકો એવી મહત્વાકાક્ષી નજરે ઓળખી અને મેળવી લીધી કે તેમણે પોતાની તરક્કીય સાધી અને પ્રજામેવાથી તેનો બદનોય વાળી આપ્યો એ વખતના ચીફ ઓફિસર તરીકે અમદાવાદ મ્યુનિસિપાલિટીના તત્રમા ઘણા આવશ્યક સુધારા કરી તેને સુવ્યવસ્થિત રી આપવા ઉપરાત અમદાવાદની શહેરસુધારણા કરવામા તેમણે ઘણો ફાળો આપ્યો છે અમદાવાદ માટે નગર–આયોજન ( ટાઉન–પ્લાનિગ ) ના કામનો સગીન પાયો પ્રથમ નાખનાર તેઓ આજના રિલીફ રો. ાસ્રિયાની હિન–ગાર્ડનો અને બીજી ઘણી યોજનાઓના પ્રથમ આયોજક તેઓ જ હતા ૧૯૩૭મા તે વખતના અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી બળવતરાય પરમેશ્વરાય ઠાકોરે મ્યુનિસિપલ નોકર મડળની વાર્ષિક સભામા પ્રમુખસ્થાનેથી ઓનતા મ્યુનિસિપલ નોકરોએ અનુસરવા જેવા આદર્શ અધિકારી તરીકે નર્મદાશકરને ગણાવતા કહ્યુ હતુ ' અત્યારની અમદાવાદની ખીલવણી અને આબાદી તેમની યોજનાઓને જ આભારી છે મ્યુનિસિપાલિટીની સદ્ધર આર્થિક સ્થિતિ પણ તેમના દુરદેશી પણાને આભારી છે સરકારની સૂચનાથી નર્મદાશકરે સને ૧૯૨૮ ની સાલમા જુદી જુદી મ્યુનિસિપાલિટીઓને કામ લાગે તેવા નમૂનારૂપ નિયમો અને ઉપનિયમો ૭ માસમા જ ઘડી આપ્યા હતા મ્યુનિસિપલ કાયદાઓનુ તેમનુ જ્ઞાન તેમના સમયમા સૂક્ષ્મ અને સગીન ગણાતુ અને અમલદારો વેળા ઘણીવાર તેમનુ માર્ગદર્શન મગાવાતુ સ્થાનિક સ્વરાજ્ય વિશે શિક્ષણ આપી તેના ભાવિ કર્મચારીઓ–અધિકારીઓને તૈયાર કરવા માટે શરૂ થયેલ 'લોકલ સેલ્ફ–ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યૂટ'ની પ્રવૃત્તિમા તેની સ્થાપનાના મૂળથી પોતાના દેહાન્ત સુધી તેઓ સક્રિયપણે સકળાયેલા રહ્યા હતા

આમ આજીવિકાર્થી વ્યવસાયમા સરકારી નોકરી સ્વીકારી તો તેમા રાજ્યને અને પોતાની જાતને પૂરા વફાદાર રહી તે ઉત્તમ રીતે બજાવી તેના સુફળ પણ ભોગવવા ભાગ્યશાળી બનેલા નર્મદાશકરના

વ્યક્તિજીવનનુ એક મહત્ત્વનુ પાસુ શ્રીમન્નૃસિંહાચાર્યના એક ઉત્તમાધિકારી શિષ્ય અને ‘શ્રેયસ્સાધક અધિકારી વર્ગ’ના એક અગ્રગણ્ય સભ્ય તરીકેનુ છે પશ્ચિમના સંપર્કે આપણી પ્રજાને શરૂઆતમા આંજી નાખી જૂનુ એટલુ ખરાબ એમ માનનાર ઉચ્છેદક સુધારકોનો વર્ગ ઊભો થયો હતો પણ કેટલોક વખત એના ઉત્સાહી પ્રતિનિધિ બનેલા નર્મદે એના આયુષ્યના છેવટના વર્ષોમા પૂર્વ ભણી એટલે ભારતીય ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિ ભણી મો ફેરવ્યુ તે પછી પંડિતયુગમા આપણા ધર્મતત્ત્વજ્ઞાનના મૂળ શાસ્ત્રગ્રંથોનો અભ્યાસ થતા સમન્વયાસ્થાપનની પ્રક્રિયા વેગીલી બની એવા સંક્રાન્તિ કાળમા હિંદુ ધર્મની આન્તરિક શક્તિ તથા તેનું જીવન્તપણુ પ્રત્યક્ષ દૃષ્ટાન્તથી બતાવી શકે તેવા એક યોગસિદ્ધ મહાત્મા શ્રીમન્ નૃસિંહાચાર્ય ગુજરાતમા પ્રગટવાનો સુયોગ થયો એમણે નવા યુગના સંશયગ્રસ્તોની આસ્થા સનાતન હિંદુ ધર્મમા પુન પ્રતિષ્ઠિત કરી અને આસ્થાળુઓની હતી તે દૃઢાવી એમનો ધાર્મિક–આધ્યાત્મિક ડાયનેમો જ્યા સક્રિયપણે કામ કરતો હતો તે વડોદરામા પોતે ૧૮૯૦ ના અરસામા કૉલેજમા ભણતા ત્યારે નર્મદાશંકર એમના પ્રેરક સમાગમમા આવ્યા અને થોડા જ સમયમા એમના મંત્રદીક્ષિત શિષ્ય બન્યા નૃસિંહાચાર્યજીને મહેશ્વરનુ ‘અદૃષ્ટ સંકેતજન્ય લીલાતનુ’ માનતા નર્મદાશંકરની ગુરુભક્તિ ઊંડી હતી ગુરુના સ્વરૂપાવસ્થાન પછી તેઓ ‘શ્રેય સાધક અધિકારી વર્ગ’, જે નામથી નૃસિંહાચાર્યજીનુ શિષ્યમંડળ એક સંસ્થા કે વર્ગરૂપે ઓળખાતુ હતુ, તેના એક અગ્રણી અને આધારસ્તંભ જેવા બની ગયા હતા વર્ગની ‘સદુપદેશ શ્રેણી’મા તથા માસિક ‘મહાકાલ’મા તેઓ લેખો આપતા, વર્ગના ઉત્સવો પ્રસંગે વ્યાખ્યાનો આપતા અને પોતાની હાજરીથી ગુરુબંધુ શ્રેયસાધકોને પ્રેરણા આપતા એમની વિદ્વત્તા અને ગુરુભક્તિને લીધે તેમજ ઊંચા સામાજિક મોભાને લીધે નગીનદાસ મહેતા, પ્રો જેકિસનદાસ કસ્પિયા, હીરાલાલ નાણાવટી શોલિસિટર, ડોલિકરામ મહેતા, ઈશ્વરભાઈ પટેલ, નગીનદાસ સંઘવી આદિ

શ્રેયઃસાધક વર્ગના અગ્રણી ગુરુબંધુઓ નર્મદાશંકર પ્રત્યે આદરભાવથી જોતા.

નર્મદાશંકરના વ્યક્તિજીવનનું એનાથી વધુ સમુજ્જ્વલ પાસું એમના પાંડિત્યનું છે. અધ્યાપકપદને પંથેથી ભલે એ પાછા વળી ગયા, પણ એ વિદ્યાનો જીવ કદી મટયા નહિ. ૧૮૯૪માં ભાઉ દાજી ઇનામ જીત્યા પછી 'વેદાંતસિદ્ધાંતભેદ' પરના અંગ્રેજી નિબંધ માટે ૧૮૯૫–૯૬માં તથા 'અદ્વૈત બ્રહ્મસિદ્ધિ'ના ભાષાંતર માટે ૧૮૯૯માં, એમ બે વાર તેમણે સુરા ગોકુળજી ઝાલા વેદાન્ત પારિતોષિકો મેળવ્યાં. આ તેમની સરકારી નોકરીની શરૂઆત વેળા અને તરત પછીમાં બન્યું. નૃસિંહાચાર્યજી તેમની પાસે ઉપનિષદાદિ વંચાવતા અને તેના મર્મ પોતાના અનુભવજ્ઞાનથી પ્રકાશિત કરતા. વેદાંત વિશેનો એક પણ સંસ્કૃત ગ્રંથ એવો નહિ હોય જે તેમણે વાંચી નાખ્યો ન હતો. કોઈએ તેમને સ્થાનિક સ્વરાજ્યના જ્ઞાનકોશ કહ્યા છે, પણ તેનાથી મોટા જ્ઞાનકોશ એમને વેદાંતાદિ દર્શનો, મંત્ર–તંત્ર–શાસ્ત્રો અને હિંદુ ધર્મ તથા તત્ત્વજ્ઞાનના કહેવા પડે એટલું બધું એવું શાસ્ત્રજ્ઞાન એમણે સ્વપ્રયત્ને શોખથી સંપાદિત કરી લીધું હતું. એ વિષયમાં તે નરસિંહરાવ દીવેટિયા અને કેશવલાલ ધ્રુવ જેવા વિદ્વાનો તેમજ બીજા ઘણાઓ માટે કેવા શ્રદ્ધેય પૂછવા–ઠેકાણું બની ગયા હતા તેનો આ સ્મારક ગ્રંથમાંથી સહેજે ખ્યાલ આવશે.

એમના આ પાંડિત્યનું પ્રતિફલન 'શ્રેયઃસાધક અધિકારી વર્ગ'નાં 'સદુપદેશ શ્રેણી' તથા 'મહાકાલ'માના સંખ્યાબંધ લેખો દ્વારા પ્રથમ થયું. ૧૮૯૫ થી ૧૯૩૮ સુધીના ગાળામા લખાયેલા પૂરા સોની સંખ્યાના એ લેખો 'ધર્મવિચાર'ના નર્મદના લેખો અને તેની પછી ધોધબંધ વહેલા મણિલાલ નભુભાઈ દ્વિવેદીના હિંદુ ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિ સંબંધી લેખો પછી આનંદશંકર ધ્રુવે 'સુદર્શન' અને 'વસન્ત' માસિકો દ્વારા આપેલા 'આપણો ધર્મ' એ નામથી પાછળથી ગ્રંથસ્થ થયા તેવા લેખો તથા 'હિંદુ વેદધર્મ'

જેવાં પુસ્તકોની સાથે ઐતિહાસિક ક્રમમાં ગોઠવાઈ જઈ અર્વાચીન ગુજરાતના ધર્મ–તત્ત્વજ્ઞાનના સાહિત્યનું એક તેજસ્વી પ્રકરણ બનાવે છે. એમણે એથી બજાવેલી પ્રજાસેવા એકંદરે જોતાં 'ધર્મવિચાર' વાળા નર્મદ, મણિલાલ દ્વિવેદીએ અને આનંદશંકર ધ્રુવે બજાવેલી એતત્ક્ષેત્રીય સેવાના જ પ્રકારની કહેવાય. હિંદુ ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિના ઊંડાણ, સંગીનતા, ખૂબીઓ, વગેરેની વિચારણા તત્પર નવશિક્ષિતોને પ્રતીતિ કરાવી હિંદુ ધર્મના સાધનામાર્ગો પરત્વેની તેમની સાશંકતા કે અનાસ્થાને દૂર કરવાનું અને એ રીતે સ્વધર્મ અને સ્વ–સંસ્કૃતિના મર્મપ્રકાશન કે રહસ્યોદ્ઘાટન દ્વારા તેમના સંરક્ષણ કે પુનઃપ્રતિષ્ઠાપનનું આ ચારે મહાનુભાવોને હાથે બજેલું સેવાકાર્ય અર્વાચીન ગુજરાતના ધાર્મિક અને સાંસ્કૃતિક ઇતિહાસનું પણ ઊજળું પૃષ્ઠ છે.

સહેજ ઊંડી નજરે જોતાં તેમજ દરેકનાં પ્રકૃતિ, મિજાજ તથા લખાણોનાં સ્વરૂપ લક્ષમાં લેતા ચારેનું થોડું પાર્થક્ય તરી આવે છે એ પણ કહેવું જોઈએ. ધર્મ–તત્ત્વજ્ઞાનના મૂળ સંસ્કૃત ગ્રંથોનું વાચન–પરિશીલન અનુગામી ત્રણ વિદ્વાનો જેવું અને જેટલું નર્મદને નહિ. તેની પ્રકૃતિ પણ પંડિત કે તત્ત્વજ્ઞની નહિ તેટલી એક ઉત્સાહમૂર્તિ પ્રવૃત્તિપુરુષની. અલબત્ત, 'ધર્મવિચાર'ના લેખોના લેખન સમયે નર્મદ વીર મટી ધીર બન્યો હતો, પણ પોતાનું જે દૃષ્ટિ–વૃત્તિ–પરિવર્તન થયું હતું તેને લોકોને ખતરામાંથી બચાવી સાચે માર્ગે વાળવાના શુભાશયથી સહેજ લોકોના વિચારનેતાની અદાથી જાહેરમાં મૂકવાને તેની એ પ્રવૃત્તિ થઈ હતી. પોતાનું આરંભેલું એ પુણ્યકાર્ય જે જુવાન ચાલુ રાખશે એમ નર્મદે કહ્યું અને જેને તેણે મરતાં પહેલાં પોતાની આશિષ આપી, એ મણિલાલ નભુભાઈ દ્વિવેદીની વિદ્વત્તાની ભૂમિકા વધુ સંગીન અને તેમની દૃષ્ટિ, વૃત્તિ અને શક્તિ પંડિત અને તત્ત્વાર્થીની, પણ તેમના દેશકાળે તેમજ નર્મદનું કામ ચાલુ રાખવાની ભાવનાએ તેમને બનાવી દીધા જાણે આરોપીના પાંજરામાં મુકાયેલ હિંદુ ધર્મતત્ત્વજ્ઞાનના બચાવમાં ઊભા

રહેલા વકીલ. એમની વાણીમાં આથી એક મિશનરીની ધગશ લાવે તેવું જોશ આવ્યું એ લાભ પણ થયો. લોકોમાં એમના લેખોની એ કારણે અસર પણ વિશેષ થઈ. પ્રાર્થનાસમાજી ભક્તિવાદીઓ વડે વેદાંતના અદ્વૈતસિદ્ધાંતની થતી હાંસી કે એની સામે કરાયેલા હુમલા ખાળી એને અચલપ્રતિષ્ઠ જ્ઞાનસિદ્ધાંત અને અધ્યાત્મસાધના મણિલાલ સિદ્ધ કરી ગયા તે એમની ધર્મ–તત્ત્વજ્ઞાનના ક્ષેત્રે ગુજરાતની મોટી સેવા છે. આનંદશંકર ધ્રુવે મણિલાલનું જ કાર્ય એમના અકાળ અવસાન બાદ ઉપાડી લીધું ખરું, પણ સ્વધર્મસંરક્ષકનો એકાન્તિક સ્વાંગ એમને ટૂંકો પડે તેમ હતું. મણિલાલના અવસાન પછી એમના 'સુદર્શન' માસિકનું તંત્રીપદ થોડો વખત સંભાળી એમણે તે બંધ કરી દીધું અને પછી 'વસન્ત' માસિક શરૂ કર્યું તે ઓછું સૂચક ન હતું. એમની પ્રકૃતિ સાત્ત્વિક અને તટસ્થ સ્વાધ્યાયશીલ અધ્યાપક અને અનાકુલ વૃત્તિથી બધું તુલનાત્મક દૃષ્ટિએ જોવા–વિચારવાના રસિયા તારતમ્ય-શોધક સમન્વયદર્શી વિદ્વાનની વિશેષ. એમને ન્યાયાધીશ બનવું ફાવે, વકીલ કે મિશનરી નહિ. દૃષ્ટિ-વૃત્તિ ગોવર્ધનરામે 'સાક્ષરજીવન'માં કહેલા 'પર્યેષક' પ્રકારનાં, એટલે પર્વતના શિખરે ઊભા રહી ત્યાંથી આસ-પાસના વિશાળ પ્રદેશને જોઈ તેનું સમગ્રચિત્ર આંખમાં ભરવા જેવું કામ જ્ઞાનવિષયમાં કરવું તેમને રુચે. આથી વ્યાપકતા ને સમગ્રતા તેમનાં લેખનમાં આવે તેટલી વિગતોની કૈશિકી ઝીણવટ ન આવે. એમનો આંતર પ્રસાદ એમના લેખનમા પણ ઊતરવાથી એમના લખાણોમાં પાંડિત્ય હોવા છતા અમુક પ્રમાણમા રસાળતા અનુભવાય છે અને તે નીરસ કે ભારે લાગતા નથી.

નર્મદાશંકર એમના વિદ્યાગુરુ આનંદશંકરની જેવી જ ઊંચી કક્ષાના ધર્મશાસ્ત્રજ્ઞ અને સંસ્કૃતના પંડિત, પણ એમનું પાંડિત્ય મુકાબલે શાસ્ત્રપંડિત કે દર્શનશાસ્ત્રીનું વિશેષ. કૂટ શાસ્ત્રગ્રંથોમા અવગાહન કરવાથી ક્યારેય જરાય ન ત્રાસતા દેખાતા નર્મદાશંકરનું શાસ્ત્રપાંડિત્ય કદાચ મણિલાલ અને આનંદશંકર કરતા વધારે પણ હોય. હાથ પરના

વિષય અંગે, પછી તે હિંદના તત્ત્વજ્ઞાનનો કે શાક્ત સંપ્રદાયનો ઇતિહાસગ્રંથ હોય કે ઉપનિષદ્‌–વિચારણાનો ઇતિહાસ હોય કે વેદાન્ત, જૈન કે બૌદ્ધ દર્શન અંગેનો લેખ હોય, તેઓ એટલી બધી આધાર-સામગ્રી જોઈ વળે છે અને ગ્રંથમાં કે લેખમાં તેનો ટાંકીને કે ઉલ્લેખીને વિપુલ વિનિયોગ કરે છે કે તેમનાં લખાણો તેમનું શાસ્ત્રજ્ઞાન ઝીણું ને ઊંડું (Intensive) હોવાનું તરત સિદ્ધ કરી આપે. પ્રતિપક્ષને ઉત્તર અપાઈ ચૂક્યો હતો અને ખંડનમંડન ઝાઝું આવશ્યક રહ્યું હતું નહિ એ સમયભૂમિકાએ લખતા નર્મદાશંકરનું ધર્મતત્ત્વજ્ઞાનવિષયક લેખન શાસ્ત્રસિદ્ધાન્તો કે સાધનામાર્ગો વિશે મૂળ ગ્રંથોમાંથી પૂરતા આધાર આપી વિગતપૂર્ણ શાસ્ત્રીય માહિતી રજૂ કરવા અને કેટલીક વાર તેનું રહસ્યદર્શન કરાવવા જ પ્રયોજાય તેમ બનવું સ્વાભાવિક હતું. વિગતપ્રચુરતાને લીધે તેમજ આવી ઝીણવટને કારણે તેમનું લખાણ વિદ્વત્તાભારે અને શુષ્ક બની કુતૂહલાર્થી અને અલ્પાભ્યાસી વાચકોને થકવે કે ભગાડી મૂકે પણ નિષ્ઠાવાન જિજ્ઞાસુઓને પોતાને ઘણું નવું જાણવા મળ્યાનો સંતોષાનંદ સંપડાવે એવું બન્યું છે.

બૌદ્ધિક શાસ્ત્રકસરતનો એમને તો લેશ પણ કંટાળો નહિ, એવું મગજ પરમ શક્તિએ એમને બક્ષ્યું હતું. એમની ઝીણવટ અને સંપૂર્ણતાનો આગ્રહ પણ એવો કે આનંદશંકરે એમની Thoroughness ને વખાણતાં જે કહ્યું છે કે 'જે વિષય પોતે હાથ પર લે તેનો તળિયાઝાટક અભ્યાસ કરી તેને ન્યાય આપવો એટલે નર્મદાશંકર', તે અક્ષરશઃ સાચું છે. આ કારણે એમનું વિદ્વાન તરીકેનું મનોઘડતર વેદો અને આપણા બીજા અનેક ધર્મગ્રંથોના અધ્યયન અને તેના પરના ગ્રંથલેખનમાં રત જર્મન અને બીજા પાશ્ચાત્ય ભારતવિદ્યાવિદોના જેવું ખુશીથી કહી શકાય. પોતાના 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ', 'ઉપનિષદ્‌-વિચારણા' અને 'શાક્ત સંપ્રદાય' જેવા ગ્રંથોમાં એમણે અખ્ત્યાર કરેલી ઐતિહાસિક, તુલનાત્મક અને રહસ્યદર્શી પદ્ધતિ પાશ્ચાત્ય સંશોધકો

અને પંડિતોના જેવી શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક જણાય છે તેનું કારણ આ એમના 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' એ પ્રથમ બે ભાગમાં છપાયેલ ગ્રંથની ગુણસમૃદ્ધિ એવી છે કે એનો હિંદી અને અંગ્રેજીમાં અનુવાદ થયો હોત તો તેના લેખકની કીર્તિ ગુજરાત બહાર હિંદમાં ને દુનિયામાં વ્યાપત. એમનો એ વિદ્યાપુરુષાર્થ પ્રો. દાસગુપ્તા અને ડૉ. રાધાકૃષ્ણનનાની પહેલાનો છે, એ ગુજરાત માટે ગૌરવનો વિષય છે. એમાં તેમજ 'ઉપનિષદ્–વિચારણા'માં પોતાના સ્વાધ્યાયાભ્યસનને આધારે એમને કેટલુંક નવું પણ કહેવાનું થયું છે, જે બતાવે છે કે માત્ર મૂળ ગ્રંથો વિશેની કે એમાંની માહિતી રજૂ કરનારા આડતિયા જ એ ન હતા, મૌલિક રીતે તેને અવલોકનાર પણ હતા એથી જ, બુદ્ધના વચનોને સમજવામાં બ્રાહ્મણોએ બહુ ભૂલ કરી છે અને શંકરાચાર્ય પણ એનો મર્મ કદાચ સમજી શકેલા નહિ, એવો એમનો મત બંધાયો હતો. બુદ્ધ ભગવાન પ્રત્યે તેમને ઘણો પૂજ્યભાવ હતો. તેમની ધ્યાનસ્થ મૂર્તિ પાછલાં વર્ષોમાં તે પોતાના ટેબલ ઉપર પોતાની સામે રાખતા એમ તેમના પુત્ર શ્રી યશોધરભાઈ કહે છે.

નર્મદાશંકરનું આ શાસ્ત્રપાંડિત્ય એમનાં સાહિત્યવિષયક પુસ્તકો, લેખો અને વ્યાખ્યાનોમાં પણ સારું કામ આવ્યું છે. 'અખાકૃત કાવ્યો'ના સંપાદનમાં પંચીકરણ, માયાવાદ વગેરેની, અખાએ વાપરેલા વેદાંતના ઘણા પારિભાષિક શબ્દોની તથા અખાની ઘણી પંક્તિઓની માહિતીપ્રચુર વિશદ સમજૂતી આપીને અખાના લોક–વાણીમાં બળકટ રીતે રજૂ થયેલા વેદાન્તની શાસ્ત્રશુદ્ધતા તેમણે સિદ્ધ કરી આપી છે. મુંબઈમાં દયારામજયંતીના પ્રસંગે મુખ્ય વ્યાખ્યાતા તરીકે આપેલા વ્યાખ્યાનમાં શાસ્ત્રદૃષ્ટિએ ભક્તિતત્ત્વની મીમાંસા કરી લૌકિક શૃંગારના સામ્ય છતાં આંતર વૈષમ્યવાળી 'અલૌકિક માધુર્યભક્તિ'ની સમજૂતી આપી, તેમણે દયારામને ભક્તકવિ નહિ પણ રસિક પ્રણયકવિ ગણવાના શ્રી કનૈયાલાલ મુનશીના મતની ભ્રામકતા બતાવી, વ્યાખ્યાનને અન્તે 'અને તો દયારામમાં શુદ્ધ ભક્તિનો સ્પર્શ સમજાય છે' એવો નિર્ણય

આપ્યો હતો ગોવર્ધનરામની તપોમયતા અને ધર્મ ભાવના પણ અધિકારીની રીતે એમણે એ વ્યાખ્યાનોમા વિશદ કરી સમજાવી તેને ઉચિત અર્ધ્ય આપ્યો હતો 'ત્રિભુવનવિજયી ખડ્ગ' એ શ્રીમન્ નૃસિંહાચાર્યની તત્ત્વગર્ભ રૂપક કથાના પુસ્તકની નવી આવૃત્તિ વેળા પ્રવેશકમા તેનુ મર્મપ્રકાશન તેમણે કરી બતાવ્યુ છે 'યોગિનીકુમારી' એ 'વિશ્વવંદ'ની યોગ અને સિદ્ધિને લગતી ચમત્કારપૂર્ણ રસાત્મક નવલકથાના પ્રથમ ભાગની નવી આવૃત્તિના પ્રવેશકમા તેમણે એ કથાનુ આતર સામગ્રીની દૃષ્ટિએ જે પરિચયાત્મક વિવેચન કર્યુ છે તેમા પણ તેમની પારદર્શિતા દેખાઈ આવે છે વિશેષ નોધપાત્ર તો છે કવિ બાલાના જીવન અને સાહિત્યસેવા ઉપર તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની વાર્ષિક વ્યાખ્યાનમાળામા ૧૯૨૮ મા આપેલ વ્યાખ્યાન નર્મદાશકર અદ્વૈત વેદાત તથા શાક્ત સિદ્ધાત અને તત્રાગમના જાણકાર હોવાથી સમકાલીનોની ગેરસમજનો ભોગ બનેલી બાલાશકરની કવિતાને સાચી રીતે સમજવાની ચાવી તેમણે એ વ્યાખ્યાનમા આપી તેમજ બાલાશકર તેમના મામા થતા હોઈ તેમના જીવન અને સાચા વ્યક્તિત્વ વિશે અધ્યેય હકીકત રજૂ કરી બાલાશકરની કેટલીક કાવ્યરચનાઓનુ ખરુ રહસ્ય પ્રગટ કરવાની સાહિત્યકીય સેવા બજાવી છે ગોવર્ધનરામ કૃત 'સ્નેહમુદ્રા'નો મર્મ પહેલો પ્રગટ કરનાર પણ નર્મદાશકર જ હતા

એવા એમના સાહિત્યવિષયક લેખો એમની અનામય સાહિત્યસમજ વિશે પણ આપણા પર સારી છાપ પાડે છે દયારામ વિશેના વ્યાખ્યાનમા તેમણે કહેલુ 'કાવ્યના રસાસ્વાદમા કવિનુ પોતાનુ અગત જીવન કેવુ હતુ તે પ્રશ્ન અસ્થાને ગણાય આ તેમની સાહિત્યસમજ કેટલી ચોખ્ખી હતી તે દર્શાવે છે 'યોગિનીકુમારી ભાગ-૧ ના પ્રવેશક તરીકે લખેલ અભ્યાસપૂર્ણ લેખમા નવલકથાની ભાવનાના વિકાસ વિશે તેમણે જે લખ્યુ છે, જૂના વખતમા કથા કેમ અને હવે નાગરિક સસ્કૃતિમા નવલકથા કેમ એ સમજાવી પશ્ચિમમા નવલકથાનો થયેલો જે વિકાસ તેમણે સક્ષેપમા આલેખી બતાવ્યો છે અને

'સરસ્વતીચંદ્ર' નું એ જ પૃષ્ઠોમાં પણ જે સારગર્ભ અને સુંદર વિવેચન કર્યું છે તે તેમને માટે માન ઉપજાવે તેવું છે. પેલી આનંદશંકરે વખાણેલી તેમની Thoroughness નર્મદાશંકરનાં લેખો અને વ્યાખ્યાનોને આમ ખૂબ અભ્યાસપૂર્ણ અને દ્યોતક બનાવતી. એમનાં વ્યાખ્યાનોના શ્રોતાઓને એમના તાંબાના રણકા જેવા આકર્ષક અવાજ અને મનોહર વાક્છટાના શ્રવણનો લાભ એમની વિદ્વત્તાની સાથે સારા પ્રમાણમાં મળ્યો હશે. ગુજરાતે પેદા કરેલા કેટલાક સારા વક્તાઓમા એમના નામની ગણતરી આદરપૂર્વક થતી સાંભળીએ છીએ.

કુશળ વહીવટકર્તા, સ્થાનિક સ્વરાજના નિષ્ણાત, શ્રેયઃસાધક અધિકારી વર્ગના સ્તંભ, ધર્મ–તત્ત્વજ્ઞાન તથા સાહિત્યના અભ્યાસી વિદ્વાન અને વક્તા, આવા નર્મદાશંકર સંસ્કારપ્રિય ગુજરાતે વિસરી જવા ન પોસાય તેવા વ્યક્તિવિશેષ હતા. આજની પેઢીને એમનો પરિચય કરાવવાની ચોક્સ જરૂર હતી. એ કાર્ય એમના સાહિત્યકાર સુપુત્ર શ્રી. યશોધરભાઈએ ભક્તિભાવથી ઉપાડી જુદાં જુદાં ક્ષેત્રમાં પોતાના પિતાના પ્રત્યક્ષ ને પરોક્ષ સંપર્કમાં આવેલા સદ્‌ગૃહસ્થો પાસેથી એમનાં કાર્ય અને વ્યક્તિત્વને વિશે આધારભૂત માહિતી તથા તેને અંજલિ આપતી લેખસામગ્રી એકઠી કરી છે, તે વ્યવસ્થિત સ્વરૂપમાં ગોઠવી પાછળનાં પૃષ્ઠોમાં ગુજરાતને ચરણે નિવેદિત થાય છે.

એ બધી સામગ્રી તથા નર્મદાશંકરના પોતાના લેખો, પત્રો, વગેરેની થોડીક વાનગી–પ્રસાદી અને તેમની સમસ્ત અક્ષરોપાસના જેમાં મૂર્ત થઈ છે તે તેમનાં ગુજરાતી–અંગ્રેજી પુસ્તકો, લેખો, પ્રવેશકો, વ્યાખ્યાનો વગેરેની યાદી જ આપણા આ સ્મરણીય વિદ્વદ્વર્યનો એટલો મજાનો પરિચય આપી રહે છે કે એમને વિશેષ ઓળખાવવા માટે આવો કોઈ પ્રવેશકલેખ પછી જરૂરી રહે જ નહિ. શ્રી યશોધરભાઈના મમતાભર્યા આગ્રહે શ્રી. ઉમાશંકર જોશીને તથા મને આ પુસ્તકના સંપાદનમાં સામેલ કર્યા છે, જે અમારે માટે આનંદનો વિષય બનેલ છે. શ્રી. યશોધરભાઈ તથા તેમના વડીલ બંધુ તથા ભગિની માટે આ પ્રકાશન

સુંદર પિતૃતર્પણ બને છે, તો અમને તેમાં આ પુષ્પાંજલિ દ્વારા અનાયાસે ઋષિપૂજનનો લાભ સાંપડ્યો છે, જે માટે તેમના ખૂબ આભારી છીએ

સદ્ગતની સ્મૃતિને શોભતો આ સ્મારકગ્રંથ ગુજરાતની આજની પેઢીને વડીલ પેઢીના એક સમ્માનનીય વિદ્યાપુરુષના વ્યક્તિત્વ, જીવનકાર્ય અને વિદ્વત્તાનો તેણે મસ્કાગપ્રીત્યર્થ કરવો જોઈતો પરિચય કરાવશે અને આથી વહેલો એ કેમ પ્રગટ ન થઈ શક્યો એવી ઘણા વાચકોની મૃદુ ફરિયાદ અને હવે સ્વ. નર્મદાશંકર મહેતાના બધા અપ્રગટ તથા ગુજરાતી લેખોને ગ્રંથસ્થ કરી નાખી ગુજરાતને વેદાન્ત સુલભ કરી આપવાની માગણી અવશ્ય પ્રેરશે એવી અમને ખાતરી છે. એને સંતોષવા એમના સંતાનો અને—અથવા ગુજરાતની સાહિત્યસંસ્થાઓ તૈયાર રહે

અમદાવાદ ૧૮-૧-૬૮ અનંતરાય મ. રાવળ

# સ્થાનિક સ્વરાજ્યના નિષ્ણાત

## માનનીય શ્રી. મોરારજી દેસાઈ

નાયબ વડાપ્રધાન

સ્વર્ગસ્થ શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતાના નામથી હુ પરિચિત હતો પરંતુ તેમને સૌ પ્રથમ મળવાનુ બન્યુ ૧૯૧૯મા એ વર્ષે મારી નિમણૂક અમદાવાદ થયેલી નર્મદાશંકરભાઈ ત્યારે અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ ઑફિસર હતા મારા મામાએ અમારી ઓળખાણ કરાવેલી અમારી એ પહેલી મુલાકાત દરમિયાન શી વાત થયેલી એનુ સ્મરણ નથી, પરંતુ ત્યારના તેમના વ્યક્તિત્વની જે છાપ મારા મનમા પડી તે આજે પણ કાયમ છે

ત્યારપછી તેમના ગાઢ સપર્કમા હુ આવ્યો એમ તો ન કહી શકુ, પરંતુ કેટલીક વાર મારે તેમને મળવાનુ બનેલુ તેમના કાર્યોથી તો હુ પરિચિત રહેતો જ એ અરસામા ગુજરાતમા, સમગ્ર મુંબઈ પ્રાન્તમા, લોકો તેમને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના દીર્ઘદ્રષ્ટા, કુશળ વહીવટકર્તા અને તત્ત્વજ્ઞાનના અઠંગ અભ્યાસી તરીકે ઓળખતા હતા.

નર્મદાશંકરભાઈ પંડિતયુગના સંતાન હતા ૧૯મી સદીના ઉત્તરાર્ધમા આપણે ત્યા જે નવજાગૃતિ આવેલી તે તેમનામા અંકિત થઈ હતી. વિક્ટોરિયન અંગ્રેજોમા રુચિની વિવિધતા, જ્ઞાનનું ઊંડાણ, ઉદ્યમવૃત્તિ અને ધીરગંભીરતા હતા તે આપણા બુદ્ધિજીવીઓમા પણ આવેલા એટલે એ સમયના આપણા સાહિત્યકારો, સમાજસેવકો, શિક્ષકો તેમ જ અન્ય બુદ્ધિજીવીઓમા ક્યાયે છીછરાપણું જોવા ન મળતુ. જ્ઞાન માટેની એમની ખોજ નિરંતર ચાલુ રહેતી. આ યુગના બધા મુખ્યલક્ષણો

એવાં હતાં એ કારણે માત્ર સરકારમા જ નહી પરંતુ જાહેર જીવનમાં પણ તેઓ હમેશા આદરણીય રહ્યા હતા ૧૯૩૮મા જ્યારે મુબઈ રાજ્યમા કોંગ્રેસ સરકાર સત્તા પર હતી ત્યારે પ્રધાનમડળે સ્થાનિક સ્વરાજના પ્રશ્નોની તપાસ કરવા એક સમિતિની નિમણૂક કરવાનો અને તે સમિતિના અધ્યક્ષપદે નર્મદાશકરભાઈને નીમવાનો ઠરાવ કર્યો એ વખતે તેઓ બીમાર હતા એટલે એ પદ સ્વીકારી ન શક્યા અને તેમના અનુભવ અને જ્ઞાનનો લાભ એ સમિતિ ન મેળવી શકી બ્રિટિશ સરકારની નોકરીમા જે વ્યક્તિએ જીવન ગુજારેલુ અને જેમને બ્રિટિશ સરકારે દીવાનબહાદુરના ઇલ્કાબથી નવાજ્યા હતા તે વ્યક્તિને કોંગ્રેસ સરકાર આદરપૂર્વક એક મહત્ત્વની સમિતિનુ અધ્યક્ષપદ સ્વીકારવા નિમત્રણ આપે તેથી વિશેષ અજલિ તેમના જ્ઞાન, પ્રતિભા, તટસ્થતા અને કુશળતા માટે શી હોઈ શકે?

## ૨૧. શ્રી. નર્મદાશંકર મહેતા : એક અંજલિ

### શ્રી. કનૈયાલાલ મા. મુનશી

સ્વ શ્રી નર્મદાશકર દેવશકર મહેતાને અજલિ આપવાનુ નિમત્રણ ભાઈ યશોધર તરફથી મને મળ્યુ પણ મારે માટે એ કામ સહેલુ નથી, કારણ કે દર્શનશાસ્ત્ર મારો વિષય નથી અને એનો મારો અભ્યાસ પણ નથી. તેમ છતા સદ્‌ગત નર્મદાશકરભાઈ પ્રત્યેના અગત સ્નેહથી પ્રેરાઈને બે શબ્દો લખુ છુ

મને ૧૯૨૫થી ૧૯૨૯ના વર્ષો દરમ્યાન નર્મદાશકરભાઈને હુ ચારપાચ વખત મળ્યો હોઈશ એવુ મને સ્મરણ છે એ બધા મિલનો ઘણુ કરીને મારા સ્વ મિત્ર ચદ્રશકર પડ્યાના ગિરગામના નિવાસસ્થાને થયા હતા ચદ્રશકરને નર્મદાશકરભાઈ પ્રત્યે ઘણો આદર હતો અને તેમની વિદ્વત્તાના તેઓ અમારી આગળ ખૂબ વખાણ કરતા.

આ વખાણમા જરાય અતિશયોક્તિ ન હતી એની નર્મદાશંકરભાઈને મળ્યા પછી મને ખાતરી થઈ તેમની તીક્ષ્ણ બુદ્ધિ અને પ્રસન્નગંભીર વાણીની મારા ઉપર ઊડી છાપ પડી સંસ્કૃત સાહિત્ય અને તત્ત્વજ્ઞાનની જે કાઈ થોડીઘણી વાતો અમે તેમના મોઢે સાભળતા તેમા અરગ અભ્યાસીની સૂક્ષ્મ દૃષ્ટિ અને તટસ્થ વિચારનુ સમતોલપણ સ્પષ્ટ દેખાઈ આવતા

ગુજરાતે બહુ અલ્પ સખ્યામા તત્ત્વવિચારકો આપ્યા છે અને તેમા આપણે જેમને ગણનાપાત્ર કહી શકીએ તેવી વિદ્વદ્ વ્યક્તિઓ ચાર છે મણિલાલ નભુભાઈ, આનદશકર ધ્રુવ નર્મદાશકર મહેતા અને કિશોરલાલ મશરૂવાળા આ ચારે વિદ્વાનો માટે ગુજરાત સગર્વ થઈ શકે તેવા સ્વતત્ર ચિંતનો એમણે આપ્યા છે

શ્રી નર્મદાશકરભાઈ પોતે કેળવણીના ક્ષેત્રમા નહોતા પરતુ એક કુશળ વહીવટી અમલદાર હતા તેમ છતા પણ એમણે "હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ" તથા બીજી પ્રૌઢ ચિંતનાત્મક તથા સશોધનાત્મક કૃતિઓ આપણને આપી છે

નર્મદાશકરભાઈએ ગુજરાતી સાહિત્યને બહુ થોડુ આપ્યુ છે પણ જે આપ્યુ છે તે સંગીન છે અખા ઉપરના એમના પ્રવચનો તથા પુસ્તક એમની સૂક્ષ્મ વિવેચકબુદ્ધિનો આપણને ખ્યાલ આપે છે તેવી જ રીતે નાગમ ઉપરના, ગોવર્ધનરામ ઉપરના તથા કવિ બાનાશકર ઉપરના એમના પ્રવચનોમા એક અભ્યાસી તથા વિવેચક તરીકે રહેલો નથી મને યાદ છે કે દયારામ ઉપરના મારા પ્રગટ વિચારો સાથે એમણે અસમંત થઈને મારા વિચારો ભૂલભરેલા હોવાનુ પોતાના એક પ્રવચનમા કહેલુ તેમ છતા મારા પ્રત્યે તેઓ ખૂબ સદ્ભાવ રાખતા હતા મારા પુસ્તક "ભગવાન કૌટિલ્ય"નુ એમણે મુબઈના "ધી ઇન્ડિયન ડેઈલી મેલ" મા સહૃદયતાથી ગૌરવભર્યું અવલોકન કર્યું હતું.

તત્ત્વજ્ઞાનના પ્રખર વિદ્વાન હોવા ઉપરાંત સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રમા તેમનું સ્થાન ઘણું ઊંચું હતુ. તે વિષયના એક નિષ્ણાત તરીકે તેમની ભારે પ્રતિષ્ઠા હતી અને સ્વ સરદાર પટેલ તથા સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ એ વિષયમા નર્મદાશંકરભાઈના સલાહમશ્વરાને આધારભૂત માનતા ભૂતપૂર્વ મુંબઈ રાજ્યના લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટિટ્યૂટની સ્થાપનામા શ્રી નર્મદાશંકરભાઈનો ફાળો અગત્યનો હતો. સ્થાનિક સ્વરાજ્ય અંગેના કાયદાઓ અને પેટાકાયદાઓ જે એમણે રચ્યા છે તે આજે પણ ઉપયોગી છે.

આપણા પ્રદેશનું એક દુર્ભાગ્ય છે કે તેની પાસે સાધનસંપત્તિ હોવા છતા આવા વિરલ વિદ્વાનોના લખાણો યોગ્ય પ્રસિદ્ધિ પામતાં નથી. નર્મદાશંકરભાઈના અનેક લેખો શ્રેય સાધક અધિકારી વર્ગના "મહાકાવ્ય"મા તથા "સદુપદેશ શ્રેણી"ની ફાઇલોમા એમને એમ પડી રહ્યા છે. એ લેખસંગ્રહ પુસ્તકરૂપે પ્રગટ થવો જોઈએ તેવી જ રીતે એમના "તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ" તથા "શાક્ત સંપ્રદાય" જેવા ગ્રંથોનો હિંદી તથા અન્ય ભાષાઓમા અનુવાદ થાય તો ગુજરાતની વિદ્વત્તા કેવી ઊંચી કોટિની છે, તેનો ખ્યાલ અન્ય પ્રદેશને આવી શકે.

## સ્વ. શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતા

### શેઠ શ્રી. કસ્તૂરભાઈ લાલભાઈ

અમદાવાદના અભ્યુદયમા ઘણી વ્યક્તિઓએ ફાળો આપ્યો છે. સ્વ સરદારશ્રી વલ્લભભાઈ અને દાદાસાહેબ માવળંકરની માફક નર્મદાશંકરભાઈએ પણ અમદાવાદની સેવા કરી છે

સ્વ. દીવાનબહાદુર નર્મદાશંકર દેવશંકર મહેતા જ્યારે જુદા જુદા સમયે એકથી વધુ વખત અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ ઓફિસર હતા ત્યારે તેમના પરિચયમા આવવાની મને તક પ્રાપ્ત થઈ

હતી. તેઓશ્રી કુશળ વહીવટદાર, મિતભાષી સ્વભાવના અને પરોપકારી વૃત્તિના હતા. સ્થાનિક સ્વરાજ્યના ઊંડા અભ્યાસ અન્વયે તેઓશ્રીની વડોદરા મ્યુનિસિપાલિટીના ચીફ ઓફિસર તરીકે, મુંબઈ મ્યુનિસિપલ કોર્પોરેશનના ડેપ્યુટી મ્યુનિ. કમિશ્નર તરીકે અને ત્યાર બાદ મ્યુનિ. કમિશ્નર તરીકે નિમણૂક થઈ હતી. તેમણે મુંબઈ સરકાર માટે, મ્યુનિસિપલ વહીવટ માટે જે નિયમો અને પેટાનિયમો ઘડ્યા હતા તે આજે પણ પાયારૂપ છે. તેઓ ઉત્સાહી વહીવટદાર હોવા ઉપરાંત જાહેર સેવક પણ હતા.

તેઓશ્રી સાથેના વાર્તાલાપના પ્રસંગો પરથી ફલિત થતું હતું કે તેઓ આગવા તત્ત્વજ્ઞાની હતા. સંસ્કૃત ભાષા ઉપરનો તેમનો કાબૂ સંગીન હતો. લગભગ આખી જિંદગી જવાબદારીભરી નોકરીમાં સતત રોકાયેલા હોવા છતાં સંશોધનાત્મક પ્રકૃતિના કારણે સમય ફાજલ પાડીને તત્ત્વજ્ઞાનના વિષય ઉપર તે ગણનાપાત્ર લેખો લખતા હતા તે તેમનો વિદ્યાપ્રેમ સાબિત કરે છે, તેમ જ તેઓ સાચા અર્થમાં કર્મયોગી હતા તે સૂચવે છે. તત્ત્વજ્ઞાનનું તેમનું જ્ઞાન એટલું ઊંડું હતું કે તે બાબતમાં તેમની સરખામણી ભારતના રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણનની સાથે કરવામાં આવે તો અસ્થાને નહિ ગણાય. સ્વર્ગસ્થ પંડિતયુગના સંતાન હતા અને જન્મે નાગર બ્રાહ્મણ હતા. આમ વિદ્યાવ્યાસંગ વારસામાં મળેલો તેનો તેમણે લાભ લીધો. તેમની કૃતિઓ મૌલિક, ચિંતનાત્મક અને સંશોધનાત્મક છે, જેમાં તેમનું વ્યક્તિત્વ તેમ જ સૂક્ષ્મ દૃષ્ટિ, તટસ્થ વિચાર અને સમતોલપણું પ્રગટ થાય છે.

તેમનું તેજસ્વી સ્વરૂપ અને નીડરતા સામા માણસને આકર્ષક લાગતાં હતાં. ગુજરાતના તેઓશ્રી સંતાન હતા તે માટે ગુજરાત હંમેશાં ગૌરવ અનુભવશે.

# શ્રદ્ધેય શ્રી નર્મદાશંકરભાઈ

## શ્રી ખંડુભાઈ દેસાઈ

શ્રી નર્મદાશંકર મહેતાની સાથે મારો નિકટનો પરિચય હતો એમ તો હું ન કહી શકું છતા એ પરિચય નોંધપાત્ર હતો જ્યારે હું વિલ્સન કૉલેજમાં મુંબઈ ભણતો હતો ત્યારે તેઓનું નામ એક સાક્ષર અને યોગ્ય વહીવટકર્તા તરીકે મેં સાંભળ્યું હતું મેં એવું પણ સાંભળ્યું હતું કે તેઓ સરકારી નોકર હોવા છતા સામાજિક બાબતોમાં, આર્થિક અને કેળવણીના વિચારોમાં—નીતિમાં ઊંડો રસ લેતા હતા તેમના તરફના મારા સહજ આકર્ષણનું આ એક કારણ હોઈ શકે

જ્યારે ૧૯૨૨માં અમદાવાદમાં આવી મજૂરકાર્યકર તરીકે કામમાં જોડાયો ત્યારે તેઓને વારંવાર મળવાનો મને અવસર પ્રાપ્ત થયો એ પેઢીના પ્રગતિશાળી વિચારકોમાંના તેઓ એક હતા એવી મને પ્રતીતિ તેમની સાથેના સંપર્કમાં ખરેખર થઈ એટલું જ નહિ પણ જ્યારે વધુ સંપર્કમાં આવ્યા ત્યારે તે પ્રતીતિ વધી શ્રી નર્મદાશંકરભાઈ અમદાવાદના એક અગ્રગણ્ય સજ્જન ઉપરાંત નગરપાલિકાના કાર્યદક્ષ વહીવટકર્તા તરીકે અનોખી ભાત પાડતા હતા તેમની સાથે તેમ જ તેમની નીચે કામ કરનાર નગરપાલિકાના કર્મચારીઓ, અધિકારીઓ અને સભ્યો સાથે કામ લેવાની તેમની આવડત અનેરી હતી અને મારા ઉપર તેની ઊંડી છાપ પડેલી

તેમને મળવું એટલે મારા જેવા એક ઊગતા યુવાન મજૂરકાર્યકરને એક ગંભીર વિશાળ સાગર જેવી વ્યક્તિને મળવા જેવો અનુભવ થતો નગરપાલિકાના અનેકવિધ પ્રશ્નો અને કામ અંગે હું તેમને વખતોવખત

મળતો તે મુલાકાતોની મિનિટોમાં જ જતો નથી પરંતુ એ મુલાકાતો મારે માટે ચિરસ્મરણીય બની ગઈ છે તેઓનું નિસ્પૃહ જીવન સરળ અને સૌજન્યપૂર્ણ હતું તે સમયની અનેક વ્યક્તિઓમાં તેઓ જુદા જ તરી આવતા હતા મારા જેવા ઊગતા યુવાન સાથે પણ તેઓ કામની વાતો કરતી વખતે સમતાથી નમ્રતાથી ચર્ચા કરતા અને અનેક પ્રશ્નોમાં જ્ઞાનપ્રદ બનવા સાથે રચનાત્મક અને ઉપયોગી સૂચનો આપતા હતા જે કદી ન ભૂલી શકું તેમ નથી એ રીતે મારી યુવાનીમાં મારા ઘડતરમાં તેમનો નોંધપાત્ર ફાળો હતો એમની સાથેની એ મુલાકાતોમાં અગ્રગણ્ય નાગરિકની પોતાની મર્યાદામાં રહીને પણ પોતાના અનુભવો ઉપસ્થિત થતા પ્રશ્નો અને પાસાઓ તપાસી મને જે વાતો કરતા તેમાંથી મને ઘણું શીખવાનું મળતું હતું જો મારો તેમનો સંપર્ક થયો ન હોત તો તે ગુમાવ્યું હોત એમ મને આજે લાગે છે

લોકોના અને નોકરીઆતોના કામોમાં તેમના અંગ્રેજ અધિકારીઓ સમજ્યા વિના અને અનુભવ વિના હુકમો કરતા જે હુકમોનો તેઓ વિવેકથી ઉગ્ર દૃઢતાથી સામનો કરી તેમ નહિ કરવા સમજાવી શકતા અને પોતાની મર્યાદામાં રહી સ્વધર્મ અને કર્તવ્યનું પાલન કરવામાં ચૂકતા નહિ કે પાછા પડતા ન હતા તેમને જ્યારે મળતો ત્યારે અમારી ચર્ચાઓમાં વ્યવહારની વાતો કરતા કરતા વચમાં વચમાં હિંદુ ધર્મ નીતિ તત્ત્વજ્ઞાન અને વ્યવહાર અંગે આપણાં સાહિત્ય અને શાસ્ત્રોને ટાંકતા અને આનુષંગિક વાર્તાલાપમાં સુંદર સરળ રીતે સમર્થન કરતા હતા જેના પરિણામે તેમનાથી હું ઘણો જ પ્રભાવિત થતો હતો તે સમયના અનેક યુવાનો જે તેમના સંપર્કમાં આવ્યા હશે તેમને તેમનો આવો લાભ મળતો હતો તેઓ સંસારમાં વ્યવહાર અને ધર્મના ઉચ્ચ આદર્શોનો સમન્વય કરતા જીવનમાં સર્વત્ર સમન્વય એ એમનું જીવનસૂત્ર હતું સંઘર્ષમાં સુમેળ સાધવામાં જીવનની સાર્થકતા જોતા અને દાખલાદલીલથી શાસ્ત્રથી પ્રતિપાદન કરી પોતાની વાત ગળે ઉતારતા એ એમની વિશિષ્ટતા હતી

ઉચ્ચ વિચારને આચારમાં ઉતારવાની તેમની તાલાવેલી અને શક્તિ ઉપર હુ મોહી જતો હતો એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ હુ કરતો નથી. તેમના વિચારોને યાદ કરીને જ તેમના પ્રત્યેનું ઋણ અદા થઈ શકે.

## શ્રી નર્મદાશંકર મહેતા—આકર્ષક વક્તા

શ્રી મીયાંભાઈ
વડા ન્યાયમૂર્તિ, ગુજરાત હાઈકોર્ટ

શ્રી નર્મદાશંકર મહેતા આપણા એક સમર્થ ફિલસૂફ તથા અસરકારક વક્તા છે એવુ કોલેજના મારા અભ્યાસકાળ દરમિયાન ઘણાને મોઢે મે સાભળ્યુ હતુ તેથી આકર્ષાઈને તેમને સાભળવા હુ કેટલાક મિત્રોની સાથે અમદાવાદ પ્રેમાભાઈ હોલમા ગયો હતો એ મારુ પ્રથમ સ્મરણ આજે પણ તાજુ છે સફેદ ફેટો, લાબો કોટ અને ચશ્મા પહેરેલી ગભીર વ્યક્તિ પ્રભાવશાળી લાગતી હતી તેઓનુ ભાષણ શરૂ થયુ અને અમે બધા એકચિત્તે સાભળવા લાગ્યા એમના અવાજનો રણકો મારા કાનમા હજી પણ ગુજે છે તેઓ પોતાના શબ્દોના પ્રવાહમા શ્રોતાઓને આસાનીથી ખેચી જતા હતા ફિલસૂફીની ગહન વાતો બધાને કેટલી સમજાઈ હશે તે તો હુ કહી શકુ તેમ નથી પરંતુ મારે માટે તો કઠણ હતી જે થોડીઘણી હુ સમજ્યો હતો તેમા હિંદુધર્મ, ઈસ્લામ, ખ્રિસ્તી ધર્મ વગેરેમા રહેલા એકેશ્વરવાદની તેમણે સુંદર રીતે સમાલોચના કરી હોવાનુ મને યાદ છે મારે કહેવુ જોઈએ કે તેમની બોલવાની છટાથી તથા વ્યક્તિત્વથી શ્રોતાઓ અંજાતા હતા આવી રીતે બીજા એકબે પ્રસંગોએ પણ મે તેઓને સાભળેલા અને તેમની છાપ મારા મનમા બરાબર અંકાઈ ગઈ

શ્રી નર્મદાશંકર મહેતા ફક્ત એક અગ્રગણ્ય વિદ્વાન જ નહોતા પણ સ્થાનિક સ્વરાજ્યના એક નિષ્ણાત તરીકે પણ સારી રીતે મશહૂર

હતા. તે વિષયમાં તેમના અભિપ્રાયો આધારભૂત ગણાતા હતા અને સરકારદરબારમાં તેમની સારી પ્રતિષ્ઠા હતી. અમદાવાદ શહેરની મ્યુનિસિપાલિટીના ચીફ ઑફિસર તરીકે તેમણે ઘણું સરસ કામ કર્યું હતું અને તેમની પ્રમાણિકતાની તથા કર્તવ્યનિષ્ઠાની ખૂબ તારીફ અમે સાંભળતા હતા. અમદાવાદ શહેરની સને ૧૯૧૦થી ૧૯૩૨ સુધીની જે અનેક યોજનાઓ થઈ તેમાં નર્મદાશંકરભાઈની બુદ્ધિશક્તિએ તથા કાર્યશક્તિએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

શ્રી નર્મદાશંકરભાઈના મિત્રો તથા પ્રશંસકો બધી કોમોના તથા બધા પક્ષોના હતા તે હકીકત તેમની લોકપ્રિયતાની સાખ પૂરે છે. સ્વ. સર મહમૂદ મીયાં કાદરીસાહેબને તથા નર્મદાશંકરભાઈને ગાઢ દોસ્તી હતી. તેવી જ રીતે શ્રી ફિરોજશાહ કારંજવાળા, ચાહેવાળા, સર બહેરામજી નાણાવટી, ગો. મનસૂરી, સુંદરીગર વગેરે તેમના પ્રશંસકો હતા. સરદાર વલ્લભભાઈ પટેલ અને તેમના મોટાભાઈ શ્રી વિઠ્ઠલભાઈને નર્મદાશંકરનાં જ્ઞાન, શક્તિ અને કાર્યક્ષિતા માટે ઊંચો અભિપ્રાય હતો અને વિઠ્ઠલભાઈ સાહેબે તો નર્મદાશંકરભાઈને અમદાવાદથી મુંબઈ લઈ જઈને મ્યુનિસિપલ કૉર્પોરેશનમાં એક નિષ્ણાત તરીકે નિમાવેલા, એટલું જ નહિ પણ તેમને મ્યુનિસિપલ કમિશનરનો હોદ્દો પણ અપાવેલો, જે ફક્ત આઈ. સી. એસ. અમલદારોને જ તે જમાનામાં મળતો હતો. તે જમાનામાં આવો હોદ્દો પોતાની કાર્યશક્તિ અને આવડતથી મેળવવો એ નાનીસૂની વાત નહોતી. વળી નર્મદાશંકરભાઈએ તો ફક્ત એક કારકુન તરીકે જ પોતાના જીવનની શરૂઆત કરેલી તેનો વિચાર કરતાં આ સિદ્ધિ નાનીસૂની ન કહી શકાય.

# વિદ્વદ્વર્ય અને કુશળ વહીવટકર્તા

## શ્રી. હરસિદ્ધભાઈ દીવેટિયા

શ્રી નર્મદાશંકરભાઈના અંગત પરિચયમાં તો હું બહુ આવ્યો નહોતો પણ એમની કૃતિઓ અને લેખોદ્વારા તથા ખાસ કરીને એમના સાગ પરિચયમાં આવેલા ગૃહસ્થો પાસેથી મને એમના વિષે સારી માહિતી મળી છે

એ ગુજરાતના પંડિતયુગના એક નામાંકિત વિદ્વાન હતા. પોતાના વાચન અને ચિંતન વડે આપણા ધાર્મિક તથા તત્ત્વજ્ઞાનના સાહિત્યને લગતા મૌલિક પુસ્તકો એમણે લખ્યા છે. અમારી ફાર્બસ ગુજરાતી સભા તરફથી એમણે "શાક્ત સમ્પ્રદાય" ઉપર એક માહિતીપૂર્ણ તથા ઉત્તમ પુસ્તક લખી આપ્યું હતું, જે હજુ સારી રીતે વંચાય છે તે માટે અમે એમના ઋણી છીએ

એમનું જીવનકાર્ય લેખનસૃષ્ટિમાં જ સંકુચિત થયેલું નહોતું. એમની એક અસાધારણ વિશિષ્ટતા મને એ લાગે છે કે જેવા તેઓ ચિંતક તરીકે જાણીતા હતા તેવા જ, બલ્કે તેના કરતા પણ વધારે, જનસમુદાયમાં એ બહુ જ કુશળ વહીવટકર્તા તરીકે જાણીતા થયા હતા. બોરસદમાં જ્યારે એ મૅજિસ્ટ્રેટ હતા ત્યારે આપણા અગ્રગણ્ય ગુજરાતી બંધુઓ–વિઠ્ઠલભાઈ પટેલ અને સરદાર વલ્લભભાઈ–વકીલાતના ધંધામાં એમના સાગ પરિચયમાં આવ્યા હતા એમની રાજકીય વિચારસરણી એ બંને ભાઈઓ કરતા જુદી હતી પણ એમની શક્તિનું માપ એ બંનેએ સારી રીતે કાઢ્યું હતું અને એમનો પરિચય જેમ જેમ વધતો ગયો તેમ તેમ એમની વચ્ચે મિત્રભાવ પણ વધતો ગયો વલ્લભભાઈ

જ્યારે અમદાવાદ મ્યુનિસિપાલિટીનું સુકાન સંભાળતા હતા ત્યારે એક કુશળ વહીવટકર્તાની એમને જરૂર લાગી, તેથી સરકાર પાસે વલ્લભભાઈએ તેમની સેવા માગી લીધી ત્યાં એમણે ચીફ ઓફિસર તરીકે એટલું સારું કામ કર્યું કે વિઠ્ઠલભાઈ પટેલ જ્યારે મુંબઈની મ્યુનિસિપાલીટીના પ્રમુખ થયા ત્યારે એમણે નર્મદાશંકરભાઈને ખાસ આમંત્રણ આપીને એમને ડેપ્યુટી કમિશ્નરનો હોદ્દો આપ્યો હતો. હજુ પણ મુંબઈના જૂના કોર્પોરેટરો પાસેથી નર્મદાશંકરભાઈની કાર્યકુશળતાના વખાણ મેં સાંભળ્યા છે પછી શ્રી નર્મદાશંકરભાઈ મુંબઈ મ્યુનિસિપાલિટીના કમિશ્નર પણ થયા હતા

સમર્થ સાક્ષર હોય તે ભાગ્યે જ ઉત્તમ વહીવટકર્તા બને છે, પણ એ બન્ને ગુણોના દુર્લભ સંયોગથી આવી અસાધારણ વિશિષ્ટતા મેં નર્મદાશંકરભાઈમાં જ જોઈ છે આ બને ક્ષેત્રોમા નામાંકિત થઈ એમણે માત્ર પોતાની નહિ પણ ગુજરાતની કીર્તિ વધારી છે.

એક સૂચના કરવાનું મન થાય છે આપણાં તત્ત્વજ્ઞાન અને ધર્મના સારા અને અભ્યાસ કરવા લાયક પુસ્તકો બહુ ઓછાં લખાય છે, અને લખાય છે તોપણ નવી પેઢીના યુવકોમાં બહુ વંચાતા પણ નથી નર્મદાશંકરભાઈના પુસ્તકો જો આપણી યુનિવર્સિટીઓ પાઠ્યપુસ્તકો તરીકે સ્વીકારાય તો ભવિષ્યમા એમની વિદ્વત્તાનો લાભ ગુજરાતને મળતો રહે અને એમની સ્મૃતિ પણ સચવાઈ રહે.

# તપસ્વી મહેતા

## પંડિત સુખલાલજી

શ્રીયુત નર્મદાશંકરભાઈ બ્રાહ્મણ હતા અને તે પણ નાગર બ્રાહ્મણ. બ્રાહ્મણત્વની હજારો વર્ષ જૂની પરંપરા મુખ્યપણે વિદ્યાની ઉપાસનાની આસપાસ જ વિકસી છે. નાગરત્વની સાથે વિદ્યા ઉપરાંત ગાંભીર્ય આદિ અને જાજ્વલ્યમાન પ્રવૃત્તિઓનો ઇતિહાસ પણ સંકલિત છે. ગુજરાત તો ચૌલુક્ય પહેલાંના કાળથી એક રીતે નાગરની ભૂમિ છે એમ પણ કહી શકાય. મહેતા એ વિશેષણ પણ ઘણું જૂનું છે. તેના મૂળમાં પરાક્રમ, ધર્મ અને વિદ્યાનો સંકેત દેખાય છે.

માનવજાતિમાં અને તેમાંય વિશેષે કરી ભારતમાં તપનો મહિમા અને પ્રચાર સર્વ-જૂના છે. તપના વિવિધ પ્રકારોમાં વિદ્યાનું સ્થાન મુખ્ય છે તેથી જ બધી ધર્મપરંપરાઓએ વિદ્યાને તપરૂપ લેખી સ્વાધ્યાય-પ્રવચન ઉપર સવિશેષ ભાર આપેલો છે. આ વિદ્યા-તપની પરંપરા શ્રીયુત નર્મદાશંકર મહેતામાં કેવી અખંડ ટકી પ્રગટ થઈ તેની સાક્ષી તેમનાં બધાં ગુજરાતી-અંગ્રેજી પુસ્તકો અને લેખો આપે છે. 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ', 'ઉપનિષદ્ વિચારણા' અને 'શાક્ત સંપ્રદાય' જેવાં પુસ્તકો એમની અનેક વિદ્વત્તાઓની સાખ પૂરે છે. પહેલી તો એ કે ધનવ્યવસાય મુલ્કી નોકરીમાં ઓતપ્રોત હોવા છતાં અને કૉલેજ કે યુનિવર્સિટી જેવાં વિદ્યાક્ષેત્રોમાં નહિ જોડાયા છતાં તેઓએ પોતાની વિદ્યાસાધનાને આશ્ચર્યજનક રીતે અખંડ અને ગંભીર રાખી. બીજી વિશેષતા તેમની સંસ્કૃત ભાષાના જ નહિ પણ દાર્શનિક પરિભાષાઓ અને દાર્શનિક વાદોની તલસ્પર્શી નિષ્ણાતતા. ત્રીજી વિશેષતા કોઈ પણ એક પંથને સગરવિવેકે વળગ્યા વિના

એવી જ ભારતીય દાર્શનિક પરંપરાઓ અને તેના નાનામોટા ફાંટાઓનું તટસ્થપણે અવલોકન અને પરિશીલન ચોથી વિચારના જે જે ચર્ચ્યું-વિચાર્યું અને આત્મસાત્ કર્યું તેને યથાશક્તિ ગ્રંથબદ્ધ કરી અધિકારી વર્ગ માટે સુલભ પણ કર્યું છે.

પશ્ચિમનો સંપર્ક થયા પછી ભારતમાં ચાલી આવતી વિદ્યાની જૂની પ્રથામાં અનેક નવા દૃષ્ટિવ્યાપક ઉન્મેષો દાખલ થયા, જેને લીધે ભારતીય પ્રાચીન વિદ્યાઓ વિશ્વના જુદા જુદા ભાગો અને જુદી જુદી પ્રજાઓમાં વધારે અને વધારે આદર પામતી ગઈ. તે સાથે નવી પેઢીના ભારતીયોની જિજ્ઞાસા અને અધ્યયનપ્રણાલીએ પણ નવું અને વ્યાપક સ્વરૂપ ધારણ કર્યું. આ નવા સ્વરૂપને અનુસરતાના કેટલાક ભારતીય વિદ્વાનોએ પોતપોતાની માતૃભાષામાં ગ્રંથો લખી વિદ્યાની ઉપાસનાને નવો જ વળાંક આપ્યો છે. આમાં ગુજરાતી વિદ્વાનોનું પણ મહત્ત્વ કંઈ ગણાય એવું અર્પણ છે. આવું મહત્ત્વ અર્પણ કરનાર આધુનિક ગુજરાતી લેખકોમાં શ્રીયુત નર્મદાશંકરભાઈનું સ્થાન અનોખું અને અવિસ્મરણીય છે. તેમના દર્શનવિષયક ગ્રંથો જ ગુજરાતી ગ્રંથો દ્વારા દર્શનપરંપરાઓનું પ્રામાણિક જ્ઞાન મેળવવા ઇચ્છનાર માટે અનિવાર્ય અને ઉપયોગી છે.

શ્રીયુત નર્મદાશંકરભાઈના સમયમાં આજે જેમ છે તેટલા વિવિધ ગ્રંથો સુલભ ન હતા. આજે જેમ છે તેટલી મુદ્રિત સામગ્રી પણ સુલભ નહોતી અને જ્યારે એમણે પોતાને સુલભ-દુર્લભ જેવી ગણી જ ગ્રંથસામગ્રીનો ઉપયોગ કરી ગુજરાતી ભાષામાં દર્શનોને જે ફાળો આપ્યો છે તેનો વિચાર કરતાં તેમના પ્રત્યે ઉત્કટ આદરના અનુભવે છે.

ઈ. સ. ૧૯૨૦ પછીના કોઈક અરસામાં અમદાવાદ આવ્યો ત્યારે મને કોઈએ કહ્યું કે એક વિદ્વાન એવા છે જે સરકારી સેવામાં કામ કરતા છતાં સંસ્કૃત વિદ્યાના ધગશભર્યા ઉપાસક છે અને તેમનો બચતનો બધો સમય અને બધી શક્તિ મુખ્યપણે વિદ્યાની ઉપાસનામાં જ ખર્ચાય છે.

તે વખતે હું તેમનું નામ પણ જાણતો નહિ પણ આગળ જતાં જ્યારે ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયો ત્યારે હું મારી પ્રવૃત્તિમાં નખશિખ ખૂંપેલો હતો. પણ "હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ"ના છપાતા ફરમા અચાનક મારી જાણમાં આવ્યા અને સાંભળ્યા. પછી તો એવું ઘેલું લાગ્યું કે હું એ છપાતા ફરમાની રાહ જ જોયા કરતો અને મળે ત્યારે મુખ્ય કામ છોડી એને સાંભળી જતો. એ રીતે એમનો આખો ઇતિહાસ છપાતો ત્યારે જ સાંભળી લીધેલો અને હું આકર્ષાયો, અને પછી એમનાં બીજાં પુસ્તકો પણ આગળ જતાં સાંભળ્યાં. એમનાં આ લખાણોની મારા મન પર જે છાપ ઊઠી તેને લીધે તેમને મળવાનું અને બને તો આમંત્રી તેમના અભિપ્રેત વિષય ઉપર વ્યાખ્યાન કરાવવાનું મન થયું અને એ અવસર ઘણું કરી ૧૯૨૮ની આસપાસ મળી પણ ગયો. તેઓએ જરા પણ આનાકાની કર્યા સિવાય મારું આમંત્રણ સ્વીકારી પર્યુષણ વ્યાખ્યાનમાળાપ્રારંભના વર્ષમાં જૈન ધર્મ ઉપર વ્યાખ્યાન આપ્યું અને એ વ્યાખ્યાન એમણે લખીને પણ સોંપ્યું. એમની આ સહજ વિદ્યાવૃત્તિ, નમ્રતા અને ચિંતનની ઉદારતાથી હું સવિશેષ આકર્ષાયો. પછી તો જ્યારે પણ પ્રસંગ મળ્યો ત્યારે એમની સાથે થોડીઘણી ચર્ચાનો લાભ પણ લીધો. એ ચર્ચામાં મેં એટલું જોયું કે તેઓ માત્ર પ્રાપ્ત વિદ્યામાં સંતુષ્ટ નથી પણ બ્રહ્મ જિજ્ઞાસુ અને તત્ત્વશોધકને છાજે તેટલી ઉત્કટતાથી વધારે ને વધારે નવું નવું જાણવાની વૃત્તિવાળા સાચા દાર્શનિક છે.

તેમણે મને એક વાર કહેલું કે બૌદ્ધ ગ્રંથોના નવતર પરિશીલનથી મારા પ્રથમના દૃષ્ટિકોણમાં કેટલોક ફેર પડ્યો છે. ડૉ. સિલ્વાં લેવી અને બીજાએ સંપાદિત કરેલા બૌદ્ધ ગ્રંથો તેમણે જોયા અને સભાષ્ય માંડૂક્ય ઉપનિષદ સાથે સરખામણી કરી. તેથી એમના સંશોધનમાં એક નવું પ્રકરણ ઉમેરાયું. એમની આજન્મ આવી વિદ્યોપાસનાને લીધે જ હું એમને તપસ્વી મહેતા તરીકે બિરદાવું છું.

# સમન્વયદૃષ્ટિવાળો ઇતિહાસ

## કાકાસાહેબ કાલેલકર

અમદાવાદની ગુજરાત વિદ્યાસભાએ આ મહત્ત્વના પુસ્તકનું પુનર્મુદ્રણ કરાવી ગુજરાતી સાહિત્યની તેમ જ સમાજની ઉત્તમ સેવા કરી છે. આ ઇતિહાસ સન ૧૯૨૫મા પ્રકાશિત થયો હતો ત્યાર પછી આ વિષય ઉપર દેશી ભાષાઓમા તેમ જ પશ્ચિમની ભાષાઓમા ઘણા ગ્રંથો લખાયા છે અને સંશોધન પણ થયું છે છતા શ્રી નર્મદાશંકરભાઈના લખેલા ઇતિહાસની ઉપયોગિતા ઓછી થઈ નથી જે થોડી વિગતો એમા ઉમેરવા જેવી હતી તે ડૉ. મોનોમતે આપી આ ઇતિહાસને અદ્યતન બનાવ્યો છે

આજકાલના કેટલાક લેખકો ભારતીય તત્ત્વજ્ઞાન ઉપર વિચારપૂર્વક લખે છે ખરા પણ મૂળ સંસ્કૃત ગ્રંથોનું સીધું અધ્યયન બહુ ઓછા લોકો કરે છે શ્રી નર્મદાશંકર મહેતાએ મૂળ ગ્રંથોનો ઊંડો અભ્યાસ કરી દરેક વિષયમા—એની વિગતોમા ઊતરી આ પ્રામાણિક ઇતિહાસ લખેલો છે તેથી ભારતીય તત્ત્વજ્ઞાન જેવા વિશાળ દીર્ઘકાલિક ઇતિહાસનું ઉત્તમ આકલન થાય જ છે ઉપરાંત આ વિષય પરત્વેના આપણા મૌલિક સાહિત્ય સાથે પણ પૂરતો પરિચય થાય છે તેથી જેને જ્યાં ઊંડાણમા ઊતરવું હોય તેને બધી સગવડ મળે છે

કેવળ વિદ્વત્તાની દૃષ્ટિએ, આ રીતે આ ઇતિહાસનું મહત્ત્વ છે જ, પણ મારે મન આ ઇતિહાસ લખવામા ઇતિહાસકારે જે સમન્વયની દૃષ્ટિ રાખી છે તેનું મહત્ત્વ સૌથી વધારે છે. તેઓ લખે છે

"બ્રાહ્મણ, બૌદ્ધ અને આર્હત એવી ત્રણ દર્શન શ્રેણી રૂપી

નદીઓ ભિન્ન પ્રવાહવાળી હોવા છતાં ભારતવર્ષના ઊંચાનીચા સર્વ પ્રદેશોને પાવન કરતી એ એક જ પ્રવૃત્તિ છે."

પછી તેઓ ઉમેરે છે "બ્રાહ્મણોના, બૌદ્ધોના અને જૈનોના વિચારોનો જેઓ સમન્વય કરી જાણતા નથી તેને મારી અલ્પ મતિ તત્ત્વજ્ઞ કહી શકતી નથી, પરંતુ ધર્માંધ કહે છે."

ખરેખર આવી સમન્વયદૃષ્ટિ વગર કરેલું તત્ત્વજ્ઞાનનું કોઈ પણ વિવેચન તત્ત્વાંધતાનું જ દર્શન ગણાય.

ભારતની અનેક ભાષાઓમાં ભલે અનેક ગ્રંથો આ વિષય પરત્વે લખાયેલા હોય હું માનું છું કે શ્રી નર્મદાશંકર મહેતાના આ 'હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસ'નું ભાષાંતર હિંદીમાં થવું જ જોઈએ. અલબત્ત એ ભાષાંતર સાથે હિંદીમાં, બંગાળીમાં, મરાઠીમાં અને દક્ષિણની ભાષાઓમાં જે ચોપડીઓ અધ્યયનયોગ્ય લખાઈ હોય તેમનો ઉલ્લેખ એક પરિશિષ્ટમાં કરેલો હોવો જોઈએ. એટલી મદદ આપનારા તે તે ભાષાના વિદ્વાનો જરૂર મળી શકશે

## અમૂલ્ય ગ્રંથ

### શ્રી. રસિકલાલ છો. પરીખ

ઓગણીસમી સદીની છેલ્લી વીશી તથા વીસમી સદીની પહેલી વીશીમાં ગુજરાતના કેટલાક વિદ્વાનોએ એવી પાંડિત્યપૂર્ણ અને સંશોધનવતી વાઙ્મયસેવા કરી છે કે જેની તુલના ભારતના કોઈ પણ પ્રદેશના વિદ્વાનોના મોટા કાર્યો સાથે થઈ શકે. એ નામોમાં ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીનું પુરાતત્ત્વસંશોધનકાર્ય, જયકૃષ્ણ ઇંદ્રજીનું વનસ્પતિસંશોધનનું કાર્ય, પ્રો. ટી. કે. ગજ્જરનું રસાયણના ક્ષેત્રમાં સંશોધનનું કાર્ય, મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું દાર્શનિક ચિંતન અને મનન,

ગોવર્ધનરામ ત્રિપાઠીનું 'સરસ્વતીચંદ્ર' ભાગ ૩–૪માં લક્ષ્યાલક્ષ્યસિદ્ધાંતના સંસ્કૃત નિરૂપણપૂર્વક ભારતીય સંસ્કૃતિનું ત્રિવેણીદર્શન અને એ ત્રિવેણીના મૂર્ત નમૂના જેવા આચાર્ય આનંદશંકર ધ્રુવનું ચિંતન, મનન અને સાહિત્યલેખન નિર્દેશી શકાય ગુજરાતની એ પ્રકાશમાન જ્ઞાનદીપિકાઓ છે આ વિદ્વાનોની હારમાં મુકાય એવા શ્રી નર્મદાશંકર મહેતા છે પૂર્વનિર્દિષ્ટ વિદ્વાનોના જીવન-વ્યવસાય, સંશોધન, સાહિત્ય અને અધ્યયન–અધ્યાપન હતાં નર્મદાશંકરનો જીવનવ્યવસાય મુખ્ય અમલદારનો હતો એ વ્યવસાયમાં પણ એમની નિપુણતા, ધારાધોરણનું જ્ઞાન અને ચોકસાઈએ એમને સારી પ્રતિષ્ઠા અપાવી હતી પરંતુ એ સાથે જ એમનો વિદ્યાવ્યાસંગ પણ ચાલુ રહ્યો હતો યોગની પરિભાષામાં કહીએ તો સત્કારપૂર્વક નિરંતર અને દીર્ઘકાલ એમાં સંસ્કૃત સાહિત્ય, દર્શનો, ઇત્યાદિનો સ્વાધ્યાય સતત ચાલુ રહેવાથી સતેજ બન્યો હતો આવા સ્વાધ્યાયમાં નિરત બીજા પણ કેટલાક અમલદારોનાં નામ કદાચ ગણાવી શકાય, જેમાં મોખરે નરસિંહરાવ દીવેટિયાનું નામ આવે

શ્રી નર્મદાશંકરે તેમના સ્વાધ્યાય અને મનનનો લાભ અનેક અંગ્રેજી અને ગુજરાતી ગ્રંથોની રચના કરી સહુને બનાવ્યો છે. ૧૮૯૪ના સુરત ગોકુળજી ઝાલા વેદાન્તના ઇનામી નિબંધ તરીકે ઓમ્બે યુનિવર્સિટીએ સ્વીકારેલા વેદાન્ત સિદ્ધાંતભેદ An Account of the Doctrinal Differences among the Various Followers of S'ankaracharya (Completed 1896) તથા એમાં જ ૧૮૮૯ના ઇનામ તરીકે માન્ય થયેલ અદ્વૈત બ્રહ્મસિદ્ધિનો (સદાનંદ કાશ્મીરકૃત પૃ ૧–૧૭૬ સિ. ઈ સી ) અંગ્રેજી અનુવાદ, Evolution of the Conception of Pranava (૧૯૧૬), Hindu Eugenics (૧૯૧૯), the Influence of Buddism on Vedanta (૧૯૨૫), Bhagavad Geeta—An Exposition on the basis of Psycho-Philosophy

& Psycho-Analysis by Vasant G. Rele (૧૯૨૮) Introduction to Panchikaranam (૧૯૩૦) વગેરે વિષો પર એમના અંગ્રેજી નિબંધો, તેમ જ ગુજરાતીમાં શાક્તધર્મ ઉપર અને ઉપનિષદો ઉપરના તેમના ગ્રંથો એમની વિદ્વત્તાના અને તટસ્થ વિવેચક બુદ્ધિના સાક્ષીરૂપ છે આ બધા ગ્રંથોમાં સૌથી મોખરે મૂકી શકાય એવો એમનો ગ્રંથ 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' છે

પ્રો દાસગુપ્તાનું History of Indian Philosophy નું પહેલું વૉલ્યુમ ૧૯૨૨ માં બહાર પડ્યું. તે પછી પ્રો રાધાકૃષ્ણનનું Indian Philosophy નું પહેલું વૉલ્યુમ ૧૯૨૩ માં બહાર પડ્યું નર્મદાશંકરભાઈના 'હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસ'નો પૂર્વાર્ધ ૧૯૨૪ માં તથા ઉત્તરાર્ધ ૧૯૨૫ માં બહાર પડ્યો, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી-હાલની ગુજરાત વિદ્યાસભાએ એમને એ કાર્ય મને ૧૯૧૯ના સપ્ટેમ્બરમાં સોંપ્યું આ તારીખો ઉપરથી સમજાશે કે તેઓએ હિંદ તત્ત્વજ્ઞાનને ઇતિહાસની દૃષ્ટિએ નિરૂપવાનો સ્વતંત્ર પ્રયાસ આદર્યો હતો પોતે પ્રસ્તાવનામાં કહે છે તે પ્રમાણે 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' ગુજરાતી ભાષામાં લખવાનો પ્રથમ જ પ્રયાસ હતો તેમની પહેલાં શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો અર્વાચીન વિવેચક પદ્ધતિથી લખેલો 'સિદ્ધાંતસાર' નામનો ગ્રંથ હતો પણ આ 'સિદ્ધાંતસાર' ઇતિહાસદૃષ્ટિએ થયેલું નિરૂપણ નથી પોતાને પ્રેરણા આનંદશંકરભાઈના એક સૂચન ઉપરથી મળેલી આનંદશંકરભાઈએ "વસન્ત" માર્ગશીર્ષ ૧૯૭૦માં જણાવેલું કે

"મને લાગે છે કે આપણા દર્શનોને મૂલ આન્તર વિચારના સંબંધથી સારી રીતે સાંકળી શકાય છે પરંતુ અહીંના તત્ત્વજ્ઞાનનો સંપૂર્ણ ઇતિહાસ એ રીતે સાંકળી શકાતો નથી એમ જે દેખાય છે તેનું કારણ એ છે કે **સાંકળની કડીઓ** ઓળખવામાં ભૂલ થાય છે. અત્રે સમસ્ત તત્ત્વજ્ઞાનની એક સાંકળ નથી પણ વિવિધ દર્શનોના જુદા જુદા પ્રવાહ છે, એ જ જો કે પ્રત્યેક દર્શનનો ઇતિહાસ હોંગેવે

માનેના કલ્પિત ચોકઠામા ગોઠવાતો નથી, તો પણ પ્રત્યેક દર્શનના ઇતિહાસમા એક અખડ ધાગ જોઈ શકાય છે તેમા ઇતિહાસકારની એ ફરજ છે કે પ્રત્યેક ગ્રથકારનો તેના પૂર્વજ સાથે સબધ બતાવવો અને તદાનીન દર્શનાન્તરના પ્રતિપાદનથી એના પર થયેલા સ્વીકાર યા વિરોધ રૂપ અસર પણ નજરે પડે તો તે પણ પ્રકટ કરવી આ કર્તવ્ય કરવામા આવે તો જ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ વર્ણનાત્મક થઈ ન રહેતા ચિતનાત્મક થાય ભવિષ્યનો કોઈ ઇતિહાસકાર આ દૃષ્ટિબિંદુથી ઇતિહાસ લખશે તો તે એક મોટી સેવા ગણાશે" (લેખકની મૂળ પ્રસ્તાવના પૃ ૨૨)

નર્મદાશકરભાઈ કહે છે કે એમનો "પ્રયત્ન વર્ણન અને ચિતન એવા મિશ્ર પ્રકારનો છે" 'હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસ'નુ નિરૂપણ કરતા પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના ઇતિહાસની પદ્ધતિનો પણ એમને વિચાર કરવો પડ્યો છે અને એમા જે વિશિષ્ટતા છે એ પણ એમના ધ્યાનમા આવેલી છે પોતે કહે છે કે એ પ્રમાણે 'પશ્ચિમમા તત્ત્વજ્ઞાનની સરણીનો પ્રવાહ ચાલતો ચાલતો શમી જાય ત્યારે એક મહા વિચારકના શ્રમથી પુનઃ બાહ્ય પ્રવાહરૂપે નવા દેહમા નીકળી આવે પુનઃ તે આગળ ચાલતા લોપ પામે અને નવા વિચારકના બળથી વળી નવા દેહમા જાગે—એમ સજીવનીનો લુપ્ત—અલુપ્ત પ્રવાહ હિમાલયથી માંડી પશ્ચિમ મહાસમુદ્રમા ભળે હિન્દુસ્તાનનો તત્ત્વજ્ઞાનનો પ્રવાહ ગગાનદી જેવો પૂર્વગામી છે અને તે અનત નાની મોટી નદીઓમા પ્રવાહોથી મિશ્રિત થયેલો સમૃદ્ધ બની પૂર્વસાગરમા ભળે છે તે ગગા નદીના પ્રયાગ આદિ સગમસ્થાનોમા તે તે નાની મોટી નદીના પ્રવાહના તરગો આઠ આઠ ઓળખાય છે તે તે નદીઓ ગગામા મળતા પહેલા પોતપોતાના ભિન્ન અસ્તિત્વ અને તેની ભવ્યતા અથવા રમ્યતાને ત્યજતી નથી" (લેખકની મૂળ પ્રસ્તાવના, પૃ ૨૨)

ભારતમા પ્રાચીન કાળથી તે તે દર્શનનો પ્રવાહ પોતપોતાનો અલગ રીતે ચાલુ રહેલો છે જેમકે—જૈમિનિ, શબર, કુમારિલ આદિના

ગ્રંથો દ્વારા પૂર્વમીમાંસાનો, બાદરાયણ, શંકરાચાર્ય, રામાનુજાચાર્ય આદિનાથી ઉત્તરમીમાંસા કે વેદાંતનો, ઈશ્વરકૃષ્ણ, માઠર આદિનાથી સાંખ્યદર્શનનો, પતંજલિ, વ્યાસ, આદિનાથી યોગનો, કણાદ, પ્રશસ્તપાદ આદિનાથી વૈશેષિકનો, ગૌતમ, વાત્સ્યાયન આદિનાથી ન્યાયદર્શનનો, વસુબંધુ, દિઙ્નાગ, ધર્મકીર્તિ આદિનાથી બૌદ્ધદર્શનનો, ઉમાસ્વાતિ, અકલંક આદિનાથી જૈનદર્શનનો આમાં પણ પહેલાં ૭ દર્શનો વેદપ્રામાણ્યવાળાં હોવાથી એમનું એક મંડળ બને છે. વેદપ્રામાણ્યને ન સ્વીકારતા જૈનનું એક બીજું મંડળ બને છે. કોઈ પણ આગમ પ્રમાણને ન સ્વીકારતા બૌદ્ધદર્શનનું વળી ત્રીજું મંડળ બને છે. લોકાયત કે ચાર્વાકનો પંથ સૌથી જુદો. હકીકતમાં તે તે પ્રવાહ બીજા દર્શનોનો ઉલ્લેખ ખંડન માટે કરી તેનો પરિચય બતાવે છે, પણ પોતાનો પ્રવાહ સ્વતંત્ર રીતે ચાલુ રાખે છે.

આ બધા દર્શનોને વૈદિક, જૈન અને બૌદ્ધ ત્રણેની એક તત્ત્વજ્ઞાનની ગંગા તરીકે નિરૂપવાની સકયતાની દૃષ્ટિ શ્રી નર્મદાશંકરે પોતાના ઇતિહાસમાં રાખી છે વર્તમાન યુગના શિક્ષણ, સંશોધન અને ઉદાર દૃષ્ટિનું એ ફળ નર્મદાશંકરના નિરૂપણમાં સુયોગ્ય રીતે વ્યક્ત થાય છે. તત્ત્વજ્ઞાનની સમજણમાં આ બધાને એક સાથે જોઈ સકલપણે નિરૂપણ કરવાની એક મોટી પ્રગતિશીલ ફાળ છે પોતે યોગ્ય રીતે જ કહે છે કે "બ્રાહ્મણોના, બૌદ્ધોના અને જૈનોના વિચારોનો જેઓ સમન્વય કરી જાણતા નથી તેને મારી અલ્પમતિ તત્ત્વજ્ઞ કહી શકતી નથી, પરંતુ ધર્માંધ કહે છે" (લેખકની મૂળ પ્રસ્તાવના, પૃ ૩૨)

પ્રાચીન પરંપરામાં મેવાડ, મારવાડ અને ગુજરાતના હરિભદ્રસૂરિને ભારતીય દર્શનનો પ્રથમ સમુચ્ચય કરવાનું માન મળે છે, તેમના ષડ્દર્શનસમુચ્ચય અને શાસ્ત્રવાર્તાસમુચ્ચય દ્વારા. હરિભદ્ર સાથે સરખાવી શકાય એવી સમુચ્ચયદૃષ્ટિ ઉપરાંત ઇતિહાસની દૃષ્ટિ રાખી શ્રી નર્મદાશંકર ભારતીય તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ નિરૂપે છે. ભારતની

બીજી ભાષાઓમા ૧૯૨૦ થી ૧૯૭૫ સુધીમા આ રીતે સમન્વય અને ઇતિહાસની રીતે લખાયેલા હિંદના તત્ત્વજ્ઞાનના ઇતિહાસો હતા કે નહી તેની મને માહિતી નથી, તો પણ એટલુ કહી શકાય છે કે, તટસ્થ વિવેચન અને ઇતિહાસનુ ક્રમિક ઉદ્ઘાટન બતાવતો આ ગુજરાતી ગ્રંથ શ્રી નર્મદાશંકરને ભારતના વિદ્વાનોમા આગળી પંક્તિમા સ્થાન અપાવે એવો છે

આ ગ્રંથની રચનામા પોતે કહે છે તે પ્રમાણે એમણે બને ત્યા સુધી મૂળ સંસ્કૃત સાહિત્યનુ અવલોકન કરીને સગ્રહ કર્યો છે કેવળ અંગ્રેજી પુસ્તકોના આધારે નિરૂપણ કર્યું નથી આ પણ આ ગ્રંથની એક નોધવા જેવી વિશેષતા છે, ખાસ કરીને અત્યારે જ્યારે કેટલાયે અધ્યાપકો અંગ્રેજી ગ્રંથોના આધારે જ હિંદના ધર્મ-તત્ત્વજ્ઞાનનુ નિરૂપણ કરે છે તે વેળાએ

શ્રી નર્મદાશંકરે 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' પહેલી આવૃત્તિમા બે ભાગમા નિરૂપ્યો છે પૂર્વાર્ધમા તેમણે ત્રયીદર્શન સાંખ્યયોગ, બૌદ્ધદર્શન, જૈનદર્શન અને ન્યાયવૈશેષિક નિરૂપ્યા છે ઉત્તરાર્ધમા તેઓએ શૈવદર્શન, મીમાંસા દર્શન-પૂર્વ અને ઉત્તર નિરૂપ્યા છે તે પછી શાંકર દર્શન, શુદ્ધાદ્વૈત દર્શન અને બ્રહ્મમીમાંસાના બીજા એક દેશી મતોની ચર્ચા કરી છે આમ તેમણે ધર્મ અને તત્ત્વજ્ઞાનની વિવિધ શ્રેણીઓનુ સમસ્ત દર્શન આ ગ્રંથમા કરાવ્યુ છે

આ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા એક વિશેષતા એ છે કે ગ્રંથકારે મૂળ ગ્રંથોનો આધાર અને તે ઉપરના હાલના વિવેચનોનો ઠીક ઠીક ઉપયોગ કર્યા ઉપરાંત તેમની પોતાની સ્વતંત્ર દૃષ્ટિ પણ તે તે પ્રકરણોના નિરૂપણમા બતાવી છે—તત્ત્વોની તારવણીમા તેમજ વિવેચનમા

થોડાક ઉદાહરણો જોઈએ ત્રયી અથવા શ્રૌત દર્શનના નિરૂપણમા તેમણે અંતભાગમા મહર્ષિ યાજ્ઞવલ્ક્યના સ્વતંત્ર નિર્ણયો તારવી બતાવ્યા છે "પહેલા વિચારો (૧) અધિભૂત અને અધિદૈવ દૃષ્ટિથી

થતા હતા. વિશ્વના કારણરૂપે બ્રહ્મતત્ત્વ સમજવામા આવતુ. પરતુ તે વિશ્વનુ કારણ અને વિશ્વનો નિયન્તા એ પણ સર્વનો આત્મા જ છે, અને અન્ય પદાર્થ અથવા તત્ત્વ નથી એવો નિશ્ચય સ્વતત્ર તર્ક વડે જેવો યાજ્ઞવલ્ક્યે કર્યો છે એવો અન્ય કોઈ ઋષિએ કર્યો નથી" (૨) "આ શુદ્ધ અસસારી બ્રહ્માત્મા સ્વત આનદરૂપ છે એના સબધ વડે સ્ત્રી, પુત્ર, શરીર વગેરે પ્રિય લાગે છે અને તે પોતે સ્વત: પ્રિયરૂપ છે—આ નિશ્ચય ઘણા મહત્ત્વનો યાજ્ઞવલ્ક્યનો પોતાનો છે, અને તેનો પ્રબોધ પોતાની પત્ની મૈત્રેયી પ્રતિ કરેલો છે" (૩) "વળી આ આત્મા સ્વયજ્યોતિ વિજ્ઞાનઘન છે" એ ત્રીજો નિશ્ચય પણ યાજ્ઞવલ્ક્યનો પોતાનો છે" (પૃ ૩૨–૩૩)

સાખ્યયોગના નિરૂપણમા પણ શ્રૌતકાલના સાખ્યયોગથી માડી બૌદ્ધકાલીન સાખ્યયોગ, બુદ્ધના જન્મ પૂર્વભાવી સાખ્ય વિચારોની છાયા, ચોવીસ તત્ત્વસમૂહવાળુ સાખ્ય, પચીસ તત્ત્વસમૂહવાળુ સાખ્ય, છત્રીસ તત્ત્વસમૂહવાળુ સાખ્ય, આયુર્વેદની ચરક સહિતામા સમાયેલુ સાખ્યદર્શન તથા અત્રિ મુનિના પ્રાચીન સાખ્યવિચારો—આ બધા દ્વારા સર્વગ્રાહી નિરૂપણ કર્યુ છે સાખ્ય તથા યોગદર્શનના સિદ્ધાતોમાં સબધ પણ બતાવ્યો છે વૃત્તિનિરોધરૂપ યોગનુ પણ સવિસ્તર નિરૂપણ કરી મૌલિક સાખ્ય સેશ્વર હોવાના કારણો પોતે ચર્ચે છે

આ ચર્ચામા યોગનુ અસન્ત પ્રાચીનત્વ, તેનુ મૂળ શાસન દ્વૈતાનુસારી હિરણ્યગર્ભનુ, તેમજ અદ્વૈતાનુસારી મહેશ્વરનુ, દ્વૈત પ્રમાણે અનુશાસન કરનાર પતજલિ, તો અદ્વૈત પ્રમાણે અનુશાસન કરનાર યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય આદિનો પણ નિર્દેશ કર્યો છે લુપ્ત થયેલા માહેશ્વર યોગશાસ્ત્રનો તથા તેમા સમાયેલા આઠ કાડોનો પણ ઉલ્લેખ છે

તેમની બૌદ્ધદર્શનની ચર્ચા પણ તેમને ઉપલબ્ધ મહાયાના શાખાના દાર્શનિક સસ્કૃત ગ્રથોદ્વારા થયેલી છે ઔપનિષદ દર્શન અને પ્રાચીન સાખ્યયોગ સાથે થેરવાદની સરખામણી પણ કરી છે

જૈન ધર્મનું નિરૂપણ-પણ મુદ્દાસર થયેલું છે. જૈન દર્શનમાં ત્રણ રત્નો જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર્ય, જીવ અને અજીવ તત્ત્વોમાં સમાયેલું તત્ત્વજ્ઞાન, ચૌદ પ્રકારનાં જીવનસ્થાનો, ચૌદ ગુણસ્થાનો, આસ્રવ, સંવર નિર્જરા અને મોક્ષ આદિના પણ નિર્દેશો કર્યા છે. અનેકાંતવાદ તથા સપ્તભંગી સ્યાદ્વાદનો પણ નિર્દેશ છે અને અંતે બ્રાહ્મણ અને જૈનોની એકવાક્યતા બતાવવા પ્રયત્ન કર્યો છે.

ન્યાયવૈશેષિક દર્શનની ચર્ચામાં ત્રયી દર્શન અને બૌદ્ધ તથા આર્હત દર્શન વચ્ચે ન્યાયવૈશેષિકનું સ્થાન બતાવ્યું છે. ગૌતમ, કણાદ, પ્રશસ્તપાદ, વાત્સ્યાન, ઉદ્દ્યોતકર, વાચસ્પતિમિશ્ર, ઉદયનાચાર્ય, ગંગેશોપાધ્યાય, આદિના નિર્દેશપૂર્વક ન્યાય વિશે વૈશેષિક દર્શનની ચર્ચા છે, જે કંઇક અધૂરી લાગે છે.

ન્યાયવૈશેષિક મતના પ્રવર્તકો પાશુપત હતા. આ પાશુપત મતના તથા તે પછી શાક્ત દર્શનના નિરૂપણમાં ગ્રંથકારનું પાંડિત્ય સવિશેષ વ્યક્ત થાય છે. આ દર્શનનો આરંભ ઈશ્વરવાદની ચર્ચાથી કર્યો છે. નિમિત્ત ઈશ્વરવાદ, ઉપાદાન ઈશ્વરવાદ તથા અભિન્ન નિમિત્ત-ઉપાદાન. "પ્રથમ ભાવનાવાળો સેશ્વરવાદ ન્યાયવૈશેષિકોએ સ્વીકાર્યો છે અને પાશુપત મતમાં પણ સ્વીકારાયો છે. બીજા પ્રકારનો વાદ ભાગવતમાં અથવા સાત્વત તંત્રમાં અથવા વિષ્ણુમાર્ગમાં સ્વીકારાયો છે. ત્રીજા પ્રકારનો વાદ બ્રહ્મસૂત્ર ઉપર બંધાયેલા અદ્વૈત મતમાં અથવા લોકપ્રસિદ્ધ શાંકરમતમાં સ્વીકારાયો છે. પાશુપતો ઈશ્વર, પશુપતિ રુદ્રો, શિવ,-સંજ્ઞાઓ વાપરે છે. વૈષ્ણવો ભગવાન, પુરુષ, વિષ્ણુ, નારાયણ ઇત્યાદિ સંજ્ઞાઓ વાપરે છે. બ્રહ્મવાદીઓ નપુંસક ભાવે એટલે તત્ત્વપ્રધાનભાવથી બ્રહ્મશબ્દથી નિરૂપે છે.

આ દર્શનની ચર્ચામાં સાહિત્ય, તત્ત્વો, શાખાઓ આદિનું નિરૂપણ છે. પ્રકરણને અંતે પ્રત્યભિજ્ઞા દર્શનની પાશ્ચાત્ય Critical philosophy સાથે સરખામણી કરી છે. કાન્ટ, ફીક્ટ, શેલિંગ અને

હેગલના મતોમાં વિજ્ઞાનાદ્વૈતવાદ કેવો પ્રકટ્યો છે તેનો નિર્દેશ છે. (પૃ. ૩૨૫–૩૨૮)

શાક્તદર્શનનું નિરૂપણ તેમનું તંત્રશાસ્ત્રનું ઊંડું જ્ઞાન બતાવે છે. (આ વિષય ઉપર શ્રી નર્મદાશંકરભાઈએ એક સ્વતંત્ર ગ્રંથ લખ્યો છે.) એમાં એમણે કેવી જાતની physiological psychology છે એ પણ બતાવવા પ્રયત્ન કર્યો છે.

વૈષ્ણવદર્શન અથવા સાત્વત તંત્રનું નિરૂપણ પણ બને તેટલું સાંગોપાંગ કરવા પ્રયત્ન કર્યો છે. એકાયનશાસ્ત્રનો નારાયણ, વાસુદેવ, કૃષ્ણ વગેરે શબ્દવાચ્ય દેવતા સાથે સંબંધ શી રીતે થયો તે બતાવ્યું છે. ભાગવત અથવા પાંચરાત્ર સંપ્રદાયના સાહિત્યનો સંક્ષેપમાં નિર્દેશ કરી પાંચરાત્રનું તત્ત્વજ્ઞાન પણ નિરૂપ્યું છે. શુદ્ધ સૃષ્ટિ, અશુદ્ધ સૃષ્ટિ આદિની પણ સંક્ષિપ્ત ચર્ચા કરી છે. જીવનું પ્રાપ્તવ્ય પદ શું છે તેનો પણ ઉલ્લેખ છે આની સાથે જ ભાગવત પુરાણોને અનુસરતું ભાગવત દર્શન, ભજનીય એવા વિષ્ણુનું સ્વરૂપ, ભક્તિનું સ્વરૂપ તથા ભક્ત સ્વરૂપની પણ ચર્ચા કરી છે

આ પછી ગ્રંથકાર મીમાંસાદર્શનમાં આવે છે જેની બે મુખ્ય શાખાઓ પૂર્વમીમાંસા કે કર્મમીમાંસા અને ઉત્તરમીમાંસા કે વેદાન્ત કહેવાય છે. તેના નિરૂપણમાં સૌ પ્રથમ મીમાંસાનું પ્રાચીન સ્વરૂપ બતાવી કર્મમીમાંસાના સૂત્રોના રચનાર જૈમિનિ વિશે માહિતી આપી કર્મમીમાંસા સાહિત્યનો ઠીક ઠીક નિર્દેશ કરી પૂર્વમીમાંસા દર્શનની જ્ઞાનપ્રક્રિયાની ધ્યાન ખેંચે એવી ચર્ચા કરી છે, જેમાં પ્રામાણ્યવાદ, મિથ્યાજ્ઞાન અથવા અધ્યાસ સંબંધી ભાવના, પંચ પ્રકારની ખ્યાતિઓ, પ્રમાણો વિશે મીમાંસકોના નિર્ણયો આદિનો સમાવેશ થાય છે. એ પછી મીમાંસકોના જગત ચિત્ત અને ઈશ્વર સંબંધી મતોની પણ ચર્ચા કરી છે. મીમાંસાદર્શનની એક મહત્ત્વની કલ્પના–કર્મના ફલપ્રસવની પ્રક્રિયા પણ નિરૂપણ પામી છે. અંતમાં તેઓએ કર્મમીમાંસા કે જેમાં

ઈશ્વરને સ્થાન નથી તેમાં સેશ્વરતાવાદની છાયા ક્યાં અને કેવી રીતે આવી એ બતાવવા પ્રયત્ન કર્યો છે.

આ પછી ગ્રંથકારે ઉત્તરમીમાંસા કે બ્રહ્મમીમાંસાદર્શનનું વિસ્તૃત નિરૂપણ કર્યું છે. તેનો પ્રારંભ પ્રમાણવાદની સમાલોચનાથી કર્યો છે. તેમાં બૌદ્ધ સૌત્રાન્તિક મતને અનુસરતો પ્રમાણવાદ, વિજ્ઞાનવાદને, નૈયાયિકોને સાંખ્યોને તથા મીમાંસકોને અનુસરતા પ્રમાણવાદોની ચર્ચા કરી છે. આ પ્રમાણવાદની ચર્ચાને અંતે સંક્ષેપમાં આ પ્રમાણે તારતમ્ય કાઢ્યું છે: "સૌત્રાન્તિકે સ્વલક્ષણ પ્રત્યક્ષ ઊભું કરી તેને અસત્કલ્પ એટલે શૂન્ય જેવું બનાવ્યું; વિજ્ઞાનવાદીએ બાહ્ય જગતનો અભાવ માની આપણા અનુભવના બલવાન પ્રામાણ્યને ધોકો પહોંચાડ્યો; સાંખ્યે ખુલાસો કર્યો પણ બુદ્ધિપુરુષનો વચલો સંબંધ શી રીતે થાય તેમાં ગુંચવાડો ઊભો થયો; મીમાંસકે જ્ઞાનના સ્વત: પ્રામાણ્ય વડે તે ગુંચવાડો કાંઈક દૂર કર્યો.

"પરંતુ મોટો પ્રશ્ન એ ઊભો રહ્યો કે સ્વત: પ્રમાણજ્ઞાન છતાં તેને બાહ્ય જગતના સંબંધમાં કેમ આવવું પડ્યું અને કેટલા અંશમાં બાહ્ય જગત અને આંતર જ્ઞાનમય જગત સ્વભાવે સત્ય છે તેનો નિર્ણય શી રીતે કરવો? આ બાહ્ય જગતની તથા આંતર જગતની કોઈ સાચી, ત્રણ કાળમાં અબાધિત રહે તેવી કોઈ પીઠ છે કે નહીં! તેનો ખુલાસો કરવા પુન: હિન્દુસ્તાનના તત્ત્વશીલ પુરુષોએ પોતાની એકલી બુદ્ધિને અધીન ન થતાં મૂલ શ્રુતિ તરફ અને તે શ્રુતિને અનુકૂળ રહેનારી ગીતા સ્મૃતિ તરફ, અને તેના વિચારોનું ગ્રથન કરનાર બ્રહ્મમીમાંસાસૂત્ર એમ ત્રણ પ્રસ્થાનો પ્રતિ પોતાની નજર નાંખી અને તેને આધારરૂપ લઈ તર્ક વડે વસ્તુનિર્ણય કરવા પ્રયત્ન કર્યો.

"આ ત્રણ પ્રસ્થાનત્રયી ઉપર ઘડાયેલું દર્શન તેનું નામ બ્રહ્મમીમાંસાદર્શન" (પૃ. ૪૩૩).

આમ બ્રહ્મદર્શનનું વર્ણન કરી તેના પ્રસ્થાનત્રય ઉપનિષદો,

ભગવદ્ગીતા અને બ્રહ્મસૂત્રનો નિર્દેશ કરી તેમાંથી ઉત્પન્ન થયેલાં દર્શનોનું વર્ગીકરણ પોતે આપે છે—અદ્વૈતમત, દ્વૈતમત તથા દ્વૈતાદ્વૈતમત. અદ્વૈતમતમાં ભર્તૃપ્રપંચનો સમુચ્ચયવાદ, શાંકરમતનો કેવલાદ્વૈત (બ્રહ્મ) વાદ, વલ્લભમતનો શુદ્ધાદ્વૈતવાદ (વૈષ્ણવ), રામાનુજ અને શ્રીકંઠનો વિશિષ્ટાદ્વૈતવાદ, વિજ્ઞાનભિક્ષુનો અવિભાગાદ્વૈતવાદ, દ્વૈતમતમા મધ્વમત, દ્વૈતાદ્વૈતમતમા ભાસ્કરનો ઔપાધિક ભેદાભેદવાદ તથા નિંબાર્કનો સ્વાભાવિક ભેદાભેદવાદ, આ ઉપરાંત કાશ્મીરકોના ઈશ્વરાદ્વૈત દર્શનનો પણ નિર્દેશ કર્યો છે, પણ તેનો આધાર પ્રસ્થાનત્રયી ઉપર નથી પણ શિવસૂત્રો પર છે (પૃ. ૪૩૪–૪૩૫).

આ બધાનું સંક્ષેપમા નિરૂપણ કરી પોતે પ્રથમ બ્રહ્મસૂત્રનો સારસંગ્રહ આપે છે, તે પછી સાપ્રદાયિક મતભેદનુ સામાન્ય સ્વરૂપ પોતે સમજાવે છે. તે પછી ભર્તૃપ્રપંચનુ તત્ત્વજ્ઞાન ચર્ચી અભેદવાદ અથવા અદ્વૈતમતમા શાંકરમતનો ટૂંકમા નિર્દેશ કર્યો છે અને એ ક્રમમા રામાનુજ, વલ્લભાચાર્ય, વિજ્ઞાનભિક્ષુના અદ્વૈતમતોની તથા શ્રીકંઠાચાર્યના શક્તિવિશિષ્ટાદ્વૈતવાદની ચર્ચા કરી છે ત્યારબાદ ભટ્ટ ભાસ્કર અને નિંબાર્કના ભેદાભેદવાદ નિરૂપ્યા છે આ પછી ખાસ ધ્યાન ખેંચે એવી બે ચર્ચાઓ શ્રી નર્મદાશંકરભાઈએ કરી છે. શાંકરમતનો માયાવાદ ક્યાંથી અને શી રીતે આવ્યો તથા શ્રી ગૌડપાદ ઉપર બૌદ્ધદર્શનની ઊંડી અસર આમા બીજું નિરૂપણ શ્રી નર્મદાશંકરની તટસ્થ ઐતિહાસિક વિવેચનની દૃષ્ટિ રજૂ કરે છે (પૃ ૪૮૨–૪૯૦)

આ સામાન્ય ચર્ચા પછી તેઓ શાંકરદર્શનની ક્રમબદ્ધ ચર્ચા કરે છે, અને તેવી જ રીતે વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતમતનુ, અને રામાનુજના વિશિષ્ટાદ્વૈત મતનુ નિરૂપણ કર્યું છે આ ચર્ચાને અંતે પ્રસ્થાનત્રયી ઉપર ઘડાયેલા મતોના સિદ્ધાંતોની શ્રી નર્મદાશંકરે જે સરખામણી કરી છે તે મહત્ત્વની છે, વેદાન્તના વિદ્યાર્થીઓએ ખાસ ધ્યાન આપવા જેવી છે (પૃ. ૫૮૫–૫૯૫).

ઉપસંહારમાં પોતે કહે છે કે ભારતીય તત્વજ્ઞાનની "અનેક શ્રેણીઓ છતાં તે ખરી રીતે ત્રણ પ્રવાહમાં વહે છે ૧ અધિભૂત ૨ અધિદૈવ અને ૩ અધ્યાત્મ આ ત્રણે પ્રવાહો બ્રાહ્મણધર્મ પ્રદેશમાં, બૌદ્ધધર્મ પ્રદેશમાં અને જૈનધર્મ પ્રદેશમાં થઈ વહે છે પરંતુ આ સર્વ પ્રદેશો ખરી રીતે ભારત વર્ષના જ વિભાગરૂપ છે" (પૃ ૫૮૬)

આ પ્રત્યેક પ્રવાહ ક્યાં અને કેવી રીતે વહે છે તે વિશે પોતે કહે છે કે "અધિભૂત શાખા બ્રાહ્મણધર્મના ન્યાય વૈશેષિક દર્શનોમાં અને બૌદ્ધધર્મના સર્વાસ્તિવાદીના મતમાં આવી અટકી છે અધિદૈવ પ્રણાલિકા, એકેશ્વરવાદની પાતંજલ યોગદર્શનમાં તથા શૈવ, વૈષ્ણવ અને શાક્ત દર્શનોમાં વહ્યા કરે છે અને અધ્યાત્મ પ્રણાલિકા એક તરફ જૈન મતમાં અને બીજી તરફ બ્રહ્મમીમાંસાદર્શનમાં વહે છે" (પૃ ૫૮૬)

ભારતીય તત્વજ્ઞાનનું વિશિષ્ટ લક્ષણ દર્શાવતાં અંતે પોતે કહે છે કે "તત્વજ્ઞાનની નિગાના આ ઊંડા આસ્વાદને લઈને ભારત વર્ષનો અધ્યાત્મ વિચાર કેવળ બુદ્ધિના તરંગો અને વિકલ્પો ઉપર રમતો નથી પરંતુ

जडाजडदृशोर्मध्ये यत्तत्त्वं पारमार्थिकम् ।
अनुभूतिमयं तस्मात्सारं ब्रह्मेति कथ्यते ॥

જડ દૃષ્ટિ અને અજડ દૃષ્ટિની વચમાં જે સ્થિર પરમાર્થ તત્વ અનુભવ રૂપે વિરમે છે તે જ આનંદમય—સારભૂત—બ્રહ્મ છે એવું સમજી છેવટે

अध्यात्मरतिरासीनः पूर्णपावकमानसः ।
प्राप्तानुत्तमविश्रान्तिर्न किंचिदिह वाञ्छति ॥

તે શુદ્ધ આત્મામાં પ્રીતિ બાંધી ઇન્દ્રિયાદિના સર્વ વેગોને શમાવી,

પરમ પવિત્ર જ્ઞાન વડે મનને ભરી, અપૂર્વ વિશ્રાન્તિને મેળવી, આ સંસારમાં કંઈ પણ મેળવવાનું બાકી છે એવી ઝંખના કરતો નથી

આ ધ્યેય સિદ્ધ કરવા ઉપર ભારતવર્ષના તત્ત્વજ્ઞાનના પ્રવાહનો વેગ છે, અને તેમાંજ તેનું સ્વતંત્ર વ્યક્તિત્વ અદ્યાપિ ઝળકે છે" (પૃ ૫૯૭)

શ્રી નર્મદાશંકરભાઈએ હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસનું સમગ્રપણે નિરૂપણ કરતા જે ક્રમ રાખ્યો છે તે ઉપરથી એમ દેખાય છે કે તેઓ ઉપર શ્રી માધવાચાર્યના સર્વદર્શન સંગ્રહની દૃષ્ટિની અસર છે. માધવાચાર્ય ચાર્વાક મતથી પ્રારંભ કરી શાંકરમત ઉપર આવી પહોચ્યા છે એ જ રીતે શ્રી નર્મદાશંકરનું નિરૂપણ વેદાન્તમાં પરિણમે છે કોઈને એમ પણ લાગે કે જાણે કે એ પહેલાનું ભારતીય દર્શનોનું નિરૂપણ આ વેદાન્ત દર્શનની પ્રસ્તાવના રૂપ છે છતાં માધવાચાર્યના અને શ્રી નર્મદાશંકરના નિરૂપણમાં તફાવત છે શ્રી નર્મદાશંકરની દૃષ્ટિ ઐતિહાસિક છે જે માધવાચાર્યની નથી માધવાચાર્યને "શાંકરમત સિદ્ધાંતરૂપે ઇષ્ટ હોવાથી પૂર્વ વિચારશ્રેણીને ઉત્તરોત્તર વિચારશ્રેણી ખંડિત કરતી આવે છે અને છેવટના મંડન રૂપે તે શાંકરમતને મૂકે છે" (લેખકની મૂળ પ્રસ્તાવના, પૃ ૩૧)

શ્રી નર્મદાશંકરની શૈલી ખંડનમંડનની નથી, તટસ્થ તાર્કિક વિવેચનની છે એમને પોતાને સંમત ગમે તે દર્શન કે મત હોય છતાં એમના નિરૂપણમાં પ્રારંભમાં કહ્યું તેમ અને તેમના ઉપસંહારથી વ્યક્ત થાય છે તેમ તેમની દૃષ્ટિ સમન્વયની અને દરેક તત્ત્વને સમજવાની છે

આવા ગ્રંથની રચના કરી શ્રી નર્મદાશંકરે ગુજરાતી વાઙ્મય ઉપર મોટો ઉપકાર કર્યો છે તત્ત્વજ્ઞાનનો આવો વિદ્વાન વિચારક તથા વિવેચક ઉત્પન્ન કરવાને માટે ગુજરાત ગૌરવ અનુભવી શકે છે.

# સાક્ષરશ્રી નર્મદાશંકર મહેતા

## શ્રી. મોહનલાલ પાર્વતીશંકર દવે

સદ્ગત દીવાન બહાદુર નર્મદાશંકર મહેતાની સાથે મારો અંગત પરિચય તો ઘણો મોડો અને ટૂંક સમયનો થયો હતો, પણ ત્યાર પહેલાં પચ્ચીસ વર્ષ આગળથી ગુજરાતી સાહિત્યના ઉદ્યાનમાં “વસન્ત”ની પધરામણી થઈ લગભગ તે સમયથી એ વિદ્વાનને એમની સમર્થ વાણી દ્વારા હું પિછાનતો થયો હતો અને વખતોવખત એમનાં ભાષણો એ સુપ્રતિષ્ઠિત માસિકમાં આવતાં ગયાં તે હું હરખભેર વાંચતો હતો અને એમના પ્રત્યેનાં આદરમાન મારા હૈયામાં વધતાં જતાં હતાં.

આચાર્યશ્રી આનંદશંકર ગુજરાત કૉલેજના અધ્યાપક તરીકે કામ કરતા હતા તે દરમ્યાન (એટલે ઈ. સ. ૧૮૯૫ની આસપાસના સમયે) દી. બ. નર્મદાશંકર કૉલેજમાં ફેલો હતા એ કારણથી એમની સાથે એમને મૈત્રીનો સંબંધ થયો હતો. આથી જુદા જુદા પ્રસંગોએ સ્વ. શ્રી નર્મદાશંકરભાઈ જે વ્યાખ્યાનો આપતા તે “વસન્ત”માં ત્વરિત પ્રકાશ પામતાં. એમાંનાં કોઈ કોઈ વ્યાખ્યાનો પ્રસંગે તો આચાર્યશ્રી આનંદશંકરભાઈને જ પ્રમુખસ્થાન લેવાનું પ્રાપ્ત થતું. એમનાં એ વ્યાખ્યાનો જ્ઞાનસભર હોવાથી વિદ્વજ્જનોને માન્ય થઈ પડતાં, અને તેથી જ સમસ્ત ગુજરાત એ વ્યાખ્યાતાને પોતાનો એક સમર્થ પંડિત તરીકે પિછાનતું થયું.

એમનું એક વ્યાખ્યાન — “અખો અને તેનું કાવ્ય” સંવત ૧૯૫૯ના જ્યેષ્ઠ માસના “વસન્ત”માં છપાયું છે.

જયન્તી પ્રસંગના સાક્ષરશ્રી નર્મદાશંકરભાઈના વ્યાખ્યાનમાં જ્ઞાની કવિ અખાના જીવન વિષે આછડો નિર્દેશ કર્યા પછી એમના છપ્પાઓના ચુમાળીશ અંગને ૧. દોષ નિવારક અંગવર્ગ, ૨. ગુણ-ગ્રાહક અંગવર્ગ, ૩. સિદ્ધાંત પ્રતિપાદક અંગવર્ગ અને ૪. ફલપ્રતિપાદક અંગવર્ગ એમ ચાર વર્ગમાં વહેંચી દઈને એ છપ્પાઓમાંથી વિવિધ ઉદાહરણો એમણે ટાંક્યાં છે અને કવિને નિર્મલ બ્રહ્મત્વના અનુભવનો ચંદ્રમા એની ગંભીર પદ્યસ્રોતના પ્રત્યેક તરંગમાં ઝળકે છે તે દાખવ્યું છે. અને છેવટના ભાગમાં નરસિંહ મહેતા, મીરાંબાઈ, ધીરો, ભોજો, નિષ્કુલાનંદ, પ્રીતમ અને અખો એ બધા ભક્ત કવિઓની સંક્ષેપમાં સરખામણી કરીને એ "આત્મસંસ્કાર જનક વાર્તિક"ની સમાપ્તિ કરતાં કરતાં અખાના કાવ્યમાંથી તરી આવતી તેની આધ્યાત્મિક મૂર્તિને આ વિદ્વાન વ્યાખ્યાતાએ ભાવભીના નમસ્કાર કર્યા છે.

ચોવીસ વર્ષનો એક મોટો કૂદકો મારીને ૧૯૨૭મા વર્ષ ઉપર આપણે આવી જઈએ. નડિયાદમાં નવમી સાહિત્ય પરિષદ આચાર્યશ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવના પ્રમુખપદ હેઠળ મળી તેનું એ આગલું વર્ષ. નડિયાદ એ તો નર્મદાશંકરભાઈનું મોસાળ. અહીં જ તેઓ ઘણાં વર્ષ સુધી રહેલા. કવિ બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા એમના મામા થાય. એમનો સંસ્કૃત સાહિત્યનો શોખ, એમની શાક્તસંપ્રદાય, ઉપનિષદ વિદ્યા અને યજ્ઞયાગાદિ પ્રત્યેની અભિરુચિ એ સર્વ એમના મામા તથા માનામહ તરફથી એમને જે સંસ્કારો પ્રાપ્ત થયેલા તેનું શુભ પરિણામ હતું. હાઈસ્કૂલના તે વખતના હેડમાસ્તર રા. બ. કમળાશંકર ત્રિવેદીના શિક્ષણથી પણ એમને ઘણો લાભ થયો હશે. એજ ૧૯૨૮ની પરિષદના ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિભાગીય પ્રમુખ તરીકે નર્મદાશંકરની વરણી થઈ હતી. પરિષદના પ્રમુખ આચાર્યશ્રીએ સાહિત્યના નિર્માતાઓની સમાલોચના કરતાં કહ્યું હતું કે: "તત્ત્વજ્ઞાનના વિષયમાં મણિલાલની ગાદી સૂની જ છે, તો પણ નર્મદાશંકર મહેતાની વિદ્વત્તાએ ગુજરાતી વાચકને હાલમાં આપણા તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ

પૂરો પાડ્યો છે, અને તત્ત્વજ્ઞાનના અભ્યાસી તરીકે તથા એના પ્રચાયક તરીકે અત્યારે ગુજરાતમાં એમનું ઊંચું સ્થાન છે."

પ્રમુખપદેથી સંયમશીલ વાણીના ઉચ્ચારનાર આચાર્યશ્રીની આ ઉક્તિમાં અક્ષરશઃ સત્યનું કથન થયું છે અને તે સમસ્ત ગુજરાતને સ્વીકારવું પડે એવું નિશ્ચિત સત્ય છે.

સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી સ્મારકસમિતિએ દર વર્ષે બે વ્યાખ્યાન આપવાની યોજના તા. ૧૫મી મે ૧૯૨૬ને દિને કરી હતી, અને એ યોજના અનુસાર પહેલા વર્ષને માટે દિ. બ. નર્મદાશંકર મહેતાને નિમંત્રણ આપવાની દરખાસ્ત પણ સમિતિએ સર્વાનુમતે પસાર કરી હતી. એ વિદ્વાન સ્વ. ક. પ્રા. ત્રિવેદીના શિષ્ય હતા અને પોતાના ગુરુ પ્રત્યે અત્યન્ત આદરભાવ ધરાવતા હતા. એમણે અમારી વિનંતીનો તરત જ સ્વીકાર કર્યો અને એમના એ શ્રમ બદલ કંઈપણ પારિતોષિક લેવાની ના પાડીને એમણે સમિતિને વિશેષ ઉપકૃત કરી હતી. અખો, તેનું જીવન, તત્ત્વચિંતન, અને તેના સમયનો સમાજ એ એમના વ્યાખ્યાનનો વિષય હતો. એ વિષયનાં બે વ્યાખ્યાનો એમણે અખાને લગતું મુદ્રિત અને લેખી ગ્રંથોના ગુટકા તથા ચોપડામાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં સંગ્રહાયેલું તમામ સાહિત્ય અને અંગ્રેજીમાં થયેલાં અખા વિષેનાં વિવેચનો: ગો. મા. ત્રિપાઠીનું "Classical Poets of Gujarat" અને કૃષ્ણલાલ ઝવેરીનું Milestones in Gujarati Literature Vol I તેમજ પોતાનું ગુર્જર સાહિત્ય સભા આગળ થયેલું સાક્ષર જયન્તી પ્રસંગનું ઈ. સ. ૧૯૩૦નું ભાષણ—એ તમામ અખાને લગતા વાઙ્મયનું ઊંડું અધ્યયન કરીને તૈયાર કર્યા હતાં. પહેલા વ્યાખ્યાનમાં અખાના ક્ષર જીવન અને એની કૃતિઓ (હિંદી તેમજ ગુજરાતી) વિષે વિગતવાર પરિચય કરાવ્યો હતો અને બીજા વ્યાખ્યાનમાં અખાનું અક્ષરજીવન, એટલે એનું તત્ત્વચિંતન એમણે "અખેગીતા" જેવા ગ્રંથના સૂક્ષ્મ પૃથક્કરણ વડે સમજાવ્યું હતું. અખેગીતાના છ ખંડ

પાડી નાખીને તેમાંના સિદ્ધાન્તો એમણે તારવી કાઢ્યા હતા અને સમજાવ્યા હતા.

એમનાથી બે દિવસ રહેવાય એમ નહોતુ એટલે એ બન્ને વ્યાખ્યાનો એમની સૂચના અનુસાર અમે એક જ દિવસે રાખ્યા. બપોરના બારેકને સુમારે તો જ્ઞાનપિપાસુ ભક્તજનો જેવા અમે ૧૦૦-૧૨૫ માણસો એમની અમૃતવાણીનુ શ્રવણ કરવાને માટે ભારે ઉત્સાહથી નગીનચદ હોલમા ગોઠવાઈ ગયા ચાર સાડાચાર વાગે અમારી જ્ઞાનની મહેફિલ પૂરી થઈ ત્યારે અમે સૌએ પ્રસન્નતા અને કૃતાર્થતાની લાગણી અનુભવી એ યાદગાર દિવસને ૩૮ વર્ષ વહી ગયા છતા આ લેખકને તો તેની સ્મૃતિ હજી પણ એવી ને એવી લાગ્યા વગર રહેતી નથી.

સાહિત્યને લગતા એમના પ્રવચનોમા "કવિ બાલ, તેમનુ જીવન અને સાહિત્ય સેવા" એ વિષય ઉપરનુ એમનુ પ્રવચન આપણુ વિશેષ લક્ષ ખેચે છે કવિ બાલાશકર ઉલ્લાસરામ કથારિયા નર્મદાશકરભાઈના મામા હતા, અને નર્મદાશકરભાઈ નડિયાદમા એમને ત્યાજ રહીને ઊછર્યા હતા અને કેળવણી પામ્યા હતા ઘણુ કરીને એ એમનું ભાષણ નડિયાદમા સ્વ મણિલાલ નભુભાઈ અને સ્વ બાલાશકરની છબીઓનુ ઉદ્ઘાટન થયુ તે વખતે વચાયુ હતુ એ ભાષણમા વક્તાએ સ્વ બાલ કવિ, જેમણે કેટલાક વખત સુધી "મસ્ત કવિનુ અને પછી "કલાન્ત" કવિનુ તખલ્લુસ સ્વીકાર્યું હતુ, તેના જીવનની મહત્ત્વની વિગતો સક્ષેપમા છતા સુસકલિત સ્વરૂપે રજૂ કરી હતી અને એમના કાવ્યો "સૌન્દર્ય લહરી", "હરિપ્રેમપચદશી" વગેરેમાથી કેટલીક પક્તિઓ ટાકીને તેના કાવ્યગુણો દર્શાવ્યા હતા અને એમની અન્ય કૃતિઓનું પણ વર્ણન આપ્યુ હતું નિકટના સબધી વિષે લખવાનો પ્રસગ એમને આવ્યો હોવા છતા એમણે લેશ પણ અત્યુક્તિ વિનાની સંયમશીલ વિવેચના કરી હતી

"સ્નેહમુદ્રનો મર્મ આપણે શી રીતે ઉકેલીએ ?" એ વિષય ઉપર એમણે એક લેખ લખ્યો હતો અને તે "નવચેતન"માં છપાયો હતો. અમદાવાદની ઈ. સ. ૧૯૧૪ની શંકરજયન્તીમાં એમણે "શ્રી શાંકર-સિદ્ધાન્તમાં ભક્તિનું સ્થાન" એ વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું. "હિન્દુ ધર્મને વ્યાપક કરવામાં શૈવોએ કરેલો ઉપકાર" એ વિષય ઉપરનો લેખ ઈ. સ. ૧૯૩૩ના "કૌમુદી"માં છપાયો હતો, અને છઠ્ઠી ગુજરાતી સહિત્ય પરિષદ અમદાવાદમાં મળી ત્યારે એમણે પરિષદ અંગેની જાહેર વ્યાખ્યાન માળા માટે "સામ્પ્રદાયિક ધર્મો" એ વિષેનો લેખ લખ્યો હતો. શ્રેયઃસાધક અધિકારી વર્ગના એક ધર્મનિષ્ઠ વિદ્વાનની ઊંડી ધર્મભાવના એમાં સચોટ અભિવ્યક્તિ પામી છે.

"શ્રી શાંકરસિદ્ધાંતમાં ભક્તિનું સ્થાન" એ વિષય ઉપર અમદાવાદની એક શંકરજયન્તી પ્રસંગે એમણે જે વ્યાખ્યાન આપેલું તેનો આરંભ मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी। એ વિવેક ચૂડામણિના ભક્તિને મોક્ષની કારણ સામગ્રીમાં વિશેષ ગરવું સ્થાન આપનારા શ્લોકથી થાય છે, અને તેનો અંત આચાર્યશ્રીના મુખની અમોઘ વાણીમાં રણકે છે :

श्रद्धाभक्तिध्यानशमाद्यैर्यतमानैः
ज्ञातुं शक्यो देव इहैवाशु य ईशः।
दुर्विज्ञेयोजन्मशतैश्चापि विना तैः
त संसारं ध्वान्त विनाशं हरिमीडे ॥

વીસાપારસામાં નવરાત્રિ મહોત્સવ પ્રસંગે તારીખ ૪-૧૦-૨૭ને દિને એમણે જે વ્યાખ્યાન કર્યું તેનો વિષય કદાચ એમને સૌથી વધારે મનગમતો લાગ્યો હશે : "શાંકર અદ્વૈત દર્શન અને શક્તિવાદ." એ વ્યાખ્યાનમાં ઉપનિષદોનાં કેટલાંક વચનોનો આધાર લઈને એમણે બ્રહ્મની પરાશક્તિ નો નિર્દેશ કર્યો છે. શંકરાચાર્ય માત્ર શુષ્ક જ્ઞાની ન હતા, પરંતુ ભાવિક—"પરદેવતાના ઉપાસક પણ હતા" એવું પૂરવાર

કરવાનો એમણે પ્રયત્ન કર્યો છે. " શંકરાચાર્ય જે કેરલ ભૂમિમા જન્મ્યા હતા ત્યા છાન્દોગ્ય ઉપનિષદની પરાદેવતાની ઉપાસના પ્રચલિત હતી. તેમના પહેલા થઈ ગયેલા અદ્વૈત દ્રવિડાચાર્યે तत्त्वमसि મહાવાક્યના છાન્દોગ્ય ઉપનિષદ્ના પ્રપાઠક ઉપર શક્તિવાદ ઊભો કર્યો હતો" એમ જણાવ્યા પછી " બ્રહ્મતત્ત્વમા સ્વાભાવિકી જગદ્વૈચિત્ર્યને પ્રકટ કરનારી શક્તિ રહેલી છે, એ સિદ્ધાત શંકરાચાર્યના પૂર્વભાવી હતો તેના મૂળ બીજકો ઘણા ઉપનિષદોમા મળી આવે છે" એ દાખવ્યુ છે. ત્યાર પછી એ કહે છે કે, "જ્યા જ્યા જગત્કારણના ચિંતનનો પ્રસંગ આવે છે ત્યા ત્યા શંકરાચાર્યના શબ્દો શક્તિવાદના સમર્થનમા જાય છે," અને "આનુમાનિક અધિકરણ"માના " शक्तिरहितस्य तस्य प्रवृत्त्यनुपपत्ते " ( શક્તિ રહિત પરમેશ્વરની પ્રવૃત્તિ બની શકે એમ નથી ) "ચમસાધિકરણ"માના 'परमेश्वर्या . शक्ते (પરમેશ્વરની શક્તિથી જગતની રચના થઈ છે ) એના એવા વચનો ટાંકીને શંકરાચાર્યનો એમણે એવો મત તાર્વ્યો છે કે " દૃશ્ય જગતના કારણરૂપે અનાત્મ નામ રૂપને માયા અથવા અવ્યક્ત નામ વડે ઢાંકનારી જે બીજશક્તિ છે તેને અંકુરભાન આપનારી આત્મદેવની આત્મભૂતા ચિત્ શક્તિ છે" પછી શંકરાચાર્યના ભૌતિક જીવનને તપાસીને તેમાથી એમનો માતૃસ્નેહ, મંડન મિશ્રના પત્ની ઉભયભારતી પ્રત્યેનો આદરભાવ, વગેરે પ્રસંગોમા,

विद्या समस्तास्तव देवि भेदा
स्त्रिय समस्ता सकला जगत्सु ॥

શાક્ત સંપ્રદાયનો ભાર એ જુએ છે સાતમા દિવસના મધ્યાહ્ને "બન્ને ભિક્ષા લેવા પધારો" એવુ બોલી ન્યાયનિર્ણય શંકરાચાર્યના લાભમા આપ્યો એ જોઈ શંકરાચાર્યને વિદુષી પ્રત્યે ઘણુ સંમાન ઉપજ્યુ હતુ અને તેના ચિહ્ન તરીકે મંડનમિશ્રને સંન્યાસદીક્ષા આપી સુરેશ્વર સંજ્ઞા આપ્યા છતા પોતાની ચાર પીઠોમા ઉભયભારતીને બ્રહ્મવિદ્યાનો અવતાર માની શાક્તપીઠની સ્થાપના કરી હતી શંકરના સંપ્રદાયમા એમ માનવામા આવે છે કે શંકરાચાર્યે પૂર્વપીઠમા જગ-

સ્થાનમાં "વિમલાદેવી" નામ વડે શક્તિપ્રતિષ્ઠા કરી, પશ્ચિમમાં દ્વારિકામાં "શારદાદેવી" નામથી પ્રતિષ્ઠા કરી, ઉત્તરપીઠમાં "પૂર્ણગિરિદેવતા" નામથી પ્રતિષ્ઠા કરી અને દક્ષિણની પીઠમાં "કામાક્ષી" દેવતા તરીકે પ્રતિષ્ઠા કરી આ શક્તિની પ્રતિષ્ઠા કરવામાં અને પૂજનપદ્ધતિ દાખલ કરવામાં મંડનમિશ્રના વિદુષી પત્ની ઉભયભારતીના ઉત્તમ જીવનની અસર આપણને જણાય છે." શંકરાચાર્યની આ શાક્તદીક્ષાના ફલ તરીકે વ્યાખ્યાતા મંત્રશાસ્ત્રના પ્રકરણગ્રંથો નીચે પ્રમાણે ગણાવે છે:

(૧) सौन्दर्यलहरी
(૨) प्रपंचसार
(૩) ललितात्रिशती भाष्य
(૪) आनन्दलहरी વગેરે.

અંતમાં વ્યાખ્યાતા કહે છે કે "શાક્ત અદ્વૈત દર્શનની પીઠમાં સાત્વિક મતનો શક્તિવાદ રહેલો છે તે જણાવવામાં અને તે સંબંધી રસવૃત્તિ ઉત્પન્ન કરવામાં આ વ્યાખ્યાન ઉપકારક થશે. શાક્તસંપ્રદાયના સાહિત્યને જેવો જોઈએ તેવો ન્યાય મળ્યો નથી દોષ વેદ સાહિત્યમાં પણ ઘણા છે અને જે આચારના દોષો બન્ને પક્ષમાં હોય તેમાંના એક પક્ષે બીજાને સદોષ કહેવો એ કોઈ રીતે ન્યાયવાળું ગણાને નહી. આ કારણથી શ્રી અપ્પયદીક્ષિતાદિ વિચારકોએ વેદ અને તંત્રને સમાન આદરથી અવલોક્યા છે અને યોગ્ય સમન્વય કર્યો છે. શાક્ત મતના ભક્તો અને ચિંતકો શાક્ત સાહિત્ય સારી રીતે સમજી જાણે તો તેમણે શાક્ત નામથી ભડકવાનું કંઈ પણ પ્રયોજન નથી"

સાક્ષરશ્રી નર્મદાશંકરભાઈ શક્તિ સંપ્રદાયના સાહિત્યના સારા જાણકાર હતા એ સંપ્રદાયના ગ્રન્થો એમણે અનેક અવલોક્યા હતા એ સંપ્રદાય પ્રત્યે એમને અત્યન્ત મમતા હતી. એ સંપ્રદાયને યોગ્ય ન્યાય નથી મળ્યો એ વાત પણ અસત્ય નથી શંકરાચાર્ય શાક્ત સંપ્રદાયને સ્વીકારતા હતા એવું સાબિત કરવાને ઓછાવત્તા બળવાળી અનેક

દલીનો એમણે ઉપલા લેખમા રજૂ કરી છે શંકરાચાર્યે પંચાયતનની પૂજા માન્ય રાખી હતી શક્તિ વડે જ આ જગત, જે ખરુ જોતા બ્રહ્મથી અભિન્ન છે, તે જગત રૂપે ભાસે છે, એ શંકરાચાર્યનો સિદ્ધાંત છે. દેવીની આરાધનાના સ્તોત્રો પણ એમણે રચ્યા છે પ્રકરણ ગ્રન્થો તરીકે જે ગ્રન્થો શંકરાચાર્યને નામે ચડ્યા છે તે બધાજ શંકરાચાર્યના નથી એ વિષે વિદ્વાનોનો એકમત છે. કેટલાક સ્તોત્રો આદ્ય શંકરાચાર્યની પછીના કાળમા લખાયા અને તેમાના કેટલાક શ્રી શંકરાચાર્યની પીઠ પર વિરાજનાર કોઈ સમર્થ વિદ્વાન શંકરાચાર્યના હોય, કેટલાક બીજાના પણ હોય, એ સંભવિત છે. શક્તિ સંપ્રદાય પણ અદ્વૈત સિદ્ધાન્ત સ્વીકારે છે, છતા શાક્તઅદ્વૈત અને કેવલ અદ્વૈત એ બે જુદા છે (જુઓ "હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, ઉત્તરાર્ધ", "શાક્ત-અદ્વૈત અને કેવલઅદ્વૈત", પૃ ૬૯–૭૨) શાક્ત–અદ્વૈત અને કેવલ–અદ્વૈત એ બન્ને "અદ્વૈત" છે, છતા બન્નેનુ અદ્વૈત નથી શક્તિની પૂજા આરાધના બન્નેને માન્ય છે શંકરાચાર્યે દેવીના સ્તોત્રો રચ્યા છે, એ અર્થમા આપણે એમને શાક્ત સંપ્રદાયના પણ કહી શકીએ પણ એ શાક્તમતાનુયાયી છે એવુ તો દી બ નર્મદાશંકરભાઈની સમર્થ દલીલો છતા મારા મનમા ઊતરતુ નથી જે સમયે વેદના સૂક્તો રચાયા તે સમયની અને જે સમયે તાન્ત્રિક ગ્રન્થો રચાયા તે સમયની સંસ્કૃતિને આપણે સમકક્ષાએ મૂકીએ, એ શુ ઔચિત્ય ભરેલુ કે ન્યાયપુર:સરનુ કહેવાશે?

"અખાકૃત કાવ્યો ભાગ ૧ લો" ઉપરાંત "ઉપનિષદ વિચારણા" "શાક્તસંપ્રદાય", અને "હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ", એ સ્વર્ગસ્થના અતિ મહત્ત્વના ગ્રન્થો છે

સદ્ગત સાક્ષરશ્રી મણિલાલ નભુભાઈ, આચાર્યશ્રી આનન્દશંકર, વિદ્વદ્વર્ય નર્મદાશંકરભાઈ, આ ત્રણે પ્રખર વિદ્વાનોમા જે તીવ્ર જ્ઞાનપિપાસા હતી, જે ખંતીલી અભ્યાસવૃત્તિ હતી જે વિશાળ દૃષ્ટિ હતી, જે સારાસારનો વિવેક હતો, જે વાણીનો સૈયમ હતો, તે હવે પછીના જમાનામા આપણને લાધશે ખરો?

## જ્ઞાનગગનના ગરુડ

### શ્રી રામપ્રસાદ પ્રે. બક્ષી

તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુઓમા કેટલાક શ્રુતધારક હોય, કેટનાક તત્ત્વગ્રાહક હોય અને કોઈક તત્ત્વપર્યેષક હોય શ્રુતધારક વર્ગ પોતે જે વાચ્યુ–સાભળ્યુ હોય એનુ ધારણ કરે, તત્ત્વગ્રાહક વર્ગ શ્રવણપઠન ઉપરાત મનન દ્વારા તત્ત્વનુ ગ્રહણ કરે અને તત્ત્વપર્યેષક વર્ગ તે તે તત્ત્વદર્શનના નિદર્શનના નિક્ષેપન બનીને એને કસે, તોળે, સરખાવે અને એનો સાર મેળવે

આના તત્ત્વપર્યેષકો ગુજરાતમા પણ થઈ ગયા છે, અનન્ત ચોક્ષ મણિનાન દ્વિવેદી, અને એથી વિશિષ્ટ પ્રકારે ગોવર્ધનરામ ત્રિપાઠી, આનદશકર ધ્રુવ અને નર્મદાશકર મહેતા ગુજરાતના તત્ત્વપર્યેષકોની પક્તિમા વિરાજે છે

ભારતીય દર્શનોનુ તથા એના ભિન્નભિન્ન સપ્રદાયગત આવિર્ભાવોનુ ઊડુ અધ્યયન પશ્ચિમના પ્રાચીન અને અર્વાચીન તત્ત્વચિતકોના ચિન્તનફળનો અભ્યાસ, એ સર્વની તુનના કરીને તારતમ્ય પારખતી મીમાસા, અને એ તારતમ્યને પરિણામે જ્યા શક્ય હોય ત્યા સમન્વયસ્થાપન, આવા વિશાળ અને ગહન પ્રદેશમા વિચરીને તત્ત્વનો નિર્ણય કરવામા ઉદ્યુક્ત થાય એવી એમની બુદ્ધિ હતી ગુજરાતના આવા તત્ત્વના પર્યેષકો તથા પરીક્ષકોમાના બેના પ્રત્યક્ષ સપર્કનો લાભ યથાશક્તિ મેળવવાની તક મને સાપડી હતી એ બે તે મારા ગુરુ આચાર્ય આનદશકરભાઈ, અને મુ નર્મદાશકરભાઈ

હુ નર્મદાશકરભાઈના જ્ઞાનનો લાભ મેળવી શક્યો તે તો અમે બંને સાતાકુઝના નિવાસી હતા એ કારણે

સાંતાક્રુઝના કેટલાક સુશિક્ષિત પ્રતિષ્ઠિત નાગરિકોને, નાનાં બાળકોને અભ્યાસ માટે મુંબઈ સુધી જવું પડતું તે અગવડ દૂર થાય એ માટે, સાંતાક્રુઝમાં વિશેષ નહિ તો એક મિડલ સ્કૂલ સ્થાપવી જોઈએ એવું લાગતાં તેઓ એ પ્રશ્નની આરંભની વિચારણા માટે જેમને જેમને મળ્યા તેમાં નર્મદાશંકરભાઈ પણ હતા. સાંતાક્રુઝમાં મિડલ સ્કૂલનો લાભ કેટલા વિદ્યાર્થીઓ લે એની ગણતરી કરવાની સૂચના નર્મદાશંકરભાઈએ આપી હતી. એ ગણતરી થઈ, નાગરિકોની વિનંતીથી શેઠ આનંદીલાલે પ્રથમ મિડલ સ્કૂલ કાઢવાનો–પણ પછી તરત જ સંયોગવશાત્ હાઈસ્કૂલ કાઢવાનો–નિશ્ચય કર્યો. એ હાઈસ્કૂલ એક વર્ષ ભાડાના મકાનમાં ચાલી તે દરમિયાન શેઠશ્રીએ બંધાવી આપેલું ખાસ મકાન તૈયાર થઈ ગયું; હાઈસ્કૂલ ત્યાં બેસવા લાગી.

અને એ મકાનમાં કેટલાક સંસ્કૃતજ્ઞ મિત્રોની ઇચ્છાથી દર રવિવારે સવારે ચાલતો એક "સ્વાધ્યાયવર્ગ" શરૂ થયો, અને એમાં ઉપનિષદ વિશે પ્રવચનો આપવાની સૌની વિનંતી નર્મદાશંકરભાઈએ સ્વીકારી. આ રીતે એમના તત્ત્વજ્ઞાનનો અને એમની તુલનાત્મક દૃષ્ટિ સાથેની ઊંડી મીમાંસાનો સૌ સાથે મને પણ લાભ મળ્યો.

એમનાં માણ્ડૂક્ય ઉપનિષદ પરનાં તથા ગૌડપાદકારિકા વિશેનાં પ્રવચનોએ એમની સૂક્ષ્મ પર્યેષકબુદ્ધિની પ્રતીતિ કરાવી. માણ્ડૂક્ય ઉપનિષદની વિષયનિરૂપણ પદ્ધતિ વિશિષ્ટ છે. એ ઉપનિષદ આખ્યાયિકાઓ કે સંવાદોના આડમાર્ગે ગયા વિના સીધેસીધું વિષયનિરૂપણ કરે છે. એનાં અર્થઘન સૂત્ર જેવાં વાક્યો જ્ઞાનીગુરુની સહાયતા વિના સમજવાં મુશ્કેલ બને છે. સદ્ભાગ્યે અમને નર્મદાશંકરભાઈ જેવા ગુરુ મળ્યા હતા તેથી વિશદ અર્થવિવરણનો અમને લાભ મળતો હતો.

એમની પર્યેષકબુદ્ધિની તથા તટસ્થવૃત્તિની પ્રતીતિ કરાવનારી હતી એમની ગૌડપાદરચિત માણ્ડૂક્ય કારિકાની મીમાંસા. શંકરાચાર્યના

ગુરુ, એમના માયાવાદના પ્રેરક, એ ગૌડપાદાચાર્ય હતા. જેઓ ગૌડપાદાચાર્યને, અશ્વઘોષ, નાગાર્જુન વગેરે બૌદ્ધ તત્ત્વમીમાંસકોની પછી થયેલા માને છે તેઓ એ આચાર્યના માયાવાદમાં બૌદ્ધદર્શનનો પ્રભાવ પારખે છે, પણ જેઓ આ પૌર્વાપર્યને સિદ્ધ માનતા નથી, ગૌડપાદાચાર્ય આ બૌદ્ધ દાર્શનિકોના પુરોગામી હતા એમ માને છે, તેઓ બૌદ્ધ તત્ત્વવિચાર અને ગૌડપાદ-કારિકા વચ્ચેનું સામ્ય સ્વીકારીને, ગૌડપાદ ઉપર બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો પ્રભાવ નહિ પણ બૌદ્ધો ઉપર ગૌડપાદનો પ્રભાવ હતો એમ માને છે.

શંકરનો ગૌડપાદપ્રેરિત માયાવાદ, અને બૌદ્ધોનો શૂન્યતાવાદ, એ બે વચ્ચેના સામ્યનું તેમ જ ભેદનું અમને જે દર્શન એમણે કરાવ્યું એમાં અમને એમની સૂક્ષ્મ પર્યેષક બુદ્ધિની પ્રતીતિ થઈ હતી, તે સાથોસાથ એમની તટસ્થ ન્યાયદૃષ્ટિની પણ પારખ પડી હતી. કારણ કે બૌદ્ધમતના વિજ્ઞાનવાદનો તથા શૂન્યવાદનો પ્રભાવ ગૌડપાદ ઉપર હોવાની શક્યતા એમણે સ્વીકારી, દલીલોથી પ્રતિપાદિત કરી અને પછી બંને વચ્ચેનો ભેદ દર્શાવીને કહ્યું કે બૌદ્ધ વિજ્ઞાનવાદ પદાર્થોને વિજ્ઞાનના-સંવિદ્‌માં ભાસતા-ક્ષણભંગુર આભાસો કહે છે, માધ્યમિક શૂન્યવાદ પદાર્થોને વાસ્તવિકતારહિત, શૂન્ય અને ભ્રમરૂપ માને છે, પરંતુ શાંકર વેદાન્ત પ્રમાણે તો બહાર કે અંદર ભાસતા સર્વ પદાર્થોમાં અધિષ્ઠાનભૂત બ્રહ્મ છે અને એ બ્રહ્મ સત્ છે. આમ એમણે માયાવાદ ઉપર શૂન્યવાદની ગૌડપાદાચાર્ય દ્વારા આવેલી અસરનો સંભવ સ્વીકાર્યો અને તે જ ક્ષણે શાંકર અદ્વૈત અથવા શંકરાચાર્ય પ્રચ્છન્ન બૌદ્ધ છે એવા વૈષ્ણવોના આક્ષેપને ખોટો ઠરાવ્યો. આ બાબતની વિસ્તીર્ણ ચર્ચા એમના "હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ" એ ગ્રન્થમાં અમને ફરીથી વાંચવા ન મળી હોત તો અમારામાંના ઘણા એમનાં પ્રવચનના માનભારનું ઘાણું લાંબો સમય ન કરી શક્યા હોત.

નર્મદાશંકરભાઈના સર્વદર્શનના ઊંડા અધ્યયન-મનનમાં પ્રમાણો

જોવા હોય તો એમણે સંપાદિત કરેલ "અખાકૃત કાવ્યો—ભાગ ૧" એ ગ્રંથમાં એમણે મૂકેલો ઉપોદ્‌ઘાત વાચવો અને એમાંની અખેગીતા, પંચીકરણ તથા અનુભવબિંદુ એ કૃતિઓ ઉપરની ટિપ્પણી વાંચવી ઉપોદ્‌ઘાતમાં સર્વાંગ અન્વેષણદૃષ્ટિથી ચર્ચેલા અન્ય વિષયો ઉપરાંત પંચીકરણ સિદ્ધાન્તનું અને પ્રણવવિદ્યાનું એમણે કરેલું વિવરણ વાચતાં આપણને એમની દૃષ્ટિના વ્યાપનો તથા પર્યેષકબુદ્ધિની ઝીણવટનો ખ્યાલ આવે છે

ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા એક જ્ઞાની તરીકે કે કવિ તરીકે, કે જ્ઞાની કવિ તરીકે અખાને ગણીને એની કૃતિઓનું અર્થદર્શન કરનારા અને વિવેચન કરનારામાથી એના વેદાન્તવિચાર ઉપર પ્રકાશ નાખી શકે એવા વિદ્વાનોમા નર્મદાશંકરભાઈનું સ્થાન અગ્રે છે અખેગીતા, કડવું ૧ મા " પરાત્પર ", કડવું ૪ મા " અસંભાવના ", કડવું ૧૩ માનો " મણિજળમા દીઠો મકર મોટો ", કડવું ૨૫ મા " શૂન્યવાદ ", કડવા ૨૯ ની કડી ૫મીમા " જટિલ મુંડિત માળાધારી " વગેરે શબ્દોથી નિર્દેશેલા યતિઓ, કડવું ૩૮ કડી ૫માનું "ચક્રાતીત ચક્રે ચઢે" એ વચન, આ સર્વ સ્થળોએ નર્મદાશંકરભાઈએ વેદાન્તદર્શનના સિદ્ધાંતોની, જ્યા આવશ્યક હોય ત્યા ઐતિહાસિક દૃષ્ટિથી, અને ઉપનિષદાદિના વચનોથી સમર્થન કરીને, જે અર્થવિવરણ કર્યું છે તે બીજું કોણ કરી શક્યું હોત ? અખાની કૃતિઓના જે અંશ દુર્બોધ રહ્યા છે તે જ અંશોને સ્ફુટ કરવાની—શાસ્ત્રદૃષ્ટિએ સ્ફુટ કરવાની—એમની પ્રતિજ્ઞા હતી ' મારી નોટ અખાના શાસ્ત્રીય વિચારોનું સ્પષ્ટીકરણ કરનારી છે " અને એમના એ સ્પષ્ટીકરણને પ્રભાવે અખો માત્ર " કવિ " નથી રહેતો, પણ વેદાન્તશાસ્ત્રનો ઊંડો અભ્યાસી, " અનુભવી જ્ઞાની મહાપુરુષ ', " જ્ઞાની ભક્ત " પુરવાર થાય છે નર્મદાશંકરભાઈએ કહ્યું છે તેમ ' અખો માત્ર તત્ત્વચિંતક જ ન હતો, પરંતુ તત્ત્વનિષ્ઠ અથવા બ્રહ્મનિષ્ઠ હતો ", અને અખા જેવા જ્ઞાનીના જ્ઞાનનો યથાર્થ-

ગુરુ, એમના માયાવાદના પ્રેરક, એ ગૌડપાદાચાર્ય હતા. જેઓ ગૌડપાદાચાર્યને , અશ્વઘોષ, નાગાર્જુન વગેરે બૌદ્ધ તત્ત્વમીમાંસકોની પછી થયેલા માને છે તેઓ એ આચાર્યના માયાવાદમાં બૌદ્ધદર્શનનો પ્રભાવ પારખે છે, પણ જેઓ આ પૌર્વાપર્યને સિદ્ધ માનતા નથી, ગૌડપાદાચાર્ય આ બૌદ્ધ દાર્શનિકોના પુરોગામી હતા એમ માને છે, તેઓ બૌદ્ધ તત્ત્વવિચાર અને ગૌડપાદ–કારિકા વચ્ચેનું સામ્ય સ્વીકારીને, ગૌડપાદ ઉપર બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો પ્રભાવ નહિ પણ બૌદ્ધો ઉપર ગૌડપાદનો પ્રભાવ હતો એમ માને છે.

શંકરનો ગૌડપાદપ્રેરિત માયાવાદ, અને બૌદ્ધોનો શૂન્યતાવાદ, એ બે વચ્ચેના સામ્યનું તેમ જ ભેદનું અમને જે દર્શન એમણે કરાવ્યું એમાં અમને એમની સૂક્ષ્મ પર્યેષક બુદ્ધિની પ્રતીતિ થઈ હતી, તે સાથેસાથ એમની તટસ્થ ન્યાયદૃષ્ટિની પણ પારખ પડી હતી. કારણ કે બૌદ્ધમતના વિજ્ઞાનવાદનો તથા શૂન્યવાદનો પ્રભાવ ગૌડપાદ ઉપર હોવાની શક્યતા એમણે સ્વીકારી, દલીલોથી પ્રતિપાદિત કરી અને પછી બંને વચ્ચેનો ભેદ દર્શાવીને કહ્યું કે બૌદ્ધ વિજ્ઞાનવાદ પદાર્થોને વિજ્ઞાનના–સંવિદમાં ભાસતા–ક્ષણભંગુર આભાસો કહે છે, માધ્યમિક શૂન્યવાદ પદાર્થોને વાસ્તવિકતારહિત, શૂન્ય અને અસદ્રૂપ માને છે, પરંતુ શાંકર વેદાન્ત પ્રમાણે તો બહાર કે અંદર ભાસતા સર્વ પદાર્થોમાં અધિષ્ઠાનભૂત બ્રહ્મ છે અને એ બ્રહ્મ સત્ છે. આમ એમણે માયાવાદ ઉપર શૂન્યવાદની ગૌડપાદાચાર્ય દ્વારા આવેલી અસરનો સંભવ સ્વીકાર્યો અને તે જ ક્ષણે શાંકર અદ્વૈત અથવા શંકરાચાર્ય પ્રચ્છન્ન બૌદ્ધ છે એવા વૈષ્ણવોના આક્ષેપને ખોટો ઠરાવ્યો. આ બાબતની વિસ્તીર્ણ ચર્ચા એમના "હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ" એ ગ્રન્થમાં અમને ફરીથી વાચવા ન મળી હોત તો અમારામાંના ઘણા એમનાં પ્રવચનના જ્ઞાનભારનું ધારણ લાંબો સમય ન કરી શક્યા હોત.

નર્મદાશંકરભાઈના સર્વદર્શનના ઊંડા અધ્યયન–મનનમાં પ્રમાણે

જોવા હોય તો એમણે સંપાદિત કરેલ "અખાકૃત કાવ્યો—ભાગ ૧" એ ગ્રંથમાં એમણે મૂકેલો ઉપોદ્‌ઘાત વાંચવો અને એમાંની અખેગીતા, પંચીકરણ તથા અનુભવબિંદુ એ કૃતિઓ ઉપરની ટિપ્પણી વાંચવી. ઉપોદ્‌ઘાતમાં સર્વકશ અન્વેષણદૃષ્ટિથી ચર્ચેલા અન્ય વિષયો ઉપરાંત પંચીકરણ સિદ્ધાન્તનું અને પ્રણવવિદ્યાનું એમણે કરેલું વિવરણ વાંચતાં આપણને એમની દૃષ્ટિના વ્યાપનો તથા પર્યેષણબુદ્ધિની ઝીણવટનો ખ્યાલ આવે છે.

ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં એક જ્ઞાની તરીકે કે કવિ તરીકે, કે જ્ઞાની કવિ તરીકે અખાને ગણીને એની કૃતિઓનું અર્થદર્શન કરનારા અને વિવેચન કરનારામાંથી એના વેદાન્તવિચાર ઉપર પ્રકાશ નાખી શકે એવા વિદ્વાનોમાં નર્મદાશંકરભાઈનું સ્થાન અગ્રે છે. અખેગીતા, કડવું ૧ માં "પરાત્પર", કડવું ૪ માં "અસંભાવના", કડવું ૧૩ માંનો "મણિજળમાં હિનો મકર મોટો", કડવું ૨૫ માં "શૂન્યવાદ", કડવાં ૨૯ ની કડી પમીમાં "જટિલ મુંડિત માયાધારી" વગેરે શબ્દોથી નિર્દેશેલા યતિઓ, કડવું ૩૮ કડી પમાંનું "ચક્રાતીત ચક્રે થકે" એ વચન, આ સર્વ સ્થળોએ નર્મદાશંકરભાઈએ વેદાન્તદર્શનના સિદ્ધાંતોની, જ્યાં આવશ્યક હોય ત્યાં ઐતિહાસિક દૃષ્ટિથી, અને ઉપનિષદાદિના વચનોથી સમર્થન કરીને, જે અર્થવિવરણ કર્યું છે તે બીજું કોણ કરી શક્યું હોત? અખાની કૃતિઓના જે અંશ દુર્બોધ રહ્યા છે તે જ અંશોને સ્ફુટ કરવાની—શાસ્ત્રદૃષ્ટિએ સ્ફુટ કરવાની—એમની પ્રતિજ્ઞા હતી. "મારી નોટ અખાના શાસ્ત્રીય વિચારોનું સ્પષ્ટીકરણ કરનારી છે" અને એમના એ સ્પષ્ટીકરણને પ્રભાવે અખો માત્ર "કવિ" નથી રહેતો. પણ વેદાન્તશાસ્ત્રનો ઊંડો અભ્યાસી, "અનુભવી જ્ઞાની મહાપુરુષ", "જ્ઞાની ભક્ત" પુરવાર થાય છે. નર્મદાશંકરભાઈએ કહ્યું છે તેમ "અખો માત્ર તત્ત્વચિંતક જ ન હતો, પરંતુ તત્ત્વનિષ્ઠ અથવા બ્રહ્મનિષ્ઠ હતો", અને અખા જેવા જ્ઞાનીના જ્ઞાનનો યથાર્થ-

જ્ઞાતા થઈ શકે એવો જ્ઞાની ટિપ્પણકાર એને નર્મદાશંકરભાઈમા સાપડ્યો તે—અખાનુ નહિ—આપણુ સદ્ભાગ્ય ગણાય

નર્મદાશંકરભાઈની તત્ત્વજ્ઞાનના વિશ્વવ્યાપક વિસ્તારમા વિહરનારી પર્યેષકબુદ્ધિનો જે પરિચય આ "અખાકૃત કાવ્યો ભાગ ૧"ના ઉપોદ્ઘાતમા તથા ટિપ્પણમા થાય છે તેથી વિશેષ પરિચય એમના "હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ" એ ગ્રંથના પૂર્વાર્ધ—ઉત્તરાર્ધમા થાય છે. એમની એ પર્યેષકબુદ્ધિ આ ગ્રંથમા ચર્ચેલા અનેક મુદ્દાઓ પરત્વે એમની તટસ્થ સત્યસંશોધનની વૃત્તિથી શોભે છે અને એમની સ્વતંત્ર નિર્ણયની આત્મશ્રદ્ધાથી ગૌરવવંતી બને છે વળી એમની એવી આત્મશ્રદ્ધા છતા એમના કથનો વિનયપૂર્ણ છે "મારો અભિપ્રાય એવો થાય છે કે—", "એવુ મારુ અનુમાન થાય છે" એવા એમના કથનમા, "હુ કરુ છુ" એવુ કર્તૃત્વવિધાન ટાળીને "થાય છે" એવુ કર્તૃત્વરહિત ક્રિયાપદ પ્રયોજ્યુ છે એમા એમનો એ વિનય પરખાય છે

એમનો જ્ઞાનવૈભવ અને એમની પર્યેષકબુદ્ધિ એમના ઉપર જણાવેલા ગ્રંથોમા સ્વત પ્રકાશે છે એ સ્વયપ્રકાશ સવિતાનુ દર્શન કરાવવા માટે આવા અલ્પ દીપની જરાય જરૂર નથી

મે ઉપર કહ્યુ તેમ આનંદશંકરભાઈ તથા નર્મદાશંકરભાઈ એ બે આપણા ગુજરાતના તત્ત્વપર્યેષકોનો પ્રત્યક્ષ પરિચય મને સાપડ્યો હતો આનંદશંકરભાઈની અનેક વર્ષોમા વિસ્તરી રહેલી જ્ઞાનપર્યેષણા એમના શિષ્યો સમક્ષ એમણે આપેલા વ્યાખ્યાનોમા, વિદ્વત્સભામા શ્રોતાઓ સમક્ષ એમણે કરેલા પ્રવચનોમા અને વિશેષત એમના અનેક લેખોમા—લેખસગ્રહરૂપ ગ્રંથોમા—ગુજરાતની જનતા સમક્ષ રજૂ થઈ છે એઓ પ્રોફેસર હતા તેથી આપણા તત્ત્વજ્ઞાનના ઇતિહાસનો બૃહદ ગ્રંથ રચવા માટે એમને સમયની અનુકૂળતા હતી, છતા કોણ જાણે શાથી એવો ઇતિહાસ એમના તરફથી ન સાપડ્યો, પણ સતત

કાર્યનિમગ્ન રાખે એવી નોકરીમાં વ્યગ્ર રહેતા નર્મદાશંકરભાઈ તરફથી સાંપડ્યો. આ ઘટના આશ્ચર્યજનક તો છે, પણ જેટલી આશ્ચર્યજનક છે તેટલી જ નર્મદાશંકરભાઈ પરત્વે પ્રશંસાપ્રેરક છે.

નર્મદાશંકરભાઈનો અમને અમારા "સ્વાધ્યાયવર્ગ"માં લાભ તો સારો મળ્યો, પણ ઘણાં વર્ષ ન મળ્યો. એઓ સાંતાક્રુઝ તજીને અમદાવાદ સિધાવ્યા. અમને—સ્વાધ્યાયવર્ગના જિજ્ઞાસુ સભ્યોને એમણે એકાદ વર્ષ, પોતાની ગરુડપાંખે બેસાડીને, અગાધ જ્ઞાનવ્યોમના વિશાળ પટમાં ઉડ્ડયન કરાવ્યું. અને એમનાં એ પ્રવચનોથી વંચિત બનેલા પણ એમની પ્રેરણાથી ઉત્સાહી બનેલા અમે ત્યાર પછી સ્વાધ્યાયવર્ગ ચાલુ રાખીને અમારી નાની નબળી પાંખો અમને જેટલું ઊડવા દે એટલું ઊડતા રહ્યા.

વિશાળ નભમાં પ્રત્યેક વિહંગમ—પ્રત્યેક નૈસર્ગિક કે કૃત્રિમ પાંખવાળો પતત્રી—પોતાની શક્તિ પ્રમાણે ઊડે. અમને ઊંચે ઊડવા માટે નર્મદાશંકરભાઈની પ્રબળ ગરુડપાંખોનું અવલંબન મળતું બંધ થયું એટલે અમારે ઉડાય તેટલું ઊડીને સંતોષ માનવો પડ્યો: नमः पतन्त्यात्मसमं पतत्रिणः । નર્મદાશંકરભાઈને અર્પેલી અંજલિમાં પણ મારી બુદ્ધિનો દાવો ગજાજોગ વિચાર—વિહાર કરવાનો જ છે.

## તાત્પર્યગામી દૃષ્ટિ

### શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

૧૮૮૦ થી ૧૯૨૫ના ગાળામાં ગુજરાતના યુનિવર્સિટીવિદ્વાનોએ સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી, જો કે તે મહારાષ્ટ્રના જેટલી નહોતી. મહારાષ્ટ્રના પંડિતોને પરિસ્થિતિ વધારે અનુકૂળ અને પ્રોત્સાહક હતી. આમ છતાં, સજીવ પાંડિત્યમાં, સર્જક વિદ્વત્તામાં, પંડિત યુગના ગુજરાતી સાક્ષરો ભારતના સમકાલીન ઉત્તમ પંડિતોની સમકક્ષ હતા.

મણિલાલ નભુભાઈ, ગોવર્ધનરામ, નરસિંહરાવ, આનંદશંકર, કેશવલાલ, રમણલાલ, રમણભાઈ, બળવંતરાય વગેરે પંડિતોની રચનાઓમાં શ્રી નર્મદાશંકર મહેતાનું સ્થાન છે લલિત સાહિત્યના સર્જનનું કામ એમણે કર્યું નહિ, અને સંસ્કૃતના અધ્યાપનનો વ્યવસાય તેમણે છોડી આજીવન વહીવટી કામમાં શક્તિ વાપરી તેથી તેઓ સાહિત્ય જગતમાં ઓછા જાણીતા છે, પરંતુ તત્ત્વવિદ્યાના પંડિત અને વિચારક તરીકે તેમનું સ્થાન આનંદશંકરની નજીક છે

ગોકુળજી ઝાલા વેદાન્ત પ્રતિષ્ઠિત મેગરી વેદાંતના સહજ વ્યાખ્યાતા તરીકે એમણે જુવાનીમાં જ નામના મેળવી હતી શ્રેયસ્સાધક અધિકારી વર્ગની સુસંગત ધર્મવિચારની સંપત્તિમાં એમનો ફાળો મોટો હતો. મર્યાદિત કર્મકાંડ અહિતના બ્રાહ્મણધર્મનું પુનરુત્થાન તેમને ઇષ્ટ હતું અને એમના પુરુષાર્થનો આ મંડળ ઉપર પ્રભાવ હતો

અન્ય દર્શનોની સરખામણીમાં ઓછા જાણીતા શૈવ અને શક્તિ દર્શનોનો તેમનો પરિચય ગાઢ હતો અને તેની સૂક્ષ્મ વિગતોમાં એમના જેટલું જ્ઞાન એ સમયમાં ગુજરાતમાં અન્ય વિદ્વાનનું ભાગ્યે હશે આજે પણ એ દર્શનો અને સાધનાપદ્ધતિઓનો અભ્યાસ ઓછો થાય છે શાંકર વેદાન્તની પરંપરામાં માયા–અવિદ્યાવિષયક જે શાખાઓ ઉદ્ભવી અને તે તે શાખાઓનો બીજી વેદાંત શાખાઓ જોડે જે સમાગમ–સમન્વય થયો તેનું પણ ઝીણવટભર્યું અને વિપુલ જ્ઞાન નર્મદાશંકરભાઈને હતું આને લીધે તેઓ અખાની કવિતાનું સ્પષ્ટ અને શ્રદ્ધેય અર્થઘટન કરી શક્યા અખાની કવિતાનું સંપાદન તથા અખાના વિચારોની સમજૂતી ને એ દ્વારા વેદાન્તનું વિવેચન એ એમનું ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં સ્મરણીય અર્પણ છે

પ્રાચીન વિચારસંપત્તિને નવીન ભારતીય જીવનમાં સજીવ પદાર્થ બનાવવો એનો આપણા સમગ્ર જીવનમાં પ્રભાવ પડવા દેવો અને એ રીતે દેશના આત્માને ઓળખવો એ યુનિવર્સિટીઓ સ્થપાયા

પછી આપણા વિચારકોની એક મહાન ભાવના હતી એમની પહેલા કેટલાક સૈકાથી આ વિચારો અલગ અલગ તળાવોમા જાણે બધિયાર પડી રહ્યા હતા, તેમની જડ પૂજા થતી હતી, તેમનું રટણ થતું હતુ, પોપટિયુ તેનુ જ્ઞાન પણ હતુ, પણ વ્યવહાર સાથે તેનો સબધ સાવ વહેવારુ કે કર્મકાંડી ગણાય આ જડતાથી ઉગરવાનો એક મુખ્ય માર્ગ હતો ભારતીય વિચારપ્રણાલીઓને બરાબર સમજી તેમનુ સાચુ રહસ્ય પામવાનો, તે રહસ્યોમા ઐતિહાસિક કે તાત્ત્વિક કે તર્કવશ વિકાસ તટસ્થભાવે ગોધવાનો, સિદ્ધાન્તગ્રન્થોનો, તેમાના સવાદી અ શોને પ્રમાણીને, સમન્વય કરવાનો, અને સમકાલીન પરિસ્થિતિ અને સમસ્યાઓમા તેનો શક્ય તેટલો વિનિયોગ કરવાનો સામાજિક અને રાજકીય સમુદ્ધાર માટે આ એક પુરુષાર્થની માગણી હતી અને તે જેટલી પ્રબળ તેટલી અવમરની હતી.

આ વિચારપદ્ધતિ ગુજરાતમા મણિલાલથી શરૂ થઈ અને આનદશકરમા પૂર્ણ વિકાસ પામી ગોવર્ધનરામમા તેનુ અભિરામ સર્જનાત્મક રૂપ મળ્યુ વાડીલાલ મોતીલાલ શાહ, મગનભાઈ ચતુરભાઈ પટેલ, છોટાલાલ જીવણલાલ માસ્તર અને નર્મદાશકર દેવશકર મહેતાનુ કાર્ય પણ આ જ પુનરુત્થાનયુગીન સ્વસ્તદર્શી પ્રવાહનુ અગ હતુ

તટસ્થ ને સમુચિત અર્થઘટન, તાત્પર્યગ્રહણ અને સમન્વયની ભારતીય વિચારપદ્ધતિ અતિ પ્રાચીન છે ઉપનિષદો, ભગવદ્ગીતા અને કેટલાક પુરાણોમા તે સ્પષ્ટ જોઈ શકાય છે અશ્વઘોષ અને ગૌડપાદ આદિમા તે જણાય છે શકરાચાર્ય આદિ પ્રમુખ ભાષ્યકારો પણ પોતાના સિદ્ધાતનુ સબળ સમર્થન કરવામા પણ પૂર્વપક્ષ બહુધા પૂરતો અને પ્રામાણિકપણે રજૂ કરે છે મધુસૂદન સરસ્વતી અને શ્રીધર જેવા વ્યાખ્યાકારોમા પણ સ્વતત્ર સમન્વય-દૃષ્ટિ જોવા મળે છે. સર્વતત્ર સ્વતત્ર વિચારકો પણ થયા છે વાચસ્પતિમિશ્ર કે વિજ્ઞાનભિક્ષુની વ્યાખ્યા એટલી સમર્થ ને મૂલાનુસારી હોય છે કે

તેમનો પોતાનો સ્વીકૃત સિદ્ધાંત તત્કાન તો એ જ લાગે તત્ત્વવિદ્યાના બૌદ્ધ અને જૈન ગ્રંથોમા પણ આવો અભિગમ જોવામા આવે છે આજે પણ પંડિત સુખલાલજી જેવાના નિબંધોમા આ મર્મલક્ષી અભિગમ વરતાશે આ પદ્ધતિમા સત્યની જિજ્ઞાસા અને શ્રદ્ધા સાથે નિમ્રતા અને સૂક્ષ્મ અહિંમાનો ભાર રહેલો છે સર્વગ્રાહિતા એ કૃત્રિમ સમૂહભાવ નથી, પણ ઉન્નત ને પ્રામાણિક વિચારણાની સ્વાભાવિક ગતિ છે, તાત્પર્યગ્રહણ કરી વિચારણાને અભિનવ સપાટી ઉપર લઈ જવાનો વ્યાપાર છે, અને હિંદુ તત્ત્વચિંતનનુ તે સુભગ લક્ષણ બની છે વિવેકાનંદ લો કે ગાંધીજી, શ્રી અરવિંદ લો કે રાધાકૃષ્ણન, સૌમા આ સર્વગ્રાહી ને તાત્પર્યગામી દૃષ્ટિ જણાશે

નર્મદાશંકર મહેતા વાચસ્પતિ મિશ્ર વિષે લખે છે "એમની વિદ્વત્તા સર્વદેશી હતી તેઓ પોતાના વિચારમા સર્વતંત્રસ્વતંત્ર હતા, અને પ્રત્યેક શાસ્ત્રના મર્મ તેમને કરામલકવત્ સિદ્ધ હતા" વિજ્ઞાનભિક્ષુ "સર્વ શાસ્ત્રોને એક તાત્પર્યગામી માનતા હતા અને તેથી સર્વશાસ્ત્રના અવલોકનમા ભૂમિકક્ષા ન્યાય સ્વીકારતા હતા એમને કે પ્રત્યેક દર્શન પોતપોતાની મર્યાદામા અમુક સિદ્ધાંત પ્રતિપાદન કરી ચઢિયાતી દૃષ્ટિ ઉઘાડે છે અને છેવટનુ તાત્પર્ય અવિભાગ અદ્વૈતમા આવે છે એમ તેમનુ મંતવ્ય હતુ" આ જ સંદર્ભમા નર્મદાશંકરભાઈ જણાવે છે કે, "વેદાંતશાસ્ત્રના જગદ્વિષયક સિદ્ધાંતો સાંખ્યો ઉપર બંધાયેલા છે, મોક્ષના તત્ત્વજ્ઞાનના સાધનભૂત વિચારો યોગ ઉપર ચણાયેલા છે, અને બ્રહ્માત્મૈક્યવાદ ઉપનિષદો ઉપર રચાયેલો છે" ("હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ" આ બીજી પૃ ૧૦૨, ૧૦૩)

પોતાની નિષ્ઠા અમુક વિશિષ્ટ પ્રકારની હોવા છતા તેને જ પુરસ્કૃત કરવાની નેમ નર્મદાશંકરભાઈની નથી ધર્મતત્ત્વચિન્તનના ઇતિહાસકારને એ શોભે નહિ, પાલવે પણ નહિ પરંતુ વિજ્ઞાનભિક્ષુ જેવી તાત્પર્યગામી દૃષ્ટિ રાખવાથી ભારતીય ચિન્તનની વિવિધ શાખાઓમા એક સ્વાભાવિક તરેહ કે પરિપાટી જોઈ શકાય છે

ધર્મતત્ત્વ અને તત્ત્વજિજ્ઞાસાનો પ્રસવ ક્યાં છે, એ ગંગોત્રીમાંથી કેવા વિવિધ સ્રોતો ભિન્ન ભિન્ન સંમુખતાથી વહેતા થાય છે, એ જોવાથી પણ ભારતીય દર્શનોનાં સમાન ધ્યેયો અને તત્ત્વો પામી શકાય. (પૃ. ૫૯૬) આ પણ ઉદાર ઉપલબ્ધિ અને નિરૂપણની રીતિ છે. ભારતની સમસ્ત વિચારણામાં થોડાંક મુખ્ય તત્ત્વો સમાન જોઈ શકાશે. સંસારનું લક્ષણ, જીવનનો પરમ પુરુષાર્થ, તદ્વિષયક સમ્યગ્જ્ઞાન, અને એ જ્ઞાનપૂર્વક સંકલ્પ અને સાધના એ ચારને ભારતીય વિચાર-મંડલની સમાન નાભિઓ કહી શકાય. બૌદ્ધ અને જૈન, જૈન અને હિંદુ, હિંદુ અને બૌદ્ધ વિચારધારાઓમાં તેમજ બાહ્ય પરંપરામાં પણ દર્શનોની સમાન ભૂમિકા તેમજ નવાં પ્રસ્થાન કેવાંક છે તે નર્મદાશંકર દર્શાવે છે. બધાં દર્શનોએ પરસ્પર કેટલું આવર્યું છે, અપનાવ્યું છે, તે તેઓ સ્ફુટ કરે છે. અલબત્ત, અનેક તપસીલ અને કોષ્ટકો આપવાથી ગ્રંથની નિરૂપણપદ્ધતિના સૌષ્ઠવને અને ગદ્યશૈલીના પ્રવાહને ખમવું પડ્યું છે, પણ તેમ છતા "હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ" ગુજરાતી વાચક માટે અત્યંત ઉપયોગી ગ્રંથ નીવડ્યો છે.

કર્તાની તટસ્થ ન્યાયબુદ્ધિ, અને તત્ત્વજ્ઞાનમા જીવનની ઉત્તમ સંપત્તિ તરીકે તેમનો રસ, એ બે ગુણો ગ્રંથને ખાસ આદરપાત્ર બનાવે છે. દાખલા તરીકે, શુદ્ધાદ્વૈતના ઐતિહાસિક નિરૂપણમાં, શુદ્ધાદ્વૈતની પીઠમા તાત્ત્વિક દર્શન છે, અને તે મત કેવળ ભક્તિ અને શ્રદ્ધા ઉપર બધારેલો નથી, એમ તેઓ સ્પષ્ટ કરે છે. "તર્ક અને શ્રદ્ધા-વિચાર અને ભક્તિ-એ બેનો સુભગ યોગ શુદ્ધાદ્વૈતીઓએ કર્યો છે અને તેમા માયાવાદી કેવળ-અદ્વૈતીઓ કરતા વધારે સમર્થ નીવડ્યા છે." (પૃ. ૫૫૮) શુદ્ધાદ્વૈતના વિચારક શ્રી પુરુષોત્તમ મહારાજ વિશે કર્તાને ઘણો આદર હોય એમ લાગે છે.

આ ભક્તિતત્ત્વના સ્વીકારમાં નર્મદાશંકરનો જીવંત ક્રિયાશીલ રસ અંતર્ગત છે. પરમ સત્તાની, પરમ પુરુષની જ ભક્તિ હોઈ શકે, તેથી

સમ્યગ્ જ્ઞાન વિના ભક્તિનો વિકાસ નથી પણ કેવળ બૌદ્ધિક જ્ઞાન એ સાક્ષાત્કાર નથી, આત્મસિદ્ધિ નથી, મોક્ષ નથી એ પરમતત્ત્વ તરફ સર્વ ભાવે મનુષ્યે વળવું જોઈએ જ્ઞાન સાથે પ્રેમનો ને આનંદનો યોગ ન થાય, જ્ઞાન ભાવાત્મક ન થાય, તો જ્ઞાન અન્તર્જ્ઞાન બનતું નથી, સર્વવ્યાપી પરમાત્મામાં તત્ત્વનો સંપૂર્ણ પ્રવેશ મળતો નથી આ અધ્યાત્મ અનુભવ કેવળ વિચારરૂપ નથી, પરંતુ તેમાં આનંદરૂપતા અથવા રસરૂપતાનો સ્વીકાર છે, અને તેથી દર્શનશાસ્ત્રનું પ્રયોજન સત્યજ્ઞાનપ્રાપ્તિમાં જ સમાયું છે એટલું જ નહિ પણ જીવનના ઊંડા સંતર્પણમાં સમાયેલું છે' (પૃ ૫૦૭) મોક્ષ એ કેવળ મુક્તિ નથી, જીવનસિદ્ધિ છે અને એમાં માનવના ભાવાત્મક અંશને ઉવેખી શકાય નહિ

## વિશિષ્ટ દૃષ્ટિવાળા ચિંતક

### ડૉ. પી. એમ. મોદી

ઈ. ૧૯૧૯થી ૧૯૨૩ દરમિયાન પૂ. ગુરુવર આનંદશંકર ધ્રુવ સાહેબ પાસે પ્રથમ ગુજરાત કૉલેજમાં બી. એ. માં અને પછી બનારસ હિંદુ યુનિવર્સિટીમાં એમ. એ. ભણ્યો હતો. એમ. એ. માં વિદ્યાર્થીઓને અપ્પય દીક્ષિતનો "સિદ્ધાન્તલેશસંગ્રહ" શીખવાનો હતો. આ પુસ્તકમાં શાંકર વેદાન્તના જ જુદા જુદા ગુરુઓના ઈશ્વર, જીવ, જગત, બંધન મોક્ષના સૂક્ષ્મ મતભેદો આવે છે. પુસ્તક સમજવું અત્યંત કઠિન છે. પ્રો. દાસગુપ્તા અને ડૉ. રાધાકૃષ્ણન એ બેઉ વિદ્વાનોના પ્રથમ વૉલ્યુમ પણ તે વખતે તરત જ છપાયેલું પ્રાપ્ય હતું. પણ તેમાં અપ્પય દીક્ષિતનું પુસ્તક સમજવાની સામગ્રી ન હતી. અમને વિદ્યાર્થીઓને પૂ. ધ્રુવસાહેબ મુરબ્બી નર્મદાશંકરભાઈનું ઈ. સ. ૧૯૦૭માં કાશીના મુકામથી પ્રકટ કરેલું, એમણે યુનિવર્સિટીનું સુમ ગોકુળજી ઝાલા

વેદાત પારિતોષિક તરીકે ૧૮૯૪મા સ્વીકારાયેલુ 'વેદાતસિદ્ધાતભેદ' (An Account of the Doctrinal Differences amongst the various followers of Sankaracharya બીજી આવૃત્તિ ૧૯૦૯) વાચવાનુ કહ્યુ અને મને પોતાને તો ગ્ર થકર્તાએ પૂ ધ્રુવસાહેબને ભેટ મોકલેલી નકલોમાથી એક રાખવા માટે પૂ ધ્રુવસાહેબે આપી આ સમયથી હુ મહેતા સાહેબના પુસ્તકોનો શિષ્યભાવે અભ્યાસ કરતો થયો

પાછળથી તો હુ મહેતાસાહેબના પુસ્તકો અને ડૉ રાધાકૃષ્ણન, પ્રો દાસગુપ્તા, પૂ ગુરુવર આર ડી રાનડે અને ડૉ જદુનાથ સિહાના પુસ્તકો વાચવા મળ્યો મને એવી ટેવ છે કે જે વિષય કે જે દર્શન વાચુ ત્યારે તે એક જ વિષય કે એક જ દર્શન બધી ચોપડીઓમાથી એકી સાથે કાઢીને વાચુ આમ વાચતા મને એવુ ઘણુ ઘણુ જણાયુ કે મુ મહેતાસાહેબનુ દૃષ્ટિબિ દુ બીજા બધાથી ઘણી વાર જુદુ અને ઐતિહાસિક દૃષ્ટિએ વધારે યોગ્ય હોય છે મે આના ઘણા પ્રસ ગો નોધ્યા હતા વર્ષો જતા મારી આ માન્યતા દૃઢ થઈ છે

આજે મુ નર્મદાશ કરભાઈના વિશે એટલે એમના તત્ત્વજ્ઞાનના ઇતિહાસ વિશે લખવાનુ મને પ્રાપ્ત થયુ છે આ લખવુ તેને હુ મારી એક ફરજ, મારો ધર્મ, સમજુ છુ મુ નર્મદાશ કરભાઈનુ ઋણ હુ શી રીતે ચૂકવી શકુ? હજુ પણ હુ બી એ કે એમ એ ના વિદ્યાર્થીઓની સાથે ભારતીય તત્ત્વજ્ઞાનના મુદ્દાઓની ચર્ચા કે ઇતિહાસની વાત કરુ છુ ત્યારે હમેશા મુ મહેતા સાહેબના ગ્ર થની માહિતી ઇતર ગ્ર થમાની હકીકતો સાથે રજૂ કરુ છુ હજુ પણ મુ મહેતા સાહેબના ગ્ર થ કરતા અધિક ઉપયોગી ગ્ર થ મારી નજરે નથી ચઢતો અનમત્ત બીજા ગ્ર થો ઉપર કહ્યા તે ઉપયોગી જ છે, પણ ઇતિહાસની બાબતમા મુ મહેતા સાહેબનું દૃષ્ટિબિ દુ મને હજુ પણ સુયોગ્યતર લાગે છે આની ખાતરી વાચકને

નીચેની થોડી હકીકતો ઉપરથી સ્પષ્ટ થશે

શ્રી વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતને ડૉ રાધાકૃષ્ણને બહુ જ સ્વલ્પ સ્થાન (વૉલ્યૂમ-૨ ના પા ૭૫૬-૭૬૦) આપ્યુ છે અને તે પણ શૈવશાક્તવાળા પ્રકરણમા શૈવશાક્ત પછીના પાનામા સ્થાન આપ્યુ છે પ્રૉ દાસગુપ્તાએ પણ (જુઓ દાસ ના ૪થા અને ૫મા પુસ્તકો) લગભગ એમ જ કર્યું છે કેમકે ચોથા પ્રકરણમા પુસ્તકો વલ્લભ વેદાત તથા શૈવશાક્ત સપ્રદાયો માટે છે માત્ર એટલુ કે એમણે શ્રી વલ્લભ સપ્રદાય માટે પાના વધારે આપ્યા છે આ પદ્ધતિથી શ્રી વલ્લભના વેદાતને વેદ-ઉપનિષદ-ગીતા બ્રહ્મસૂત્રનો જે મૂળભૂત આધાર છે તે મુદ્દા પરત્વે તે (શુદ્ધાદ્વૈત) વેદાતને અન્યાય થયો છે પરતુ શ્રી નર્મદાશકરભાઈનો વલ્લભ વેદાતનો અભ્યાસ અને પરિચય ડૉ રાધાકૃષ્ણન તેમજ પ્રૉ દાસગુપ્તા બન્નેના કરતા વધારે આગે હતો તેથી (૧) તેમણે વલ્લભ વેદાતને ડૉ રાધાકૃષ્ણન અને પ્રૉ દાસગુપ્તાથી જુદી રીતે એટલે શ્રી રામાનુજથી પણ પહેલુ સ્થાન આપ્યુ છે અને (૨) સ્પષ્ટ ક્યુ છે કે "ભજનીય પરમેશ્વરના માહાત્મ્યના જ્ઞાન વડે ભક્તિ અથવા પ્રેમનો ઉદય થાય છે **આ ભક્તિસિદ્ધાત બ્રહ્મસૂત્રમાં જો કે અન્તર્ગત જણાય છે,** તોપણ તે (ભક્તિ સિદ્ધાત) ઘણે ભાગે સાત્વત તત્ર અથવા પાચરાત્ર સિદ્ધાત ઉપર મડાયેલો છે અને તેથી આ વૈષ્ણવ મતોના નિશ્ચયો વૈષ્ણવ દર્શનનુ પ્રકરણ વાચવાથી સારી રીતે સમજાય તેમ છે, તો પણ બ્રહ્મસૂત્ર ઉપનિષદો અને ભગવદ્ગીતા ઉપર આ મતવાળા (શ્રી વલ્લભ શ્રી રામાનુજ, ઇત્યાદિ) પોતાના સિદ્ધાતની રચના સ્વીકારે છે તેટલા પૂરતા તેઓ બ્રહ્મમીમાસા દર્શનમા વિચારવા યોગ્ય છે" (હિદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ નવી આવૃત્તિ પૃ ૫૫૫) આ શબ્દોમા મુ મહેતા સાહેબે ડૉ રાધાકૃષ્ણન વગેરેને એક રીતે ઉત્તર આપ્યો છે

વળી, શૈવ-શાક્ત મતોમાથી એક (લકુલીશ) પાશુપત મતને ડૉ રાધાકૃષ્ણન એમના પ્રથમ પુસ્તકમા સ્થાન આપે છે પણ બાકીના

શૈવ–શાક્ત મતોને બીજા પુસ્તકમા શાકરરામાનુજ વેદાત અને વલ્લભ ચૈતન્યની વચ્ચે એમણે સ્થાન આપ્યુ છે. તેવી રીતે પ્રો. દાસગુપ્તાએ બધા શૈવશાક્ત મતોને (શાકર–રામાનુજ જે પ્રથમ ત્રણ પુસ્તકોમા દર્શાવ્યા છે તેની પછી) ચોથા પાચમા પુસ્તકોમા શ્રી વલ્લભ પછી સ્થાન આપ્યુ છે, પરતુ સ્વ મહેતા સાહેબના ઇતિહાસમા શૈવ (પાશુપત) શાક્ત–વૈષ્ણવ મતોને કર્મ–બ્રહ્મમીમાસાની પૂર્વે સ્થાન આપ્યુ છે, અને શૈવ–શાક્ત જેવા એકેશ્વર મતની ઉત્પત્તિ વેદમાથી શરૂ કરીને બતાવી છે (જુઓ શ્વેતાશ્વતર ઉપ) આપણા ઇતિહાસકારો જ્યારે વેદમાથી એક તત્ત્વવાદની ઉત્પત્તિ બતાવે છે તે પ્રસગે જર્મન પ્રો ડોયસનથી માડીને દાસગુપ્તા–રાધાકૃષ્ણન સુધીના ઇતિહાસ લેખકો માત્ર એક સુવિખ્યાત વાક્યને ધ્યાનમા લે છે અને તે વાક્ય "एकं सद्विप्रा बहुधा वदन्ति" છે પણ માત્ર સ્વ મહેતા સાહેબ (અને કદાચ પ્રો રાનડે, જેમનુ પુસ્તક અત્યારે મારી પાસે નથી) બીજા, તેટલા જ અગત્યના વાક્ય "एकं सन्तं बहुधा कल्पयन्ति એના ઉપર ધ્યાન આપે છે ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા એક પુરુષાકાર (અથવા પુરુષવિધ) પરમતત્ત્વની માન્યતાનુ આ સૌથી પ્રથમ શ્રુતિવાક્ય છે એક જ પરમ તત્ત્વ એક જ સમયે ઋષિઓને નિરાકાર સત્ રૂપે અને બીજા અમુક ઋષિઓને સાકાર એટલે પુરુષાકાર પુરુષ (સત્ પુલિંગ) રૂપે દેખાયુ એ ઐતિહાસિક હકીકત છે અને સ્વ મહેતા સાહેબની પણ આ માન્યતા છે એનો અર્થ એ છે કે નિરાકાર પરમ તત્ત્વ, માયા નામની માયિક શક્તિના સબધમા–સસર્ગમા–આવ્યા વગર, સ્વયસ્વભાવે જ પુરુષાકાર છે મારી સમજ મુજબ આ સમજણને લીધે જ શ્રી મહેતા સાહેબે પોતાના ઇતિહાસમા શૈવ વૈષ્ણવ મતને વેદાન્તના શકરમતની પહેલા મૂકેલ છે અને ડૉ. રાધાકૃષ્ણન વગેરે વિદ્વાનો શૈવ–વૈષ્ણવ મતોને શાકરમતની પછી સ્થાન આપે છે તેનુ કારણ એ છે કે એમની સમજણ પ્રમાણે નિરાકાર પરમ તત્ત્વ માયાના સબધમા આવી, સત્ય સ્વરૂપથી કઈક

નીચુ ઊતરી, આકાર ઉત્પિગમાં બની શિવ–વિષ્ણુરૂપે બને છે, જે શાક્તમત જ છે (જુઓ ડૉ રાધાકૃષ્ણન પુસ્તક ૧, પાનુ ૭૩૩ પંક્તિ ૧૨ )

હવે, એક વધુ મુદ્દો વિચારીએ મુ નર્મદાશંકરભાઈ ઇતિહાસ લખતી વેળા સમજે છે કે યુરોપનુ તત્ત્વજ્ઞાન સરસ્વતીના પ્રવાહની જેમ વહે છે સરસ્વતીનો પ્રવાહ વહનમાર્ગમા વચ્ચે વચ્ચે લુપ્ત થાય છે અને પ્રકટ થાય છે હિન્દ તત્ત્વજ્ઞાનનો પ્રવાહ ગગાના પ્રવાહ જેવો છે, ગગા વહે છે તેમ તેમ અનત નાની મોટી નદીઓના પ્રવાહોથી મિશ્રિત થતી જાય છે અને વહે છે અને છેવટે ગગા સમુદ્રને મળે છે, અર્થાત્ આપણા વેદ, ઉપનિષદ્–ગીતા–બ્રહ્મસૂત્ર એ સર્વ ગગાપ્રવાહ છે અને દર્શનો અને સપ્રદાયો જુદી જુદી દિશામા તેની સાથે ભળતી નદીઓના પ્રવાહો છે (પશ્ચિમમા તો એકધારુ તત્ત્વજ્ઞાનનુ વહન જ નથી) મુ મહેતા સાહેબની આ સમજણ મુજબ એમણે તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ લખ્યો છે વળી, પૂ આનદશકર ધ્રુવ સાહેબનો, તત્ત્વજ્ઞાન ઇતિહાસ–લેખનનો આદર્શ, પ્રત્યેક ગ્રથકારનો તેના પૂર્વજ સાથે સબધ બતાવવો અને તત્કાલીન દર્શનાન્તરના પ્રતિપાદનથી એના ઉપર થયેલી સ્વીકાર યા વિરોધ રૂપ અસર પણ (ઇતિહાસકારથી) નજરે પડે તો તે પણ પ્રગટ કરવી (નવી આવૃત્તિ પા ૨૨), એ આદર્શ પણ મુ મહેતા સાહેબ પાસે હતો ડૉ રાધાકૃષ્ણન ખરુ જોતા ઇતિહાસ લખતા નથી, પરતુ દર્શનોની રજૂઆત કરે છે તેથી તેમણે વાચસ્પતિમિશ્રની પ્રવૃત્તિનો સ્વીકાર કર્યો છે "Vacaspatimisra, who commented on almost all the systems of Hindu Thought, wrote on each, as if he believed in its doctrine" (*Dr Radhakrishnan*, vol *II*, preface to the first edition, p 1)

આપણા દર્શનસગ્રહકારોમા એક વધુ પદ્ધતિ પણ છે, તે એ

કે દર્શનો એક પછી એક લેવા, તેમા પહેલુ દરેક નમતું દર્શન લઈ તેનુ ખડન પાછના દરેક વધુ બળવાન પામે કરાવવુ અને છેવટે પોતાની માન્યતાવાળુ દર્શન ઊભુ રાખવા છેલ્લુ લેવુ આ રીતે સૌથી પહેલા ચાર્વાક, અને લેખક શાકરમતવાદી હોય તો, સૌથી છેલ્લુ શકર દર્શન આવે છે, લેખક જૈન હોય તો સૌથી છેલ્લુ જૈન દર્શન આવે (જુઓ જૈનાચાર્ય શ્રી મલ્લવાદીનુ નયચક્રમ્) દર્શન નિરૂપણની આ શૈલીઓમા મને પૂ ધ્રુવ સાહેબ-ન્ગિત અને મુ નર્મદાશકરભાઈથી અનુસરાયેલ પદ્ધતિ સારી લાગે છે એ ખરી ઐતિહાસિક પદ્ધતિ છે ભવિષ્યમા હિ દતત્ત્વજ્ઞાન અને હિન્દુ ધર્મનો પુનરુદ્ધાર એ જ પદ્ધતિએ થશે, એમ મારી નમ્ર માન્યતા છે મુ મહેતા સાહેબ કહે છે કે માહેશ્વર દર્શનનો બ્રહ્મસૂત્રમા નિર્દેશ છે અને તેથી તે (શૈવ) દર્શનોને બ્રહ્મસૂત્ર અને વેદાન્ત સપ્રદાયની પહેલા સ્થાન મળવુ જોઈએ આ સત્ય હકીકત છે [બ્રહ્મસૂત્ર ૨ ૨ ૩૭-૪૧મા (મૂળ સૂત્રોના શબ્દાર્થ પ્રમાણે કહ્યુ છે કે પરમતત્ત્વ માટે "પતિ' (પશુપતિ પતિ એટલે રોક અથવા વર) નો વિચાર જ અયોગ્ય છે (સૂત્ર ૨ ૨ ૩૭) ઈશ્વરરૂપ પતિ નો અને ઈશ્વર જેના પતિ મનાય તે બન્ને વચ્ચેનો સબધ જ અયોગ્ય છે ઈશ્વરરૂપ પતિનુ અમુક રહેઠાણુ (અધિષ્ઠાન) હોઈ શકે જ નહી, ઈશ્વરરૂપ પતિને જો સામાન્ય મનુષ્યની જેમ કરણો (ઇન્દ્રિયો) હોય તો તેને "ભોગ પ્રાપ્તિ પ્રસગ થશે તેથી તે મર્યાદિત (અન્તવત્) અથવા અસર્વજ્ઞ થશે આ સૂત્રોનો આ અર્થ કરી શકાય અને તે પાશુપતાદિના અસ્વીકાર માટે સૂત્રકાર દર્શાવે છે]

ઉપરાત સાખ્ય અને યોગ દર્શનોને મુ નર્મદાશકરભાઈ ઉપનિષદોના દાર્શનિક વિચારોની પછી તુરત જ સ્થાન આપે છે ડૉ રાધાકૃષ્ણન અને પ્રો દાસગુપ્તા ઉપનિષદ પછી તુરત જ બૌદ્ધ જૈન (ડૉ રાધાકૃષ્ણન મુજબ જૈન બૌદ્ધ)ને સ્થાન આપે છે તેમા પણ ડૉ રાધાકૃષ્ણન ન્યાયવૈશેષિકને સાખ્યયોગની પહેલા લે છે અહી

મુ. મહેતા સાહેબે સ્વીકારેલો જ ક્રમ સાચો ઐતિહાસિક ક્રમ છે. એટલું ખરું કે ડો. રાધાકૃષ્ણન બૌદ્ધના બે ભાગ પાડે છે અને તે બે વચ્ચે મહાભારત–રામાયણ–ગીતાના વિચારોનું વર્ણન મૂકે છે (જેમા થોડું સાખ્યનુ પણ આવી જાય) [પરંતુ ગીતામા કે મોક્ષધર્મપર્વ (શાંતિ પર્વ, મહાભારત ૧૨મા) ખરા અર્થમા એક પણ દર્શન નથી. માત્ર સાખ્ય નામના અનેક વિચારો, યોગ નામના અનેક વિચારો, અને વેદાન્ત નામના અનેક વિચારો જ આવે છે ઇતર નામના વિચારો પણ નથી આવતા ]

ઉપલી હકીકતો ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રો. દાસગુપ્તા અને ડો. રાધાકૃષ્ણન જેવા વિદ્વાનો કરતા મુ. નર્મદાશંકરભાઈએ ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા ઉદ્ભવેલા દર્શનોનો ઐતિહાસિક ક્રમ વધુ સારી રીતે જાળવ્યો છે, તેમજ ઐતિહાસિક હકીકતો પણ કેટલીક એવી રજૂ કરી છે કે જે આવા વિદ્વાનોએ નોંધી નથી. જેમકે एक सन्त बहुधा कल्पयन्ति, જેની અગત્ય મે ઉપર સમજાવી છે

મુ. નર્મદાશંકરભાઈના ઇતિહાસમા ચર્ચેલા ગ્રંથો, વિચારો વિવેચન પદ્ધતિ, નિર્ણયો વગેરે જોતા અને તેની તુલના દર્શનોના આપણા પ્રસિદ્ધ ઇતિહાસકારો ડો. રાધાકૃષ્ણન, પ્રો. દાસગુપ્તા, ડો. રાનડે અને પ્રો. જદુનાથ સિંહાના ગ્રંથોમા દર્શાવેલ વિચારો, વગેરે સાથે કરતા જણાશે કે જેમ હાલમા આ પાઠના ગ્રંથોનુ ગુજરાતી હિંદી ભાષાન્તર કરાવાય છે તેમ મુ. મહેતા સાહેબના ગ્રંથનુ અંગ્રેજી અને હિન્દી ભાષાન્તર કરાવાય તો તે બિનગુજરાતીભાષી ભારતીય વિદ્વાનોને પ્રાપ્ત થાય અને ભારતની બહાર પણ વંચાય

મુ. મહેતા સાહેબનો તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ વાચતા વાચકે યાદ રાખવુ ઘટે કે એમના પ્રથમ ભાગની પ્રસ્તાવના ૧૯૨૩મા અને બીજા ભાગની પ્રસ્તાવના તા. ૫–૭–૨૫ને દિને લખાઈ છે અને તે વખતે ડો. રાધાકૃષ્ણન અને પ્રો. દાસગુપ્તા, એ દરેક વિદ્વાનનો પ્રથમ ભાગ જ (તત્ત્વજ્ઞાનનો) પ્રગટ થયો હતો

# શક્તિવાદ ઉપર નર્મદાશંકરભાઈ

## શ્રી. ડોલરરાય માંકડ

સદ્‌ગત નર્મદાશંકરભાઈનો મારો પરિચય ઓછો રહ્યો હતો. પણ એમનાં લખાણોથી તો હું પરિચિત છું. એમની અભ્યાસશીલતાનો હું પ્રશંસક છું. તત્ત્વજ્ઞાન અને ધર્મ પ્રત્યેની એમની અભિરુચિ અને તજ્જન્ય વિદ્વત્તા, એ વિષયમાં મૂર્ધન્ય ગણાય તેવી હતી. તેમાં પણ એમનો શાક્તધર્મનો અભ્યાસ મને બહુમૂલ્ય લાગ્યો છે. શૈવધર્મ અને વૈષ્ણવધર્મ વિશે અભ્યાસ થયા છે, પણ શાક્તધર્મ તો વિદ્વાનોમાં લગભગ અસ્પૃશ્ય રહ્યો છે. એવે વખતે એમણે એનો તલસ્પર્શી અભ્યાસ કર્યો અને એના વિશે આધારભૂત ગણાય તેવું પુસ્તક લખ્યું તે નાનીસૂની વાત નથી.

શાક્ત સંપ્રદાય નામના એમના આ પુસ્તકમાં વેદસંહિતાઓમાં શાક્તધર્મ વિશે જે કેટલીક વાત એમણે કરી છે તે મને વિચારવા જેવી લાગે છે, માટે એના વિશેના એક મુદ્દાને અહીં સ્પર્શવાનો વિચાર કર્યો છે.

એમણે શક્તિની વ્યાખ્યા આમ આપી છે: "ઉપાસ્ય પરમેશ્વર અને ઉપાસક સાધક જીવને પરસ્પર સંયોજન કરાવનાર દૈવી સામર્થ્યને શક્તિ કહે છે." (પૃ. ૩) પછી કહ્યું છે:

"પ્રત્યેક સત્ પદાર્થમાં શક્તિ હોય છે" (૩). આ શક્તિનું વર્ગીકરણ તેમણે આમ આપ્યું છે: "શક્તિ અધિભૂત (જડા) અધિદૈવ (જડાજડા) અને અધ્યાત્મ (અજડા) હોય છે. અજડા આધ્યાત્મિકા શક્તિ જીવાશ્રિતા અને ઈશ્વરાશ્રિતા હોય છે" (૬).

"સ્વયંપ્રકાશ શિવતત્ત્વની આ પોતાના સ્વરૂપને પૂર્ણભાવે

ઓળખવાની અથવા પરામર્શ કરવાની સ્વયંભૂ શક્તિને ચિચ્છક્તિ કહે છે આ શક્તિને આનંદમયી પણ કહે છે" (૭)

શક્તિને આમ સમજાવ્યા પછી તેમણે કહ્યુ છે કે પરમેશ્વરની આનંદમયી ચિચ્છક્તિના સ્વરૂપના બોધક મંત્રો વેદમા ઘણા મળી આવે છે આ અખડ આનદ અને ચૈતન્યને સ્ફુરાવનારી શક્તિનુ રહસ્યનામ અદિતિ આપવામા આવે છે તેને દેવતામયી કહેવામા આવે છે

અદિતિ દેવાદિની માતા છે અને અદિતિમા શક્તિનો સર્વાંશ માતૃભાવ ગૂથ્યો છે

"ઉષાદેવીના અત્યન્ત ચમત્કૃતિવાળા સૂક્તોમા શક્તિનો કુમારી ભાવ ચિતર્યો છે સૂર્યાદેવીના સૂક્તોમા શક્તિનો પત્નીભાવ વર્ણવ્યો છે અભૃણ મુનિની પુત્રીએ રચેલુ વાક્‌સૂક્ત પણ શક્તિવાદનુ સ્થાપક છે"

અહી કરેલા આ વિધાનો અદિતિ, ઉષા, સૂર્યાના સૂક્તોનો તથા વાક્‌સૂક્તનો, આ દૃષ્ટિએ, અભ્યાસ કરવા પ્રેરે છે ઋગ્વેદના અભ્યાસીઓ માટે અહી નવા પ્રદેશના દ્વારો ખુલ્લા થાય છે આજના વિદ્વાનો કે સાયણ પણ આ સૂક્તોમા શક્તિવાદ હોય એ રીતે વિચારતા નથી છતા આ રીતે સૂક્તોને તપાસવા જોઈએ એમ તો લાગે છે સરસ્વતીના સૂક્તોમા આવો ભાવ જોવાયો છે એટલે આ દૃષ્ટિએ આ સૂક્તોનો અને ખાસ કરીને અદિતિના ઉલ્લેખોવાળા મંત્રોનો અભ્યાસ થવો જોઈએ એમ મને લાગે છે વાક્‌સૂક્તમા પણ શક્તિવાદની ભૂમિકા દેખાય ખરી ઋગ્વેદમા અમુક દેવીઓ—રાકા, સિનીવાલિ વગેરે—આવે છે એટલે દેવીઓની કલ્પના તો તે વખતે હતી તો પછી શક્તિની કલ્પના પણ હતી કે નહી તે તપાસવુ જોઈએ નર્મદાશંકરભાઈએ આમ હતુ એમ કહ્યુ છે પણ વિગતમા ઊતરી એ વાતને તપાસી નથી તો કોઈક અભ્યાસીએ આ વાતમા ઊડા ઊતરી એનો અભ્યાસ કરવો જોઈએ

# ગોવર્ધનયુગના સ્મરણીય સારસ્વત

## વિજયરાય ક. વૈદ્ય

સને ૧૮૭૧ મા જન્મેલા સ્વ નર્મદાશંકરભાઈની ૧૯૩૦ સુધીની ચરિત્રરેખા "ગ્રથ અને ગ્રથકાર"ના પહેલા પુસ્તકમા છે તેની છઠ્ઠી કડિકા આ છે

"રેવન્યુખાતુ જ એવુ છે કે ત્યા ભલભલો સરસ્વતી દેવીનો ઉપાસક, તેની આરાધના અને સેવામા શિથિલ થઈ જાય એટલી બધી તે નોકરી વ્યવસાયી, શ્રમભરી અને વ્યગ્રતા કરનારી છે"

પછી ચરિત્રકાર સ્વ હીરાલાલ ત્રિ પારેખ ઉમેરે છે કે ચરિત્રવિષયના સબધમા આ વાત ખુશી થવા જેવી છે કે, "ચાલુ નિયતકાર્ય અને અન્ય વ્યવસાયોમાથી સમય મેળવી, સરસ્વતી દેવીની સતત આરાધના કરવાનુ તેઓ વીસર્યા નથી"

આ પરથી સૂઝે છે કે એ જ ગોવર્ધનયુગના બીજા "પ્રચડ મનોવટનાશાળી' પુરુષ, જે સરકારી કર્મચારી તરીકે મદદનીશ સમાહર્તાની પદવી સુધી પહોચ્યા હતા તે નરસિંહરાવની જેમ આપણા લેખવિષય સારસ્વત પણ જેમ ડેપ્યુટી કલેક્ટર કમિશ્નર વગેરેની હૈસિયતથી રાજ્ય સરકારના નગરપાલિકાના છેવટ ખભાત રાજ્યની દીવાનગીરીના ઊચા હોદ્દા સુધી પોતાની અનન્યસાધારણ શક્તિઓના બળે પહોચ્યા છતા તેમ સરસ્વતીની આરાધના પણ તેમણે ઊચી કોટિની કરી હતી પૂર્વોક્ત ચરિત્રરેખાના છેડે જે આઠ ગ્રથોના નામ આપ્યા છે તે પરથી જોઈ શકાય છે કે ૧૮૮૫ થી ૧૯૨૫ સુધીના ૪૦ વર્ષમા તેમના હાથે જે ગ્રથરચના થઈ તે પણ, એ લેખમા જ કહ્યુ છે તેમ, "મૂલ્યવાન અને સ્થાયી ઉપયોગના ગ્રથો છે"

આ વાત તો ૧૯૨૫ સુધીની જ. એ ગાળામા તેમની પુષ્કળ લેખનપ્રવૃત્તિ અગ્રગણ્ય શ્રેય સાધક તરીકે એ વર્ગની આજે પણ અમૂલ્ય ગણવી ઘટે તેવી સદુપદેશશ્રેણીમાના ધર્મ–તત્ત્વજ્ઞાન પરના વિદ્વત્તાપૂર્ણ અને વિચારશીલ અંકે ચારિત્ર્યવિધાયક નીવડે તેવા છે એ નિબંધો દ્વારા પણ થઈ હતી આમા એ સમય પછીના ઓછામા ઓછા બે પુસ્તક "ઉપનિષદ્વિચારણા" તથા "શાક્ત સપ્રદાય" ઉમેરીએ એટલે સમજાય છે કે તત્ત્વજ્ઞાનના આ આરૂઢ પંડિતે ગુજરાતી ભાષાની કેવી ભક્તિ અને વિશિષ્ટ સેવા જીવનભર કરી છે

આપણે ઉપર યાદ કરી એ નર્મદાશંકરભાઈની શ્રેય સાધનાના સદર્ભમા આ હકીકત પણ સભારવી જોઈએ કે શ્રેય સાધક અધિકારી વર્ગની સભાઓમા (તેમ અન્યત્ર પણ) "એમનુ પ્રતાપી વક્તૃત્વ તેમ ગભીર તાત્ત્વિક વિચારવાળુ ધાર્મિક પ્રવચન હમેશ અસરકારક, આહ્લાદક અને મનનીય થઈ પડે છે"*

આપણી ભાષામા રાજકીય વિષયોના છટાદાર ભાષણો તો અમો ગયા જમાનાના જુવાનોએ હોમરૂલ લીગના સમય દરમ્યાન ૧૯૧૬–૧૮મા સાભળ્યા, સર્વશ્રી ચદ્રશંકર પડ્યા, કનૈયાલાલ મુનશી, નૃસિહ વિભાકર આદિના ત્યાર પછીના મુખ્ય સાક્ષર વક્તાની વાગ્ધારા ઝીલવાનુ સદ્ભાગ્ય અમને સાપડતુ તે–મારો જ અનુભવ કહુ તો–આ બે ગુજરાતી વાણીવીરોનુ, જેમનુ ભારતસેવક ગોપાલકૃષ્ણ ગોખલે પરનુ કવિત્વમય પ્રવચન, ભાવનગરના નાગર જીમખાનામા અમુક વર્ષની ગોખલે પુણ્યતિથિ ઉજવાઈ ત્યારનુ–કવિકાન્ત–મણિશંકર ભટ્ટનુ બીજુ તે સ્વ શ્રી નર્મદાશંકરભાઈનુ, ગોવર્ધન જયન્તીના પ્રસગે મુબઈના વનિતાવિશ્રામના સભાગૃહમા સાભળેલુ તે એ સુદર, સુચિંતિત પ્રવચન આપતા પ્રેરક ગાભીર્યમૂર્તિ પુરુષને આટલે વર્ષે પણ મનોનયન સમક્ષ સ્વપના પ્રત્યક્ષ કરી શકે છે આવો અદ્ભુત હતો એ વાણીપ્રભાવ

* "ગ્રથ અને ગ્રથકાર" પુ ૧લાનુ પૃ ૧૧૦ મુ

મારા સદ્ગત મિત્ર ભાઈશ્રી બટુભાઈ ઉમરવાડિયા દ્વારા મારે સ્વ મુરબ્બી શ્રી નર્મદાશંકરભાઈની સાથે ઓળખાણ થઈ હતી, આજથી આશરે પિસ્તાળીશ વર્ષ પર. ત્યારથી માંડી છેવટ સુધી તેમની મમતા અને સહકાર અમને "ચેતન"મા અને મને "કૌમુદી"મા મળતા રહ્યા હતા શ્રી અરવિંદ અને તેમના યોગ વિષે વાચવાનો લાભ અને પહેલી વાર શ્રી અરવિંદ અને મો પોલ રિશાર ચલાવતા એ અગ્રેજી માસિક "આર્ય" દ્વારા મળતો થયો હતો, હુ વિ'સન કોલેજમા ભણતો ત્યારે, ૧૯૧૬ ની સાલથી એ વિષય પરનુ ત્યાર પછી ચારેક વર્ષે પ્રકટ થયુ એ, પાછળથી સ્વામી માધવતીર્થ થયા હતા એ સ્વ મોતીલાલ જે મહેતાનુ "આર્ય"માના લેખોનુ ભાષાતરનુ પુસ્તક નામે "અરવિંદ ઘોષનુ તત્ત્વજ્ઞાન" નામનુ હતુ આની વિસ્તૃત સમાલોચના "ચેતન"ના પહેલા જ વર્ષમા, જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૨૧ના બેવડા અકમા માત્ર "નર્મદ" એટલી સહીથી છપાઈ હતી તે આ સમર્થ અભ્યાસી શાસ્ત્રીય લેખકની જ હતી

મારે તેમને મળવાનુ થયેલુ તો ૧૯૨૪–૩૩ના વર્ષો દરમ્યાન ક્વચિત વાર, સાતાકુઝમા તેમ જ અમદાવાદમા એ મળવુ એમને "કૌમુદી"મા લેખો આપવાની વિનતી કરવા થયુ હતુ એ સામા પક્ષમા–ઘણુ કરી બીજા વર્ષમા–મારે જે લેખ ૧૯૦૧–૨૫ની પચીસીના વાઙ્મય વિષે લખવાનો થયો હતો તેમા જે ગાળાના આપણા જે બે મુખ્ય તત્ત્વચિંતકો–આચાર્ય આનંદશંકર તથા નર્મદાશંકરભાઈ–તેમના કાર્યની નોધ લીધી હતી ત્યાર પછી ઉપર તેમના જે ગોવર્ધન જયંતીના પ્રવચન વિષે હતુ તેનો માનપૂર્વક ઉલ્લેખ "કૌમુદી"મા કરવાની તક લીધી હતી

એ જ પત્ર સાથેના તેમના પરોક્ષ સબધમા બે પ્રસગો પણ અહી ઉલ્લેખવા ઘટે તેમના ગ્રંથમણિ "હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ"નુ સ્વ દુર્ગાશંકર શાસ્ત્રીએ વિસ્તૃત વિવેચન "કૌમુદી"મા લખ્યુ હતુ.

એમા જ તેમની અસામાન્ય વક્તૃત્વના વિષે એ વિષયની લેખ માળામા સ્વ ચદ્રશકર પડ્યાએ પ્રશસાપૂર્વક લખ્યુ હતુ

પ્રભુને પ્રાર્થીએ કે અક્ષરદેહે ચિરજીવ એ શ્રેય સાધક ચિતક જેવા પુણ્યશાળી આત્માઓ ભારતીય સસ્કૃતિને વિવર્ધમાન રાખવા, દિગ્વિજયી કરવા, તે સર્વશક્તિમાન નિરતર પ્રગટાવતો રહે

## માનાર્હ શ્રી. નર્મદાશંકરભાઈ

### ડૉ. ભોગીલાલ જ સાડેસરા

શ્રી નર્મદાશકર દેવશકર મહેતાનુ પ્રત્યક્ષ દર્શન મે કર્યું નથી કે એમના અગત પરિચયનો લાભ મને મળ્યો નથી પણ એમના અક્ષરદેહથી હુ સુપરિચિત છુ નરસિહરાવની જેમ રેવન્યુ ખાતાની સમય અને શક્તિ લઈ લેનારી ઉચ્ચ કામગીરી બજાવવા સાથે વિદ્યા અને સાહિત્યની તેમણે કરેલી સેવા ચિરજીવ રહેશે

દાસગુપ્તા અને રાધાકૃષ્ણને રચેલા ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસના ગ્રથો પ્રગટ થયા એ જ અરસામા શ્રી નર્મદાશકર મહેતાનો ગૌરવગ્રથ ‘ હિદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ’ પ્રસિદ્ધ થયો (ડૉ એસ્તેર સોલોમને તૈયાર કરેલી એની સંવર્ધિત આવૃત્તિ ગુજરાત વિદ્યાસભાએ ચારેક વર્ષ પહેલા છપાવી છે ) ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસના અભ્યાસીઓમાનુ જે પ્રમાણભૂત સાહિત્ય અગ્રેજીમા તેમજ ભારતીય ભાષાઓમા પ્રગટ થયુ છે તેમા નિ શકપણે એ ગ્રથ અગ્રગામી છે એ વિષયના કોઈ પણ અભ્યાસીને આકર્ષે અને નવો વિચાર કરવા પ્રેરે એવા મૌલિક વિધાનો અને અર્થદર્શનો એના લગભગ દરેક પ્રકરણમા છે ‘ઉપનિષદ્ વિચારણા , એક રીતે જોઈએ તો “હિદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ નો આનુષગિક ગ્રથ છે અને ભારતીય તત્ત્વજ્ઞાનના સદર્ભમા વેદાન્તના વિશિષ્ટ વિદ્વાનની

ચિન્તનપ્રતિભા તેમા પ્રગટ થાય છે.

"શાક્ત સપ્રદાય" પણ એવો જ મૌલિક ગ્રથ છે શાક્ત સપ્રદાયના અભ્યાસનો વારસો શ્રી નર્મદાશકરને એમના મામા બાનાશકર કથારિયા—કવિ બાન—તરફથી મળ્યો હતો જહોન વુડરોફ અને બીજાઓએ શાક્ત સપ્રદાય વિષે અગ્રેજીમા ઘણુ લખ્યુ છે તથા શૈવ અને બૌદ્ધતત્રોના પ્રકાશનો અનેક થયા છે, પણ ગુજરાતીમા શ્રી નર્મદાશંકરનો ગ્રથ અદ્વિતીય છે, એટલુ જ નહિ, પણ ગુજરાતમા શાક્ત સપ્રદાયના સિદ્ધાન્તોનો પ્રચાર તથા ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર, એ વિષયનુ જે પ્રમાણભૂત નિરૂપણ એમા છે એ તો માત્ર તેઓ જ કરી શકે હસ મીઠુ—ગુજરાતી કવયિત્રી જની બાઈના ગુરુ મીઠુ મહારાજ—જેમનો સસ્કૃત ગ્રથ "હસવિલાસ" ત્યાર પછી વડોદરા પ્રાચ્ય વિદ્યામદિરની ગાયકવાડઝ ઓરિએન્ટલ સિરીઝમા પ્રગટ થયેલો છે, એમના સાહિત્યનો પહેલીવાર પરિચય "શાક્ત સપ્રદાય"માથી મળે છે મીઠુ મહારાજે કરેલા, શકરાચાર્યકૃત "સૌન્દર્ય લહરી"ના સમશ્લોકી ગુજરાતી અનુવાદની નમૂનારૂપે એક કડી એમા ટાકવામા આવી છે જેનુ અવતરણ "પ્રાચીન ગુજરાતી સાહિત્યમા વૃત્તરચના" એ નામની, ૧૯૪૧મા પ્રસિદ્ધ થયેલી મારી પુસ્તિકામા મે આપ્યુ હતુ મીઠુ મહારાજકૃત આ સમશ્લોકી અનુવાદ અને તેમની બીજી સસ્કૃત—ગુજરાતી રચનાઓ યોગ્ય સ્વરૂપે પ્રકાશિત કરવાની વ્યવસ્થા થઈ શકે તો સારુ

"અખાકૃત કાવ્યો," ભાગ ૧ મા "અખેગીતા," "અનુભવબિદુ," "પચીકરણ" અને 'ગુરુશિષ્યસવાદ' એ અખાની મુખ્ય કૃતિઓના શાસ્ત્રીય સપાદન સાથે અખાના અક્ષરાક્ષર જીવનનો અને તેણે નિરૂપેલા વેદાતનો સમર્થ પરિચય રજૂ થાય છે અખા વિષેનું શ્રી. નર્મદાશકરનુ વ્યાખ્યાન એ વેદાન્તના તત્ત્વજ્ઞાનને જીવન સાથે જોડવાનો એક અભ્યાસી પ્રયત્ન છે.

વેદાંતી વિચારકોની પરંપરા ભારતમાં ઘણી પ્રાચીન છે અને ગુજરાતમાં તો ઠેઠ અર્વાચીન કાળ સુધી ચાલુ રહેલી છે એ તેજસ્વી પરંપરાના એક આધુનિક પ્રતિનિધિ શ્રી નર્મદાશંકર મહેતાના છે વ્યક્તિત્વ અને વિદ્યા બંનેને તેમણે દિપાવ્યા છે તત્ત્વજ્ઞાનવિષયક પ્રમાણભૂત ગ્રંથો એ વિદ્વાનોને એમના અવિસ્મરણીય સ્મારકો છે

## લબ્ધપ્રતિષ્ઠ તત્ત્વવિચારક

### પ્રો. જેઠાલાલ ગોરધનદાસ શાહ

વણિજ્યવૃત્તિવાળા ગુજરાતમાં ક્વચિત્ વિદ્યાની સેવા કરનાર સરસ્વતીસ્વામીઓ પણ ગુજરાતને મળ્યા છે તે તેનું સદ્ભાગ્ય કહેવાય સ્વ. દીવાન બહાદુર નર્મદાશંકરભાઈ આજથી લગભગ ૪૦–૫૦ વર્ષો પહેલાંના ગુજરાતના એક લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યરસિક અને ધર્મ તથા તત્ત્વજ્ઞાનના ઊંડા અભ્યાસી, સમર્થ વિવેચક અને તે વિષયના અનેક ઇતિહાસકાર હતા તેમના લેખનને ત્રણ વિભાગોમાં વહેંચી શકાય (૧) સાહિત્યવિષયક, (૨) ધર્મ તથા તત્ત્વજ્ઞાન વિષયક અને (૩) પ્રકીર્ણ પ્રથમ વર્ગમાં તેમના સતીનાટક (૧૮૮૫) શ્રુતિસાર સમુદ્ધરણ (તોટકાચાર્ય) ૧૮૯૨–૯૩ વૈરાગ્યશતક બીજા 'અખો", અખેગીતા, કવિ બાનાશંકર ઉપરનું મહત્ત્વનું વ્યાખ્યાન અને દયારામ ઉપરનું વ્યાખ્યાન બીજા વિભાગમાં તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, ભા ૧ તથા ૨ ઉપનિષદ્ વિચારણા, ૩ શાક્તસંપ્રદાય, સંધ્યાકર્મવિવરણ, અદ્વૈતબ્રહ્મસિદ્ધિ, શ્રેય સાધક અધિકારી વર્ગ તરફથી પ્રકટ થતા સદુપદેશ શ્રેણીમાં તથા મહાકાવ્યમાં ધર્મ વિષેના લેખ ત્રીજા પ્રકારમાં સુપ્રજનનશાસ્ત્ર (૧૯૨૨–૨૩) ને ગણાવી શકાય આ તમામ લેખનપ્રવૃત્તિમાં તેમના ઊંડા અભ્યાસનું દર્શન વાચકને થાય છે તે સમય ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમાં રસ લેનારા બીજાઓ પણ હતા જેમ કે, બ્રહ્મનિષ્ઠ મણિલાલ

નભુભાઈ, શ્રી નૃસિંહાચાર્ય, ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, પ્રો આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, મગનભાઈ ચતુરભાઈ પટેલ, પ્રો કણિયા, શ્રી નથુરામ શર્મા, શ્રી હીરાલાલ શ્રોફ, પ્રો મગનલાલ ગણપતરામ શાસ્ત્રી, શ્રી મૂળચંદ તુલસીદાસ તેલીવાળા, કમળાશંકર ત્રિવેદી, પં સુખલાલજી, ડિગોરલાલ મશરૂવાળા આ વિદ્વાનોએ દર્શનસાહિત્યના વિકાસમા, પોતપોતાની મર્યાદામા રહીને ઉપનિષદ્, ગીતા, બ્રહ્મસૂત્ર ઉપરના ભાષ્યસાહિત્યના ભાષાન્તર દ્વારા તેમજ સ્વતંત્ર વિવેચનદ્વારા ફાળો આપ્યો છે પણ તે બધાઓના લેખનમા તેમનુ સાંપ્રદાયિક દૃષ્ટિબિન્દુ મધ્યવર્તી હતુ વળી તેમાના ઘણાખરાઓનો અભ્યાસ પોત પોતાની દર્શનશાખા પૂરતોજ મર્યાદિત હતો અને બહારની દર્શન શાખાની ઉપેક્ષા ગણામા આવતી પણ નર્મદાશંકરભાઈ જો કે શ્રેય સાધક અધિકારી વર્ગમાના એક અગ્રણી વિદ્વાન હતા, છતા તેમની તાત્ત્વિક દૃષ્ટિ સ્વતંત્ર, સત્યાન્વેષિણી હતી દર્શન સાહિત્યમા તેમનો મોગમા મોટો ફાળો તત્ત્વજ્ઞાનના ઇતિહાસનો છે એમના પહેલા અને પછી ગુજરાતમા કોઈએ એવો પ્રયત્ન કર્યો નથી, એટલે તે દૃષ્ટિએ તત્ત્વજ્ઞાનના ઇતિહાસકાર તરીકેની તેમની સેવા અનેરી છે શ્રીમાન નૃસિંહાચાર્યે, પ્રાચીન પદ્ધતિ પ્રમાણે સિદ્ધાન્તસિન્ધુ' ગ્રન્થમા એવો ઇતિહાસ લખવાનો પ્રયત્ન કરેલો જે ૧૪ વિભાગમા પ્રસિદ્ધ થવાનો હતો પણ તેના બે ભાગ જેટલો જ તે પ્રસિદ્ધ થયેલો અર્વાચીન પદ્ધતિથી આવો ઇતિહાસ લખવાનો પ્રયાસ મણિભાઈ નભુભાઈ દ્વિવેદીએ "સિદ્ધાન્તસાર" મા કરેલો, તેમ પ્રો જેકિસનદાસ કણિયા, છોટા લાલ માસ્તર વગેરેએ મહાભારત મા પ્રગટ કરેલા આ બધા છૂટા છવાયા પ્રયત્નો હતા પ્રારંભથી શરૂ કરીને, પછીના કાળમા, જુદા જુદા સમયે અસ્તિત્વમા આવેલી, તત્ત્વજ્ઞાનની જુદી જુદી વિચારસરણી નો ઐતિહાસિક ક્રમમા, તેના સિદ્ધાન્તોની ન્યાયપુરઃસર, સત્યાન્વેષી દૃષ્ટિથી મીમાંસા કરીને ગ્રંથાકારે રજૂ કરવાનુ કાર્ય કોઈએ કરેલુ નહિ આવા ગ્રન્થની મોટી ઊણપ હતી તે વિષેની નોંધ "વસંત"

માર્ગશીર્ષ ૧૯૭૦ના અરસામાં આ આનંદશંકરભાઈએ લીધી હતી દીવાન બહાદુર નર્મદાશંકરભાઈ, આનંદશંકરભાઈના નિકટના અન્તેવાસી હતા, એટલું જ નહિ પણ તેમના તરફ ગુરુભાવ દર્શાવતા તેમના વાચનમાં આ નોવ આવી દર્શનસાહિત્યનો તેમનો અભ્યાસ ઊંડો હતો અને તેમને પણ આવા ઇતિહાસની ઉણપ જણાઈ હતી તેથી આનંદશંકરભાઈની નોંધે તેમને તેનું કાર્ય કરવાને પ્રેરિત કર્યા તેના પરિણામે, તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ બે ભાગમાં—પ્રથમ ભાગ ૧૯૨૪ અને બીજો ભાગ ૧૯૨૫માં પ્રસિદ્ધ થયા

પ્રથમ ભાગમાં પાંચ પ્રકરણો યોજ્યાં છે શ્રૌતદર્શન સાંખ્ય યોગ, બૌદ્ધદર્શન, જૈન દર્શન અને ન્યાયવૈશેષિકદર્શન બીજા ભાગમાં ૬ થી ૧૩ પ્રકરણો છે પાશુપત અથવા શૈવદર્શન, શાક્તદર્શન, પાંચરાત્ર, પૂર્વમીમાંસા, પ્રમાણમીમાંસા, શાંકરદર્શન શુદ્ધાદ્વૈતદર્શન, વિશિષ્ટાદ્વૈતદર્શન વગેરે આ બન્નેય ગ્રન્થો તેમના અથાગ પરિશ્રમ, દર્શનસાહિત્યના પ્રેમ તથા ઊંડા અભ્યાસના સાક્ષીરૂપ છે પ્રત્યેક પ્રકરણમાં પ્રત્યેક દર્શનના આદિચિન્તકનું જીવનચરિત, તેનો ઐતિહાસિક સમય, તત્કાલીન અન્ય ચિન્તકો, તેનું સાહિત્ય, તેના પછીના તે દર્શનના ચિન્તકો, તેમનું સાહિત્ય, તેનો વિકાસ વગેરેની માહિતી સારા પ્રમાણમાં આપી છે તે તે વિષયને લગતી સામગ્રીનું સંકલન કરવામાં લેખકની વેધક દૃષ્ટિ પણ તેમાં તરી આવે છે તેમાં દરેક પ્રત્યેક વિધાન સત્યની કસોટીએ ચકાસીને જ કરવામાં આવેલ છે

જેમ ભારતીય તત્ત્વજ્ઞાનનું વિશ્વતત્ત્વજ્ઞાનમાં અનોખું વ્યક્તિત્વ છે તેમ આ તત્ત્વજ્ઞાનના ઇતિહાસનું પણ અનોખું વ્યક્તિત્વ મને દેખાય છે આમાં લેખકે નિષ્પક્ષપાતપણે અને પ્રત્યેક વિધાનની અન્વેષણપૂર્વક ચકાસણી કરીને વસ્તુનિરૂપણ કર્યું છે તેમાં પોતાનો કોઈ પણ પ્રકારનો પૂર્વગ્રહ રાખ્યો નથી અહીં આ વાતનો નિર્દેશ કરવો જોઈએ કે તેમણે આ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં શુદ્ધાદ્વૈત દર્શનની મીમાંસા ખરેખર બહુ જ તટસ્થ રીતે કરેલી છે, અને એ તત્ત્વજ્ઞાન

જે દર્શનશાસ્ત્રના અભ્યાસીઓના હાથે ઉપેક્ષા પામતુ હતું તેને ખરેખર ગૌરવભર્યું સ્થાન આપ્યું છે. નર્મદાશંકરભાઈએ શિક્ષિત વર્ગમાં ઉપેક્ષિત એ તત્વજ્ઞાન પ્રત્યે ધ્યાન દોર્યું એટલું જ નહીં પણ તેમણે તેમના ગ્રન્થમા શંકરાચાર્ય પછી બીજા સમર્થ અદ્વૈત શાખાના સ્થાપક તરીકે વલ્લભાચાર્યને જણાવ્યા છે. શુદ્ધાદ્વૈત વિષે લખતા કહે છે કે આ મતમા તર્ક અને શ્રદ્ધા—વિચાર અને ભક્તિ —એ બેનો સુભગ યોગ શુદ્ધાદ્વૈતીઓએ કર્યો છે અને તેમા માયાવાદી કેવલ અદ્વૈતીઓ કરતા વધારે સમર્થ નીવડ્યા છે આ સંપ્રદાયમા વલ્લભાચાર્ય પછી ઈ સ ૧૬૮૮ના અરસામા પુરુષોત્તમ મહારાજ થઈ ગયા જેમણે વિપુલ સાહિત્ય સંસ્કૃતમા રચ્યુ છે. તેમના વિષે લખતા પોતે જણાવે છે, "આ મહાપુરુષે તત્ત્વદર્શનમા ઘણા સૂક્ષ્મ વિચારો પ્રગટ કર્યા છે તેમની આકૃતિનુ ચિત્ર પ્રસ્થાનરત્નાકરના મુખપૃષ્ટ ઉપર આપ્યુ છે તે પ્રતિ દૃષ્ટિ નાખતા જ સમજાય છે કે તેમનુ ભવ્ય કપાળ ઝીણા વિચારોની તરવરતી છાયાવાળુ છે, તેમના વિશાલ નેત્રો પ્રતિવાદીના આક્ષેપોનો મોટા મનથી સ્વીકાર કરતા હોય તેના જણાય છે, તેમની ઝીણા અગ્રવાળી નાસિકા તે આક્ષેપોને ઝીણવટથી ઉરાડવાની શક્તિ દર્શાવે છે, તેમની સુન્દર ધાટીની ચિબુક (હડી) તેમની અપૂર્વ દૃઢતા અને નિશ્ચયમનને જણાવે છે અને તેમની હાથની જ્ઞાનમુદ્રા વ્યાખ્યાનકૌશલ સ્પષ્ટ જણાવે છે"

પ્રકરણના અંતમા ઉપસંહાર કરતા શુદ્ધાદ્વૈત મતનુ મૂલ્યાંકન કરતા નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે છે

"જ્યારે શાંકર અદ્વૈતીઓ માયા વડે વિવર્તવાદનો આશ્રય લઈ બ્રહ્માદ્વૈત સાધે છે, ત્યારે શ્રી વલ્લભાનુસારી અદ્વૈતીઓ અવિકૃત પરિણામવાદનો સ્વીકાર કરી બ્રહ્માદ્વૈત સાધે છે આથી શાંકર મતમા જગત્ વિવર્તરૂપ અથવા મિથ્યાપ્રતીતિરૂપ છે, ત્યારે શ્રી વલ્લભ મતમા જગત્ પરિણામરૂપ એટલે બ્રહ્મના સાચા ઘાટરૂપ છે સાખ્ય મતમા પરિણામવાદ વડે પ્રકૃતિનુ પરિણામી નિત્યત્વ અને પુરુષ અપરિણામી

હોવાથી કૂટસ્થ નિત્યત્વ સાધવામા આવે છે પરતુ તે એની કડી મેળવવામા સાખ્ય મતમા કષ્ટ ઊભુ થાય છે, જ્યારે આ અદ્વૈત (વલ્લભાચાર્યના) મતમા પુરુષોત્તમમા બે કડીઓ સધાય છે અને તે પુરુષોત્તમની મુખ્ય પ્રકૃતિરૂપ ક્ષર અને અક્ષરરૂપ બે કડીઓ સ્વભાવ બળથી સધાય છે અને તે પણ સાધકની એકતાથી સધાય છે, ભિન્ન ધાતુના યોગથી નહિ"

શુદ્ધાદ્વૈત મતના વિષે બીજાઓ તરફથી આવો પક્ષપાતરહિત અને સત્ય સ્વતત્ર અભિપ્રાય ભાગ્યે જ ગુજરાતમાથી આવ્યો હશે આ તાટસ્થ્યવૃત્તિ અને સત્યપરાયણતા જે અવિરત અભ્યાસ ઉપર આધારિત છે તે તેમના દર્શનસાહિત્યના ઇતિહાસનુ વિશિષ્ટ લક્ષણ ગણાય "ઉપનિષદ્ વિચારણા" પુસ્તકમા ઉપનિષદના વિચારોની વિસ્તૃત મીમાસા છે તત્ત્વજ્ઞાનના ઇતિહાસને જો આપણે તેમના અક્ષરદેહના શિર તરીકે કલ્પીએ, તો આ ગ્રથ તે શિરને શોભા અપાવનાર મુકુટ ગણીશુ આનુ આયોજન સ્વતત્ર રીતે થયેલુ છે આમા ઉપનિષદોના બહિરગ અને અતરગ વિચારોની પરીક્ષા કરી તેના પ્રતિપાદ્ય વિષયોની સમાલોચના કરવામા આવી છે તેમા કુલ ૨૩ પ્રકરણો છે પ્રથમના ૬ પ્રકરણોમા ઉપનિષદોની શબ્દબ્રહ્માત્મક રચનાનુ સ્વરૂપ અને પછીના પ્રકરણોમા અર્થબ્રહ્માત્મક ઉપનિષદોની વિચારણા કરવામા આવે છે ત્યાર પછી સાખ્યયોગ તથા ભક્તિશાસ્ત્ર સાથેનો સબધ દેખાડવામા આવ્યો છે આ ઉપરાત વેદબાહ્ય દર્શનો અને આગમો અને વેદાનુસાર દર્શનોનો ઉપનિષદ સાથે કેવો પરસ્પર સબધ છે તે પ્રકરણ ૧૯ અને ૨૦મા દર્શાવ્યુ છે આ ગ્રથની વિશિષ્ટતા તરીકે પ્રકરણ ૧૮, ૨૧, ૨૨ ગણાય પ્રકરણ ૧૮મા ઉપનિષદોના સમયની સામાજિક સ્થિતિનુ ચિત્ર આપવામા આવ્યુ છે, સાથે સાથે તે સમયની રાજકીય સ્થિતિનો પણ ચિતાર આપ્યો છે પ્રકરણ ૨૧મા ઉપનિષદવિદ્યા યુરોપ અમેરિકામા કેવી રીતે દાખલ થઈ અને ત્યાના તત્ત્વજ્ઞાન ઉપર કેવી અસર કરી તે વિષેની ઘણી ઉપયોગી માહિતી

આપી છે. પ્રકરણ ૨૨માં ઉપનિષદ્‌વિદ્યા અને ગ્રીક તત્ત્વવેત્તાઓ, પાયથાગોરાસ, પ્લેટો અને એરિસ્ટોટલ તથા યુરોપના સ્પિનોઝા, કેન્ટ,, હેગલ વગેરે સાથે સરખામણી કરી છે, તે તત્ત્વજ્ઞાનના તુલનાત્મક અભ્યાસીઓને ઘણી ઉપકારક થશે. ઉપસંહારમા જણાવે છે કે ઉપનિષદો એ ભારતના અધ્યાત્મજ્ઞાનનો વારસો છે. તે બ્રહ્મ સમીપ લઈ જાય છે માટે ઉપનિષદ્ કહેવાય છે. તે એકેશ્વરવાદનુ પ્રતિપાદન કરનાર ગ્રંથ છે. ઉપનિષદો વિષે જેટલું જાણવા જેવું છે, તે બધું આમા આપ્યુ છે લેખકનુ આ સ્વતંત્ર સર્જન અને મૌલિક કૃતિ છે. ઉપનિષદોમાનાં વિવિધરંગી વિચારરૂપી પુષ્પોને છૂટા પાડીને કલાત્મક રીતે ૨૩ પ્રકરણોરૂપી સુંદર માળાઓમાં તેમને ગૂથી લઈને સમસ્ત પુસ્તકરૂપી મુકુટને તેમના અક્ષરદેહની મૂર્તિના શિરોભાગને પહેરાવ્યો છે.

આપણે અત્યારે જે અર્થમા સાહિત્યકાર અગર વિવેચકને સમજીએ છીએ તે અર્થમા તે વિવેચક નહોતા સાહિત્ય કરતા ધર્મ અને તત્ત્વજ્ઞાન તરફ તેમનું વલણ વિશેષ હતુ, છતા જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તે વિવેચક તરીકે પુસ્તકોના અવલોકનો દ્વારા પોતાના વિચાર વ્યક્ત કરતા તેમની વિવેચનદૃષ્ટિ પક્ષપાતરહિત હતી. "અખો" ઉપરના વ્યાખ્યાનમા, અખાના નામે ચડેલી "ગુરુ દર્યા મેં ગોકુળનાથ"ની પંક્તિઓ સાચી નથી, પણ તેનો અન્ય પાઠ છે તે તેમણે જણાવ્યુ. વળી કેટલાકો એમ માનતા કે અખો વેદાન્તી હતો અને તેની કવિતામા શુષ્ક વેદાન્તવિચારો હોવાથી, તેને કાવ્ય કહેવુ હોય તો ભલે કહો, પણ તે વાસ્તવિક અર્થમા કાવ્ય નથી, કારણ કે તેમા "રસ" નથી પણ તેનો ઉત્તર આપતા તેમણે જણાવ્યુ કે એ કવિતા વૈરાગ્ય તરફ લઈ જાય છે, માટે તેમાનો રસ શાન્ત ગણાય—"મહાભારત" અને "રામાયણ"ના શાન્ત રસની માફક ભક્ત કવિ દયારામભાઈની પ્રેમલક્ષણા ભક્તિની કેટલાકોએ પ્રાકૃત શૃંગારરસ અગર પ્રણય તરીકે જાહેરમા ટીકા કરેલી પણ તે "ભક્તિ રસ"ની

જ કવિતા છે તે તેમણે અનેક દાખલાઓ આપીને તા. ૨૨–૯–૨૯ને રોજ મુંબઈમાં આપેલા વ્યાખ્યાનમાં પ્રતિપાદિત કરીને, દયારામભાઈની પ્રેમભક્તિ વિષે સાક્ષર વર્ગના મનમાં પરિવર્તન કરવાની મોટી સાહિત્યિક સેવા કરી છે. આ આખા પ્રશ્નની છણાવટ કર્યા પછી, નિર્ણય માટેની કસોટી આપતાં તેઓ જણાવે છે કે: "પરમેશ્વરનું પરમસત્યત્વ અને તેના કોઈ ગુણધર્મનું માહાત્મ્યજ્ઞાન તેમના પ્રતિના પ્રેમ અથવા રતિમાં મૂળથી જ્યારે પેસે છે ત્યારે જ તે પ્રેમ અથવા રતિ ભક્તિ ગણાય છે. આમાંનો એક પણ અંશ ન હોય તો તે માત્ર પ્રણય અથવા રતિ જ ગણાય, પણ ભક્તિ નહિ." આ કસોટીથી દયારામભાઈની પ્રેમકવિતાને, પ્રણયની કવિતા નહિ પણ શુદ્ધ ભક્તિની કવિતા તેઓ જણાવે છે. દયારામનો પ્રેમ કાલ્પનિક પ્રભુ ઉપર નહોતો, તે સ્વાભાવિક હતો. તેમની કવિતામાં કૃષ્ણ તરફનો સત્ય ભાવ છે, પણ તે એક ભક્તનો ભગવાન પ્રતિના શુદ્ધ પ્રેમના ભાવવાળો છે, તેમાં વિષયની ગંધ નથી. પરમેશ્વર પિતા, મિત્ર, પ્રિય વગેરે ભાવથી ભક્તિનો વિષય થઈ શકે છે. દયારામભાઈ ગોપીના ભાવથી પ્રેમભક્તિ તેમની કવિતામાં દર્શાવતા. તે ભાવ નિર્વિકારી અને સાંસારિક વિષયવાસનાથી મુક્ત હતો. આથી દયારામની કવિતા એ શુદ્ધભક્તિની જ કવિતા છે એવો પ્રામાણિક અભિપ્રાય તેમણે આપ્યો હતો. અગાઉ સ્વ. ગોવર્ધનરામભાઈએ "દયારામના અક્ષરદેહ" માં, દયારામની ભક્તિને યોગની દૃષ્ટિએ સમજવવા પ્રયાસ કર્યો હતો, પણ સ્વ. ન્હાનાલાલ તથા દીવાન બહાદુર નર્મદાશંકરભાઈ એ બે, ગુજરાતના અગ્રણી સાહિત્યકારોએ ઉપર પ્રમાણેનો અભિપ્રાય હિંમતપૂર્વક આપ્યો હતો. જેમ ઉદારતા અને સમન્વયવૃત્તિ દર્શનસાહિત્યના ઇતિહાસકાર તરીકે તેમનો ગુણ હતો, તેમ સ્પષ્ટવક્તૃત્વ તેમનો વિવેચક તરીકેનો મુખ્ય ગુણ હતો.

શમદમાદિ, સત્ય, વિવેક વગેરે અનેક ગુણોથી અલંકૃત તેમના અક્ષરદેહની મૂર્તિ અત્યારે પણ પ્રકાશપુંજથી દીપી રહી છે. ગુજરાત-

ના સાહિત્યમંદિરમા, ભીતઓના આગારદેહની માફક નર્મદાશંકર-ભાઈના અક્ષરદેહને યોગ્ય સ્થાન મળવુ ઘટે તે દેહની પ્રસન્નતા, શાન્તતા તથા ગાંભીર્ય, તેના દૈવત દર્શનથી આધ્યાત્મિક જીવન-જિજ્ઞાસુ પંથીઓને પ્રેરણા આપીને જીવનના ઉચ્ચ શિખરે પહોંચવાને પ્રોત્સાહન અને માર્ગદર્શન આપશે

## સાક્ષરરત્ન નર્મદાશંકરભાઈ

### શ્રી જયન્તકૃષ્ણ હરિકૃષ્ણ દવે

એમ એ માટે સ્વ શ્રી નરસિંહરાવ પાસે અખેગીતા વાચતો ત્યારે શ્રી નર્મદાશંકરના તથા શ્રી આનંદશંકરના અભિપ્રાયો ફૂટ પંક્તિઓ માટે ચર્ચાનો ઘણી વાર પ્રસંગ સાંપડતો એમની ચીવટ-વાળી રીત પ્રમાણે સ્વ શ્રી નરસિંહરાવ કંઈક મનભેદ પડતા કે સંશય ઉપસ્થિત થતા ત્યા સુધી તેનો ઉકેલ ન આવે ત્યા સુધી તેની શોધમા અંતર સર્વ થ ભાવી દેતા અને ઘણી વાર શ્રી આનંદશંકરને લાગણીથી પત્ર પણ લખતા આમ શ્રી નર્મદાશંકરનો પ્રથમ પરિચય પુસ્તક દ્વારા સાથે કમળાશંકર વ્યાખ્યાનમાળામા તેમણે આપેલા અખા ઉપરના પ્રવચનો પણ સાંભળેલા લાંબો કોટ, પાઘડી, સુઘડ અને ભવ્ય આકૃતિ, ગંભીર અને પ્રતાપી વક્તૃત્વ અને તાત્ત્વિક વિચારોની ચર્ચાઓથી ઓપતુ એમનુ પ્રવચન—તે વખતે એમના મનનીય અને પાંડિત્યપૂર્ણ છતા આહ્લાદક પ્રવચનો સાંભળી ઉપજેલો હૃદયંગમ ચિત્તસ્મરણ હજી ઘણી વાર તાજો થઈ આવે છે આ પછી એમને સાંભળવાના પ્રસંગો મળ્યા હતા અને પ્રથમ શ્રવણે લબ્ધપદ થયેલી છાપ સુદૃઢ અને અખંડિત રહી છે

એમના મુખ્ય ગ્રંથોમા 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' બે ભાગમા, અખા ઉપરના કમળાશંકર વ્યાખ્યાનમાળામા આપેલા વ્યાખ્યાનો,

અખાકૃત કાવ્યોનુ વિસ્તૃત પ્રસ્તાવના સહિત સપાદન, તથા શાક્ત સંપ્રદાય આ ઉપરાત તેમના કેટલાક છૂટાછવાયા તત્ત્વજ્ઞાન વિષયક લેખો છે શ્રેય સાધકવર્ગની પ્રવૃત્તિમા તેઓ અગ્ર ભાગ લેતા હતા અને ત્યા વારવાર ગભીર ધાર્મિક અને દાર્શનિક ચિન્તનવાળા પ્રવચનો અને લેખો તેઓ આપતા આમાના ઘણા "સદુપદેશ શ્રેણી"મા તેમ "પ્રાતકાળ" અને "મહાકાલ" મારફત પ્રસિદ્ધ થયા હતા

'હિદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' બે ભાગમા ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી સન ૧૯૨૪ અને ૧૯૨૫મા પ્રસિદ્ધ થયો શ્રી નર્મદાશકરના ગુરુ શ્રીમન્ નૃસિહાચાર્યજીએ "સિદ્ધાન્તબિન્દુ"મા પ્રાચીન પદ્ધતિથી ભારતીય તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તોનુ પરિશીલન કર્યું છે શ્રી નથુરામ શર્માનુ પણ પ્રાચીન પદ્ધતિએ લખાયેલુ નિપુન દાર્શનિક સાહિત્ય છે મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો સુદર 'સિદ્ધાતસાર' અર્વાચીન પદ્ધતિનો ખરો પણ તેમા તત્ત્વજ્ઞાનનો સળગ ઇતિહાસ નથી વિચારપ્રધાન દાર્શનિક લેખો જેઠીલાલ કણિયા, છોટાલાલ માસ્તર અને અન્ય વિદ્વાનોના પણ ખરા શ્રી આનદશકરનુ ગભીર ચિતન અનેરી ભાત પાડે છે તે દરમ્યાન અંગ્રેજીમા ડૉ રાધાકૃષ્ણનના તથા પ્રોફેસર દાસગુપ્તાના તત્ત્વજ્ઞાનના ઇતિહાસો પ્રગટ થયા હતા આ પૂર્વભૂમિકામા શ્રી નર્મદાશકરે બે ભાગમા લગભગ ૬૦૦ પૃષ્ઠમા 'હિદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' લખ્યો આ ઇતિહાસ લખવામા જે ખાસ દૃષ્ટિ રાખી છે તે એ કે આ ઇતિહાસ કેવળ વર્ણનાત્મક ન થઈ રહેતા ચિતનાત્મક પણ થાય પ્રથમ ભાગમા ત્રયીદર્શન, સાખ્યયોગ, બૌદ્ધ અને જૈન દર્શનો તથા ન્યાયવૈશેષિક દર્શનો છે બીજા ભાગમા પાશુપત—શાક્ત—વૈષ્ણવ—દર્શનો પૂર્વમીમાસા, વિવિધ પ્રમાણવાદો શાકર અદ્વૈત શુદ્ધાદ્વૈત અને બ્રહ્મમીમાસાના અન્ય મતો એમણે આપેલા સદર્ભગ્રથની સૂચિમા અંગ્રેજી ગ્રંથો ઉપરાત અનેક મૌલિક ગ્રંથો ગ્રન્થકર્તાએ આપ્યા છે અને તે બધા તેમણે પરિશ્રમથી અવલોક્યા છે અને તેમની સારસગ્રહ સુદર

રીતે કર્યો છે. કેટલાક ગ્રંથો અપ્રકાશિત હસ્તપ્રતોમાં જ ઉપલબ્ધ હતા, ત્યાં તે પણ જોઈ જવાની ગ્રંથકર્તાએ કાળજી રાખી છે. આમ તે વખતે મળતું સમગ્ર સાહિત્ય અવલોકી આ ઇતિહાસ તેમણે લખ્યો જે તેમની ગુજરાતી ભાષા અને સાહિત્યની કીમતી સેવા છે. જેમ પરદેશમાં સદ્‌ગત ગ્રંથકર્તાના પ્રમાણભૂત મનાતા ગ્રંથની કોઈ યોગ્ય સંપાદક મારફત સુધારાવધારાવાળી નવી આવૃત્તિઓ વર્તમાન સમયની શોધ અને ચર્ચાઓને આવરી લેતી બહાર પાડવામાં આવે છે તેમ આ ગ્રંથનું પણ થવું જોઈએ.

અખા ઉપરનાં વ્યાખ્યાનો તથા અખાકૃત કાવ્યોની પ્રસ્તાવનામાં શ્રી. નર્મદાશંકરે અખાનું ક્ષરજીવન, અક્ષર જીવન, 'અખેગીતાનું' તાત્પર્ય, પંચીકરણ વગેરે વિષયો ઉપર વિસ્તૃત વિચારણા કરી છે. "બાવનથી બુધ્ય આઘી વદી" બ્રહ્માનંદ ગુરુનું સ્મરણ, વૈષ્ણવગુરુની નિંદાનો આરોપ, શુદ્ધાદ્વૈત સાથેનો સંબંધ વગેરે વિષયો પણ ચર્ચ્યા છે. અખાનું કાવ્યસાહિત્ય વાંચી તેણે શાંકરદર્શનના કયા કયા ગ્રંથો શ્રવણ કર્યા હશે તેનું અનુમાન પણ એમણે બાંધ્યું છે અને એકંદરે તે યોગ્ય છે. મારા મત પ્રમાણે અખાએ ગૌડપાદકારિકા અને કંઈક અંશે મધુસૂદન સરસ્વતીકૃત અદ્વૈતસિદ્ધિનું પણ શ્રવણ કર્યું હશે એમ લાગે છે. આ વિચારો મેં 'અખેગીતાનું તત્ત્વચિંતન' એ લેખમાં જણાવ્યા છે (બારમી સાહિત્ય પરિષદના અહેવાલમાં નિબંધ રૂપે).

ફાર્બસ ગુજરાતી સભા તરફથી સન ૧૯૩૨માં શ્રી. નર્મદાશંકરનો શાક્તસંપ્રદાયનો અપૂર્વ ગ્રંથ પ્રસિદ્ધ થયો હતો. બૌદ્ધ અને તંત્રશાસ્ત્રના ગ્રંથોનો અભ્યાસ વધારી શાક્ત સંપ્રદાય ઉપર એમણે ૨૦૦ પૃષ્ઠનો ૧૬ પ્રકરણોમાં ગ્રંથ લખી શાક્તદર્શનનો વેદ–બ્રાહ્મણ–આરણ્યક–ઉપનિષદ્–વેદાંગ–સૂત્ર–આગમ અને તંત્ર–નિબંધ અને પુરાણ–સાહિત્યમાં ઇતિહાસ–સિદ્ધાંત વિચાર, પંચ મકાર, વિદ્યા અને યંત્રો, પૂજન પ્રકારો, ગુજરાતમાં અને ગુજરાતી સાહિત્યમાં આ સંપ્રદાય, બૌદ્ધ અને જૈન ધર્મમાં શાક્તસંપ્રદાય અને ઉપાસના તથા સામરસ્ય—આ

બધા વિષયો વિસ્તારથી ચર્ચ્યા છે કાદિ અને હાદિ મતના શ્રીચક્રો શ્રીમુમ્બાદેવી મંદિરના મોતીરામ શાસ્ત્રી પાસે કઢાવી તેની લીથોકોપી પણ સંમિલિત કરી છે શાક્ત સંપ્રદાય ઉપર અંગ્રેજીમાં સાહિત્ય ઘણુ લખાયું હતું તંત્ર અને આગમોના ગ્રંથો તેમ કાશ્મીરના પ્રત્યભિજ્ઞા દર્શનના પુસ્તકો પણ પ્રસિદ્ધ થયા હતા, છતાં વસ્તુસંગ્રહ અને ચિંતનયુક્ત વિવેચકદષ્ટિથી લખાયેલો આ ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ છે

શાક્તસિદ્ધાંતવિચારમાં તેમણે શાક્ત અદ્વૈતવાદ અને શ્રીમત્ શંકરાચાર્યના કેવલાદ્વૈતવાદની સરખામણી શ્રી ભાસ્કરરાયના નિત્યાષોડશિકાર્ણવના ભાષ્યમાંથી તથા લલિતાસહસ્રનામભાષ્યમાંથી ઉતારા આપી કરી છે અને ઉમેર્યું છે કે, "ભાસ્કરરાયની આ વિવેચક પદ્ધતિનો આશ્રય લઈ મે પુનઃ શંકરાચાર્યના પ્રસ્થાનત્રયીના ગ્રંથો વાંચી જોયા અને પ્રકરણગ્રંથો પુનઃ અવલોક્યા તે ઉપરથી મને એવું લાગે છે કે કેવલ વેદાંતીઓ માયાવાદ દ્વારા શાસ્ત્રસિદ્ધાંત સમજે છે તે ઉપરાંત શાસ્ત્રોની દૃષ્ટિ વડે શાક્તસિદ્ધાંત શક્તિવાદ દ્વારા પણ સમજવાની જરૂર છે" વરિવસ્યા રહસ્યની ટીકા (જે તે વખતે પ્રસિદ્ધ થઈ નહતી) માં શ્રી ભાસ્કરરાય શાક્ત અદ્વૈતવાદ અને માયાવાદ વચ્ચેના વિરોધનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે સૌંદર્યલહરી મોટા ભાગના વિદ્વાનો આચાર્ય શંકરકૃત માને છે તે વાત તેના ઉપરની લગભગ ૩૭–૩૮ ટીકાઓ જોતા (લક્ષ્મીધરની તો તેરમી સદીની છે) શક્ય અને સંભવિત લાગે છે આ સૌંદર્યલહરીના ૩૪મા શ્લોકમાં આચાર્ય કહે છે કે "હે શિવયુવતિ! તું જ આ જગતરૂપે પરિણામ પામીને ચિદાનન્દાકારપણાને ધારણ કરે છે" त्वमेवस्वात्मानं परिणमयितुं विश्ववपुषा चिदानन्दाकारं शिवयुवतीभावेन बिभृषे ॥ માયાવાદ વિવર્તવાદનો આશ્રય લે છે જ્યારે અહીં ઉપાસનાનું અધિષ્ઠાન "પરામ્બા જગતરૂપે પરિણમે છે" કરીને પરિણામવાદનો આશ્રય લીધો છે

જ્યારે ગુજરાતમાં શાક્ત સાહિત્ય સંબંધી મોટે ભાગે અજ્ઞાન

હતું ત્યારે આવો માહિતીપૂર્ણ અને વિચારપ્રધાન ગ્રંથ ગુજરાતને મળ્યો એ ગુજરાતી ભાષા માટે ગૌરવની વાત કહી શકાય.

## તત્ત્વચિંતક વિવેચક

### શ્રી. હીરાબહેન રા. પાઠક

હિંદના પ્રાચીન તત્ત્વજ્ઞાન અને ધર્મ વિશેનું નર્મદાશંકરભાઈનું જ્ઞાનચિંતન વિપુલ ને સઘન છે, પરંપરાનુસારી છતાં ન્યાયતોલનમાં બુદ્ધિસ્વાતંત્ર્યવાળું, મૌલિક દૃષ્ટિ અને અર્થઘટનવાળું હોઈ સમર્થ છે. આનંદશંકરના ધર્મચિંતનથી એ કંઈક અલગ પ્રકારનું, છતાં લેશ પણ ઊણું ન ઊતરે તેવું છે. તેમની લખાવટનું સામ્ય જો કોઈની સાથે પણ જોવું હોય તો તે આનંદશંકર સાથે જ. એવા એ પંડિતનાં સાહિત્યક્ષેત્રે નાનામોટા મળીને પચ્ચીસેક જેટલાં વિવેચનાત્મક લખાણો છે, આ લેખોમાંથી કોઈક ગ્રંથરૂપે છે, કોઈક અમુક ગ્રંથના ભાગરૂપે છે. રા. બ. કમળાશંકર વ્યાખ્યાનમાળાના પ્રથમ પુષ્પ તરીકે તેમણે સુરતમાં "અખો" ઉપર જે બે વ્યાખ્યાનો આપેલાં, તે લઘુ ગ્રંથરૂપે છપાયેલ છે, તો ગુજરાત વિદ્યાસભા પ્રકાશિત "અખાકૃત કાવ્યો" એ સંગ્રહના સંપાદક તરીકે તેમણે વિસ્તૃત ઉપોદ્‌ઘાત લખી, અખાની કૃતિઓના તત્ત્વચિંતનને સારવી આપ્યું છે. આ બે ઉપરાંત, અખા ઉપર એક ત્રીજું સુંદર જયંતીવ્યાખ્યાન તેમણે આપેલું છે. આ પ્રમાણે અખા જેવા અઘરા વિષય પરત્વે ત્રણ ત્રણ લખાણોથી આટલો સબળ પ્રયત્ન કરનાર નર્મદાશંકર, ઉચ્ચ

વિવેચનગ્રાહ ધરાવનાર કુશાગ્રબુદ્ધિ વિવેચક તરીકેની તેમ જ અશેષ અભ્યાસમાર્ગીની પ્રતીતિ પાડે છે. દયારામ વિશે બે-એક ઉપોદ્ઘાત અને એક વ્યાખ્યાન, તેમણે આપેલાં છે. આ ઉપરાંત સંસ્કૃત કવિઓ, બૌદ્ધ કવિઓ ને મીરાં જેવા ગુજરાતી મધ્યકાલીન કવિ વિશે તેમણે વિગતપ્રચુર યાદી-નોંધ-ટાંચણ કરેલાં છે. તે અભ્યાસલેખરૂપે લખાયાં નથી તોપણ તેમાં તેમનું ઊંડું પાંડિત્ય પ્રગટ થાય છે.

આ વિવેચનલેખોમાંથી અડધોઅડધ અવલોકનો ને અડધોઅડધ વ્યાખ્યાનો છે. વ્યાખ્યાનોમાં પણ લેખકની અભ્યાસ અને અવલોકનશક્તિની સજ્જતા ઘણી છે.

આ વ્યાખ્યાનો લેખકની હયાતી દરમ્યાન જીવંત બની જતાં, કારણ તે 'કાન્ત'ની જેમ સારા વક્તા હતા. સામાન્યપણે ઉત્તમ વ્યાખ્યાતાને બે બાબતો સિદ્ધ કરવાની હોય છે : એક, વિષય પરત્વેનું અભ્યાસસિદ્ધ પ્રભુત્વ અને બીજું, આંતર પ્રતીતિબળ. સ્વ. ચંદ્રશંકર પંડ્યાએ નર્મદાશંકરભાઈના વક્તૃત્વની "કૌમુદી"મા નોંધ લીધી હતી અને લેખકની "વિદ્વત્તા, વક્તૃત્વ, લેખનશક્તિ" એ ત્રણેય એકત્ર શક્તિ-સંપત્તિઓનો ઉલ્લેખ કર્યો હતો : "નર્મદાશંકરભાઈ જેવા ગુજરાતીઓ અભ્યાસશીલતાની દૃષ્ટિએ થોડા હશે. ગૌરવ એ નર્મદાશંકરભાઈનું મુખ્ય લક્ષણ—એમના વ્યક્તિત્વમાં ગૌરવ, એમના વક્તૃત્વમા ગૌરવ, એમની લેખનશૈલીમાં ગૌરવ . જ્ઞાન ચોક્કસ, પાંડિત્ય ચોક્કસ, આ ગૌરવ ચોક્કસ." અને પછી તેમનાં વ્યાખ્યાન સંબંધી આ મુજબ મતગંન· "વિદ્વત્તાભર્યું, વિચારપૂર્ણ, અવિચ્છિન્ન, સંસ્કૃતસુશોભિત, પ્રૌઢ અને ગૌરવાન્વિત વાગ્મિતાથી અલંકૃત". આવા તેમના "નવીન અને પ્રાચીન દૃષ્ટિવાળા વ્યાખ્યાનસામર્થ્ય"નુ સમર્થન કરતા પ્રો. ઠાકોર "ગોવર્ધનરામની તપોભાવના"ને પ્રસંગે પ્રમુખપદેથી કહે છે, "જૂની અને નવી શૈલીનો સુંદર મેળાપ છે." જો એમનાં વ્યાખ્યાનો આવાં અભ્યાસનીતરતાં હોય તો પછી અભ્યાસલેખો તો હોય જ ને ! આ અભ્યાસપૂર્ણ વિવેચન-

લેખો તેમના તત્ત્વચિંતનના લેખો કરતા ઘણા ઓછા છે. પણ ગુણ-બળની દૃષ્ટિએ એટલા જ મહત્ત્વના ને પ્રભાવક છે આજેયે દયારામ, અખો, ગોવર્ધનરામ, મણિનાથ નભુભાઈ અને બાળાશંકર વિશેના તેમનાં વક્તવ્યો—અંતિમ નિર્ણયબળ ધરાવનારા છે. "સ્નેહમુદ્રા", "યોગિનીકુમારી" કે "ત્રિભુવનવિજયી ખડ્ગ" વ જેવી કૃતિઓના મૂલ્યાંકનો અફર છે

નર્મદાશંકરના વિવેચનો, કોઈ નાનીમોટી સાહિત્યકૃતિ વિશે કે સાહિત્યકાર વિશે કે ગુજરાતી સાહિત્યના કોઈ પ્રવાહ વિશે તેમણે કરેલા અવલોકન-ચિંતનરૂપે આવે છે સૌથી વધારે વિવેચનો કૃતિ વિશેના છે, અને તે ગુજરાતી તેમ અંગ્રેજી બન્નેમા છે ધર્મવિષયક કૃતિઓના ઉપોદ્ઘાતો અને અવલોકનો પણ તેમણે ઘણા લખ્યા છે.

નવમી ગુજરાતી સાહિત્ય પરિષદના ધર્મવિભાગના પ્રમુખ તરીકે "ગુજરાતમા ધાર્મિક અને તત્ત્વજ્ઞાનના સાહિત્યની પરિસ્થિતિ" એ વિષયદ્વારા સાહિત્યના એક વિશિષ્ટ વહેણને વિલોકવાનો તેમનો પ્રયાસ છે વિવેચનઅર્થે લેખકે પસંદ કરેલ તમામ વિષયોનો બહોળો કાન-વ્યાપ હોવાનુ કારણ, લેખકનુ વિજ્ઞાન દૃષ્ટિવાળુ બૌદ્ધિક વલણ છે અને શિષ્ટ સાહિત્ય તેમ જ ધર્મસાહિત્ય વિશેની તેમની રુચિ છે નર્મદાશંકરની વિવેચક તરીકેની અનેક શક્તિઓ કોઈ એકજ લેખમા એકત્ર થયેલીનુ ઉત્તમ ઉદાહરણ જોઈતુ હોય તો તે પરિષદ્વાળો લેખ છે.

નર્મદાશંકરનુ વિવેચન વાચતા પહેલી પ્રતીતિ એ થાય છે કે વિષયના સત્ત્વની ખોજ એ તેમનુ પરમ લક્ષણ છે અને તેને વશવર્તીને જ તેમની તમામ ચાલના થતી હોય છે તેઓ ગતકાલીન કે નિજ-કાલીન કોઈ પણ કૃતિને તાટસ્થ્યથી તેમ જ સમતોલન બુદ્ધિથી તપાસવા માટે કઈ કઈ પદ્ધતિઓ અખત્યાર કરે છે, તે જોવા જેવુ છે એક રીત છે, કૃતિની સમીક્ષાને આરંભે તેને વિશે સાહિત્યના એક પ્રકાર તરીકે પ્રસ્થાપિત સિદ્ધાંતોની રજૂઆત, અને એ દૃષ્ટિએ તેનુ મૂલ્યાંકન.

દા. ત. શ્રીમન્નૃસિંહાચાર્ય શિષ્ય ત્રિભુવનવિજયીખંડ. પ્રથમ તેને વિશે મંતવ્ય ધર્યું કે " તે ગ્રંથની રચના કંઈક પ્રાચીન પદ્ધતિની છાયાથી ભરેલી છે, તેથી તેને 'નવલકથા' કરતાં 'કથા'ની સંજ્ઞા વધારે યોગ્ય છે." (ભૂમિકા પૃ. ૧૦) એમ કહ્યા પછી સંસ્કૃત કાવ્યશાસ્ત્રે કથેલ "કથાલક્ષણ" તેમાંથી છતાં કરી આપ્યાં. એ જ પરંપરાને અનુસરી, ગ્રંથનો " અનુબન્ધચતુષ્ટય " વિચાર્યો: ૧. કથાશ્રવણના અધિકારી. ૨. કથાનો વિષય. ૩ કથાના અધિકારી તથા વિષય વચ્ચેનો સંબંધ, અને ૪ કથાનું પ્રયોજન. એ દૃષ્ટિએ કથાનું વિવેચન કર્યું. કથાનાયકના વીરત્વને પ્રમાણનાં રસદૃષ્ટિએ કહ્યું કે " જ્યારે સંન્યાસપ્રધાન ચિત્ત શમના સ્થાયી ભાવવાળું હોય છે, ત્યારે કર્મપ્રધાન ચિત્ત ઉત્સાહના સ્થાયી ભાવવાળું હોય છે." (એજન-પૃ. ૧૩). આમ રસદૃષ્ટિએ જોતાં, કૃતિનું ધર્મ, યોગ, તત્ત્વચિંતન વ. દૃષ્ટિએ અર્થઘટન પણ કર્યું.

"યોગિની કુમારી" એ પણ એ જ સંપ્રદાયના પ્રખર સાધક છોટાલાલ માસ્તર ઉર્ફે "વિશ્વવંદ્ય"ની કૃતિ છે. તેના ઉપોદ્ઘાતમાં નર્મદાશંકર, " કથાને સ્થાને નવલકથાના ઉદ્ભવની જરૂર છે" (પૃ. ૭) એવું 'નાગરિક ભાવવાળું' 'સમાજનું બંધારણ' જોતાં, યુગાનુસારી સૂચન કરે છે. તે પછી, "નવલકથામાં, મનુષ્યજીવનના ભાવો વિકારને પામવા ન જોઈએ પણ સ્થાયી સ્વરૂપ બનવા જોઈએ," (પૃ. ૧૦) એવો કલાસિદ્ધાંત ધરી તેના સમર્થનમાં ગોવર્ધનરામનો નવલકથાલેખનઆદર્શ પ્રમાણે છે. એ "સત્યભાવના અને સૌન્દર્યભાવનાને તૃપ્ત કરવાનું પ્રયોજન" ગોવર્ધનરામે સરસ્વતીચન્દ્રદ્વારા સિદ્ધ કરવા ધાર્યું. તે કાળથી જ એ પ્રભાવક ગ્રંથને એ દૃષ્ટિએ નાણી જોઈ, નર્મદાશંકરે નિ:સંકોચપણે કહ્યું : "ગુજરાતીમાં શ્રી ગોવર્ધનભાઈની અપૂર્વ કલાવાળી નવલકથાનો જેવો આરંભ, તેવો અંત ન આવ્યો." (પૃ. ૮) કારણ? "સંસારના પ્રત્યક્ષ સાચા ચિત્રમાંથી, કલ્પનાએ મનોરાજ્ય (જુઓ, સરસ્વતીનું મનોરાજ્ય અને પૂર્ણાહુતિ) ઘડ્યું અને

પીઠ વિનાનુ તે ચિત્ર આકાશના ગન્ધર્વનગર જેવુ થયુ ગન્ધર્વનગર સુન્દર ખરુ, પણ તેમા વસવાનો મનુષ્યોને અધિકાર નહિ "ને તેથી, "પ્રથમ ભાગ અને ચોથા ભાગ વચ્ચે ઉપક્રમ અને ઉપસહારની એકવાક્યતા થવામા આર્યમતિ અવિચ્છિન્ન રહેવી ખરેખર દુર્લભ રહી" કારણ, "આરભમા લોકકવિ બની અતમા શાસ્ત્રકવિ થઈ ગયા. "અને તેથી એ મહાન કૃતિનો મહિમા અગણિત દિવ્ય બીજોની સગ્રાહક યોજનામા જ કેવળ રહ્યો" (પૃ ૯) નર્મદાશકરે આમ, ચોથા ભાગની મર્યાદા બતાવી પણ પહેલા–બીજા ભાગને "સાચા ચિત્ર"વાળા ગણ્યા છે અને તે અભિપ્રાય એ જ રૂપકસહિત સાપડે છે, "ગોવર્ધનરામની ધર્મભાવના" વ્યાખ્યાનમા "ગોવર્ધનરામની કૃતિમા સાહિત્યની દૃષ્ટિએ ત્રણ ચારના ચિત્રો આકાશમા ગધર્વનગર જેવા નથી પણ અજટાની સ્થિરપીઠ ઉપરના ચિત્રો છે આ સ્થિરપીઠ તે ગોવર્ધનરામના ધર્મતત્ત્વની છે"

અગે, સરસ્વતીચન્દ્ર જેવા મહાગ્રથ માટે નર્મદાશકર જેવા વિદ્વાનનો વિગતે મત જાણવા મળ્યો, ને વળી મળ્યો, પરોક્ષપણે, તેમનો નવલકથાલેખનનો આદર્શ તથા યોગિનીના સ્વરૂપનો પરિચય "આ ગ્રથની રચના સુદર નવલકથાના આકારમા છે અને પુરાણ જીવનરીતિ નવા જીવનમા દેહધારી થઈ શ્રેય સિદ્ધિ શી રીતે કરી શકે તે દર્શાવવાના પ્રયત્ન કર્યો છે (પૃ ૧૭) અને સુપેરે ગ્રથાચેની આ નવલકથામા અવિનાભાવે અધ્યાત્મભાવનુ અવતરણ થયેલુ છે યોગિનીનુ એવુ નિરીક્ષણ કરી તેમાના ધર્મતત્ત્વની સમીક્ષા કરી છે સૌદર્ય ઉપરાત કૃતિના શ્રેય સિદ્ધિના પ્રયોજનનો સમાન આદર કરનાર નર્મદાશકર નવલકથાના તત્કાલીન કલા–આદર્શને અનુસરી કૃતિને અવલોકે છે ખરા જોકે, આ પ્રકારની સાપ્રદાયિક સાહિત્ય કૃતિઓના કર્તા "સાહિત્યસેવકોના વર્ગમા પડતા નથી, પણ ધર્મસેવકોના વર્ગમા પડે છે" કારણ તેઓ "સાહિત્યને પરમ સાધ્ય માનતા નથી, પણ તેને ઉત્તમ સાધન તરીકે માને છે" (પૃ ૧૨) એ બીનાથી

સુજ્ઞાત હોઈ, આવું એક વિવેચકને હોવું જરૂરી તટસ્થ વલણ પણ એ બુદ્ધિપ્રવણ વિવેચકના ચિત્તમાં સાથે સાથે પડેલું છે.

આમ વિવેચ્ય કૃતિને લગતું સિદ્ધાંતસ્થાપન ને પછી તેનું એ દૃષ્ટિએ મૂલ્યાંકન—એવી અવલોકનરીતિ આનંદશંકરના "સ્મરણ સંહિતા" ના અવલોકનમાંયે છે.

એક બીજી દૃષ્ટિએ પણ કૃતિની તપાસ થાય છે કૃતિનું રહસ્ય-મર્મદર્શન મૂકીને અથવા અન્ય મહત્ત્વના મંતવ્યના અનુલક્ષમાં તે સમીક્ષણ કરતા હોય છે "સ્નેહમુદ્રાનો મર્મ" રજૂ કરતા પહેલાં નર્મદાશંકર એક મહત્ત્વનું મંતવ્ય મૂકે છે "સ્નેહમુદ્રાનો નેગેટીવ કાચ हृदयमुदितशतकના સંસ્કૃત કાવ્યમાં છે તે કાચ ઉપરથી ગુજરાતી કાવ્યોના કાંઠાની નવી નવી છબીઓ પાડવામાં આવી છે, અને પાછળથી તો આખું ગુજરાતી કાવ્ય રંગચિત્ર જેવું સ્વતંત્ર પીંછાણુ થઈ ગયું છે" ('સ્નેહમુદ્રા'ની આવૃત્તિ પૃ ૭) બસ આ નિશ્ચયાત્મક મંતવ્યના સમર્થનમાં, તે 'સ્નેહમુદ્રા'ના કાંઠની સામે પેલા આત્મનલક્ષી સંસ્કૃત કાવ્યના શ્લોક મૂકી મૂકી ઉભયનું સામ્ય પુરવાર કરી આપે છે અને પછી સારવી આપે છે 'સ્નેહમુદ્રા'નું સત્ત્વરૂપ રહસ્ય "લૌકિક મદનનું અલૌકિક સ્નેહમાં પલટાવું અને છેવટે તે સ્નેહજનમાં ગૂંચાયેલા જીવચેતનનો શિવચેતન સાથે પ્રેમસમાધિમાં લીન (કે લય?) અને તેથી સ્યાતું 'નિત્યસુરત' નર્મદાશંકર કાવ્યપંક્તિઓ દ્વારા તે પ્રત્યક્ષ કરી આપે છે અંતે નાયકનાયિકા શબ્દશ્લેષમાં કવિ ને કવિપત્ની છે તે મર્મ પણ છતો કરી આપે છે નર્મદાશંકરનું આ એક ઉત્તમ વિવેચન છે

તેમનું બીજું આ પ્રકારનું સમર્થ વિવેચન ઈશોપનિષદ્ ઉપરનું છે મંત્રવાર ભાવસરણી બતાવતા જઈ અંતે રહસ્યદર્શન "આ ઉપનિષદ્ કર્મહતા-કર્મજડત્વની નિંદા કરે છે અને ધર્માચરણમાં, કર્મનિષ્ઠામાં, અદ્વૈતનિષ્ઠા પ્રતિ ખેંચી જનાર ઈશ્વરભાવનાના સચેતન

રમને રેડે છે" (વસંત–રજત મહોત્સવ સ્મારક ગ્રંથ). પરંપરાથી શુંટાયેના ધર્મતત્ત્વના ઘનીભૂત અર્ક સમા એ અઢારશ્લોકી ઉપનિષદને, નર્મદાશંકર એક જ દૃષ્ટિક્ષેપે આવરી લઈ, તેના અનુસ્યૂત ભાવને પ્રત્યક્ષ કરે છે, કૃતિને ખોલી આપનાર સામ્પ્રદાયિક તેમજ અર્વાચીન પૃથક્કરણ પદ્ધતિનો આશ્રય લઈને.

નર્મદાશંકર વિવેચ્ય વિષયના સંદર્ભમા એક અન્ય પદ્ધતિયે અપનાવે છે તેના વિશિષ્ટાશને દ્યોતક, ગુરુચાવીરૂપ શબ્દો કે ભાવનાઓ કે વિકલ્પો યોજે છે અને પછી શબ્દની વ્યુત્પત્તિ કે ધાત્વર્થ સ્પષ્ટ કરી, અથવા ભાવનાનુ તત્ત્વસ્વરૂપ વ્યાખ્યાવર્ણનથી પ્રત્યક્ષ કરી, વિવેચ્ય વિષયને સ્ફુટ કરતા જાય છે. આ પ્રક્રિયા તે વસ્તુના હાર્દને પામવા કરતી તાત્વિક વિવેચનાનો એક અંશ છે અને તેમનુ સંસ્કૃત ભાષા પરનુ પ્રભુત્વ અને તત્ત્વજ્ઞાનની સૂઝ, તેને ઉપકારક બને છે. આ પ્રકારની વિદ્વત્તા જેમ આનંદશંકરમા તેમ નર્મદાશંકરમાં સ્વોપાર્જિત છે.

પરિષદ્વાળા વ્યાખ્યાનલેખમા ધર્મ ને તત્ત્વજ્ઞાનના સાહિત્યનું સાર્થક્ય સમજાવવા માટે તેઓ કાવ્ય અને શાસ્ત્રની તુલના કરે છે ને શાસ્ત્રનો અર્થ બે રીતે કરે છે એક, શાસ્ત્ર એટલે ધર્માધર્મનું ભાન કરાવી કર્તવ્યાકર્તવ્યનુ દિશાદર્શન કરી, "શાસન કરે છે," તે. બીજો અર્થ, જીવ જગત ઈશ્વર એ ત્રિપુટીનુ "શંસન એટલે વર્ણન કરે છે," તે આ વ્યાખ્યાનમા તેમણે ગુજરાતના ધર્મસંપ્રદાયો અને ગુજરાતી ધર્મવિષયક સાહિત્ય સંબંધી સાદ્યંત સમીક્ષા કરી છે. તેની પાછળ છતા થતા ધર્મસ્વરૂપ વિશે શાસ્ત્રના તેમણે કરેલા દ્વિવિધ અર્થની ભાવના તેમના ખ્યાલમા હોય એ સહજ નથી?

"ગોવર્ધનરામની ધર્મભાવના" અને "ગોવર્ધનરામની તપોમયતા" એ બે નર્મદાશંકરના દૃષ્ટિસંપન્ન વ્યાખ્યાનો છે. ગોવર્ધનરામની તપોમયતાનુ કારણ, તેમની તમામ "પ્રવૃત્તિમા ધર્મભાવના આત્મરૂપે હતી." નર્મદાશંકર "તપ–તપન"નો વેદોપનિષદ દૃષ્ટિએ, ગોવર્ધન-

રામની દૃષ્ટિએ તેમ જ પોતાની દૃષ્ટિએ, એમ ત્રણ રીતે અહીં અર્થ કરી આપે છે વેદોપનિષદને આધારે કહે છે, "વૈદિક ધર્મમા તપ એ ઊંડા અને એકાગ્ર વિચારનો વાચક શબ્દ છે ઉપનિષદોમા પરમેશ્વર અથવા પરબ્રહ્મને જાણવાના સાધનરૂપે તપને વર્ણવવામા આવ્યુ છે" (ગો ના જીવનની તપોમયતા) તે પછી વિવેચક વેદોપનિષદની વ્યાખ્યાઓના સમન્વયરૂપે પોતાની તપની વ્યાખ્યા રજૂ કરે છે "તપ એટલે આલોચના, ઝીણવટથી એકાગ્રતાથી નિરીક્ષણ કરવુ તે તપ" અને "સત્ય બ્રહ્મરૂપ વસ્તુ સાથે નિકટનો સબધ બાધનાર તપ છે" (એજન) ત્યારબાદ, ગોવર્ધનરામની વાતચીત પરથી તેમ જ એક સ્થળે તેમણે જણાવેલુ છે તે મુજબ, નર્મદાશકર ગોવર્ધનરામે આપેલી વ્યાખ્યા રજૂ કરે છે "ધર્માર્થે આપણા પર આવી પડતા દુખોની ઉપેક્ષા અને તિતિક્ષા" (એજન) અહીં પ્રતીત થશે કે વિચારશીલ જ્ઞાનપ્રવણ આ વિવેચકને વિચારલક્ષી ચેતસિક વ્યાપારના ગુણવાળી તપની વ્યાખ્યા માફક આવે છે જ્ઞાનદષ્ટા ગોવર્ધનરામની સવિશેષ આચારલક્ષી છે તે મુજબ, ગોવર્ધનરામની વાણીની અને વિપત્તિસપત્તિ સમયની ત્રિવિધ તપોમયતા નર્મદાશકર સદષ્ટાત નિરૂપે છે અને ત્યારે ગોવર્ધનરામની 'કોમળ' તેમ જ 'અમૃતમય' વાણીની તુલનાએ મણિલાલમા 'કટુતા' અને 'તોછડાઈ' હતા, તે કહેવાનુ આ વિવેચક ચૂકતા નથી

"સ્વ સાક્ષર મણિલાલ નભુભાઈનુ તત્ત્વદર્શન" એ વ્યાખ્યાનમા, નર્મદાશકર પોતાના મામા બાળાશકરના મિત્ર હોવાને કારણે, મણિલાલના સપર્કમા આવેલા, તેમ જણાવે છે, ને તેમના સસ્મરણો આલેખે છે તેમની તરુણવયે પડેલી છાપને–ઝાંખીને–ને સસ્મરણો તરીકે ઓળખાવે છે તો "સ્મૃતિમા અનુભવનુ પૂર્ણ પ્રતિબિમ્બ આવે છે," એવો તુલનાત્મક અર્થ ધરાવે છે પોતાના સસ્મરણો બાળકદશાના કોઈ "છાયા"રૂપે છે, એવા નર્મદાશકરના એકરારની સાથે સાથે એક બીજી મહત્ત્વની બાબત તેમને ખાસ અભિપ્રેત જણાય

છે, કે બાળકદશાના હોવાને કારણે જ તે "રાગદ્વેષ વિનાના છે" એમ અતીતિપૂર્વક કહીને નર્મદાશંકર શ્રોતાઓની શ્રદ્ધાને મેળવી લે છે કારણ, તેમને રજૂ કરવુ છે તે ચરિત્રવિષય વ્યક્તિનુ ગુણપાસુ સદર હોવાની સાથે સાથે દોષપાસુ પણ એટલુ જ જબ્બર છે એમ હોવાને કારણે, પોતે મણિનાન વિગે જે કથયિતવ્ય રજૂ કરે તે શ્રોતા એકાગ્ર બની સમભાવપૂર્વક સમજે અને તેનુ સામજસ્ય પ્રમાણે, એવી સમગ્ર પૂર્વભૂમિમા ઉપરના મતવ્યોથી ઊભી કરે છે ત્યારબાદ મણિનાનની માનનીય દ્વિતિતા પાછળ મહામાનવ એવા બ્રહ્મનિષ્ઠ મણિનાન રહેના છે, એવુ નિશ્ચયાત્મક ને ભાવાત્મક વનણ રજૂ કરી કહે છે "મણિનાનનો સત્ય અને ઊંડો આત્મા સ્ફટિક જેવો છે સ્થૂલ પરિસ્થિતિ વડે આત્માનુ ભીતર સત્યસ્વરૂપ બદલાતુ નથી" એમ કહી મણિનાનના "સ્થૂનાત્મા" અને "સૂક્ષ્માત્મા"ને લગતા સ્મરણો સુદર રીને રજૂ કરે છે નર્મદાશંકરનુ તેમના મામા બાળાશકર વિશેનુ વિવેચન પણ આ રીતિનુ છે નર્મદાશંકરનુ આ મતદર્શન, જે સમયમા થયેન છે તે જોતા, તે ઘણ નિર્ભીક, સહાનુભૂતિભર્યું અને છતા ગૌરવભર્યું જણાશે વળી પોતાના કેવળ "સમ્મરણો" છે એવુ નમ્રભાવે કહેનાર નર્મદાશંકર પામે સ્મૃતિઅંશ એટને કે સ્મરણોને નાણવાની સ્થાયી અને વિશ્વસનીય વિવેકદૃષ્ટિ તે પણ અહી મોજૂદ છે, તેની ના કોણ કહેશે?

આ ઉપરાત "ઉપનિષદ" શબ્દનો યૌગિક અને રૂઢાર્થ બન્ને કરી આપીને, ઈશોપનિષદ્નુ સ્વરૂપ સમજાવ્યુ છે આમ, નર્મદાશંકર શબ્દની વ્યુત્પત્તિ વડે તેના અર્થનો મર્મ પકડી, અથવા નવો અર્થ ઘટાવી વિવેચનની વેધકતા સાધે છે શબ્દના મૂનગામી અર્થ સબધી નર્મદાશંકરની આવી સૂઝ કોઈપણ શબ્દના વિનિયોગના ઔચિત્યા-નૌચિત્યનો સમગ્ર વિવેક સાધી શકે છે કીથકૃત "સસ્કૃત નાટક"નો અનુવાદ ગુજરાત વિદ્યાસભાએ કરાવેનો તે છાપવાયોગ્ય છે કે કેમ તેવો મત નર્મદાશંકર પાસે માગતા, નર્મદાશંકરે પત્ર દ્વારા કેટનાક

અનુવાદ શબ્દોનું અનૌચિત્ય સૂક્ષ્મપણે ચર્ચ્યું છે, તે જોવા જેવું છે

વિવેચનને ઉપકારક એવી નર્મદાશંકરની શબ્દસૂઝનો એક અન્ય ઉન્મેર જોઈએ અમુક મુદ્દાની મૂનગામી તાત્ત્વિક ચર્ચા કરવા માટે, તેઓ તત્સંબધિત શબ્દોની ચર્ચાવ્યાખ્યા કરતા હોય છે "દયારામ કેવળ કવિ કે ભક્ત" એ ચર્ચા ઉપાડી ભક્ત તે કોણ પ્રણયી કોણ અને પ્રણયી પણ ભક્ત હોઈ શકે કે કેમ, તેની તાત્ત્વિક આલોચના કરે છે અને "દયારામનો ઈશ્વરપ્રતિ સાચો સખીભાવ" પુરવાર કરે છે. શ્રી મુનશીના દયારામવિરોધી મતવ્યોનો નિરાસ તર્કસંગત દલીલોથી કરતા, તેમજ વળી ખાસ, ઉપર્યુક્ત શબ્દોની તાત્ત્વિક ચર્ચાથી, નર્મદાશંકર પોતાનુ મતવ્ય આ મુજબ સ્થાપે છે "શ્રી દયારામભાઈના જે શૃગારરસ છનમાય છે તે લૌકિક રતિનો ઉલ્લાસ નથી પરતુ શ્રીકૃષ્ણ પ્રતિની અલૌકિક માધુર્ય ભક્તિનો પ્રવાહ છે" (દયારામનુ આતર જીવન–ઉપોદ્ઘાત પૃ ૨૮) "દયારામ કેવળ કવિ કે ભક્ત" એ વ્યાખ્યાનના પ્રમુખપદેથી કૃ મો ઝવેરીનુ જે વક્તવ્ય છે તે નર્મદાશંકરની વિવેચનતેજસ્વિતાના પ્રમાણપત્ર સમુ છે, "નર્મદાશંકર ભાઈ જેને અડે તે સોનુ થઈ જાય છે દયારામનો શૃગાર સમજવાની એક ખરખર કૂંચી એમણે આપણા હાથમા મૂકી છે, અને તે પુષ્ટિમાર્ગનુ રહસ્ય–પુષ્ટિમાર્ગના સિદ્ધાતોનુ સ્પષ્ટીકરણ" (એજન પૃ ૪૧૨–૪૧૩) ખરે જ! સામાન્ય દેખાતો શબ્દ એમની વેધકતાને સ્પર્શે સોનુ થઈ જાય છે

આ જ પ્રમાણે અખાને કવિ, ભક્ત, તત્ત્વજ્ઞ કે તત્ત્વવિચારક ગણવો તેવો પ્રશ્ન ઉઠાવી તેનો જવાબ વાળતા પહેલા કવિ કલાકાર, તત્ત્વજ્ઞ સાધુજન કોને કહેવાય એવી તાત્ત્વિક ચર્ચા કરે છે અને "જ્ઞાનીભક્તની વિશિષ્ટ સજ્ઞા" આપતા કહે છે "તેનામા તત્ત્વજ્ઞાન અને ભક્તિ બેનુ સંમિશ્રણ થતા તેના ચિત્તનો રગ કેવળ તત્ત્વજ્ઞાનને દર્શાવનારો ધોળો ન હતો, તેમ કેવળ ભક્તિને દર્શાવનાર લાલ ન હતો, પરતુ 'ભગવો' કહાય હતો" (અખાકૃત કાવ્યો પૃ ૨) નર્મદા

શકર આ મુખ્ય મતવ્યને આધારે પછી બીજુ અખા અગે ઘણુ કહી શકે છે એ જ્ઞાનીભક્તની "વાણીમા અનકારશાસ્ત્રની શોભા નથી, પરતુ અર્થચૈતન્ય ઘણુ વેગવાળુ છે વસ્તુત એ અર્થચૈતન્ય જ અખાના અનકારોને ક્રિયાશીન–ગતિશીન સ્વરૂપે નિરૂપે છે (અખો અને તેનુ કાવ્યજયતી વ્યખ્યાનો) વળી તેનામા ભક્તિનો જ્ઞાનનો અને વૈરાગ્યનો સમ્મર્દા અવિરોધ છે' (એજન) જોઈ શકાશે કે આ ન્યાયતોલન જરાય આવુપાછુ ન કરી શકાય તેવુ નિશ્ચિત છે નર્મદાશકરની શબ્દતત્ત્વ ચર્ચા અહીં મદદે આવીને બધા વિકપવાદોને શમાવી દઈ તેમના મતવ્યને નિર્વિવાદ બનાવી મૂકે છે

નર્મદાશકરનુ નાનુમોટુ કોઈ પણ વિવેચન આડુઅવળુ લખાયેનુ કે અનપઝનપ ગપવાળુ નહિ પણ સુબદ્ધ છે ઊડી સમજ અને વસ્તુપકડને પરિણામે મેળવેનુ પ્રભુત્વ વિવેચ્ય કૃતિની આતરિક નિરૂપણવ્યવસ્થા રચવામા તેમને મદદરૂપ થાય છે ઈશોપનિષદ્વાળા એક જ વિવેચનલેખની વ્યવસ્થાનુ નિરીક્ષણ કરતા, તેનો ખ્યાલ આવશે એ લેખમા, ઉપનિષદ્નુ શ્રૌત વાઙ્મયમા સ્થાન, વેદવેદાન્તનો ભેદ, ઉપનિષદ શબ્દનો યૌગિક અને રૂઢાર્થ ઈશ, કયે કારણે ઉપનિષદ્ અને કયે કારણે વેદાન્ત, તેની ઉત્પત્તિમા કારણોની સભાવના, તેનો રચનાકાળ, ભાવદૃષ્ટિએ તેનુ પૃથક્કરણ તેના અર્થાનુસારી છ વિભાગો, પ્રકરણ પ્રકરણાતર ને તેનુ રહસ્યદર્શન–આટના એક પછી એક મુદ્દા વડે તેનુ વિવેચન કર્યું છે

નર્મદાશકરે યોજેની આ આતર વ્યવસ્થામા તર્કસગત મુદ્દાઓ આવે, પૃથક્કરણ આવે તેમ સમન્વય પણ આવે વળી વર્ગીકરણ તુલના, આઘાતપ્રત્યાઘાતોની નોધ ને બનાવોની ચર્ચાવાળી ઐતિહાસિક દૃષ્ટિ, તેમ જ ન્યાયતોલન એ તમામ તેમના વિવેચનના રસાયણદ્રવ્યો છે

ઉપનિષદવાળા લેખમા યોજાયેલી પૃથક્કરણ પદ્ધતિ ઉપરાંત બીજા એવા કેટલાક લેખો છે કે જ્યાં નર્મદાશંકરે સાહિત્ય વિષયનું ધર્મ, તત્ત્વચિંતન અને સંસ્કૃતિની દૃષ્ટિએ નિરીક્ષણ કર્યું છે, ત્યાં તેના અલગ અલગ બનો બતાવવા માટે તેમણે પૃથક્કરણ પદ્ધતિ યોજી છે

પણ આનંદશંકરના આ શિષ્યજોડીદારની પદાર્થ વિશેની અખંડતાની સૂઝ તેમને સમન્વયદર્શન અર્થે ન પ્રેરે, તો નવાઈ! ગોવર્ધનરામ તેમના આદરણીય સાહિત્યકાર છે તેનું કારણ ગોવર્ધનરામની તેવી જીવનદૃષ્ટિને લેખી શકાય સમન્વયસાધનાના ગોવર્ધનરામના ઉદ્દેશ વિશે તેમણે અનેક પ્રસંગે કહ્યું છે "ગોવર્ધનભાઈનું ધર્મનું અધ્યયન એકદેશી ન હતું, પણ અનેકદેશી હતું તેમના ધાર્મિક વિચારોમા વૈષ્ણવ, શૈવ વેદાન્ત અને બૌદ્ધ, ખ્રિસ્તી વ અનેક સંપ્રદાયોના સિદ્ધાન્તોનો સાર પેઠેલો જણાય છે અને વ્યવહારધર્મ અને પરમાર્થધર્મની જીવનમા એકવાક્યતા કરવાનો તેમનો ખાસ ઉદ્દેશ જણાય છે" (સાહિત્ય પરિષદ વ્યાખ્યાન) વળી તેમના અનન્યશ્રદ્ધાભાજન ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યની ધર્મપ્રવૃત્તિઓને સમન્વયકારિણી ગણીને જ નર્મદાશંકર તેમને સેવેલા છે સમન્વયીકરણ અમુક અંશે દાર્શનિક શક્તિનું ફળ લેખી શકાય અને સમર્થોને પણ સહજોપલબ્ધ ન હોય તેમ છતા, નર્મદાશંકરનું માનસ તત્ત્વગ્રાહી હોઈ સમન્વયદૃષ્ટિવાળું છે જે શક્તિ આનંદશંકરને પણ સારી પેઠે ફળી હતી

નર્મદાશંકરની આ દૃષ્ટિ વિવેચનમા જુદે જુદે રૂપે સમન્વય-આકારો ધારણ કરે છે દયારામ ને અખામા તે તે કવિને વિશિષ્ટ રૂપે ઓળખવાનો તેમનો પ્રયાસ, પ્રત્યેકના ભિન્નભિન્ન તત્ત્વોને પકડવાનો ને એકરૂપે બતાવવાનો છે નર્મદાશંકરની તપવ્યાખ્યા, વેદોપનિષદની વ્યાખ્યાઓના સમન્વયરૂપે છે ધર્મ અને સાહિત્યસમન્વયના ઓરતા રસને પામેલી તેમની રુચિવાળું માનસવિધાન, એ પ્રમાણે વાગ્

ધરાવનારું છે. તત્ત્વચિંતનના એક લેખમાં તેમણે આ દષ્ટિપ્રેરણાથી બૌદ્ધદર્શનની વેદાંત ઉપર અસર દર્શાવવા સમર્થ પ્રયત્ન કર્યો છે.

વ્યવસ્થા રચનારી તેમની વિવેચના, સમન્વય-પૃથક્કરણ આદરે છે તેમ પૃથક્કરણની અંગરૂપ વર્ગીકરણ રીતિય અજમાવે છે. અખાના તત્ત્વચિંતનનું તેમ જ કાવ્યોનું વિષયદષ્ટિએ તેમણે વર્ગીકરણ યોજ્યું છે. બાળાશંકરવાળા વ્યાખ્યાનમાં તે કવિના સાહિત્યનું વર્ગીકરણ આવે છે. 'યોગિનીકુમારી'ના ઉપોદ્ઘાતમાં નૃસિંહાચાર્ય અને તેમના અનુયાયીઓના સાહિત્યનું વર્ગીકરણ આવે છે. તો વળી તેમાં છે પશ્ચિમની કથામાં આવતા ત્રણ સ્થાયી ભાવો અનુસાર વર્ગીકૃત કૃતિઓની નામાવલિ. ગોવર્ધનરામના પહેલા વ્યાખ્યાનમાં ગોવર્ધનરામે જૂની-નવી ભાવનાઓની વચ્ચેનો મધ્યમમાર્ગ પસંદ કરેલો અને તેના ઉદાહરણરૂપે તેમનાં અનેક પાત્રો વચ્ચેની અથડામણો વિચારવાથી, અને તેવી અથડામણોમાંથી જે ઉકેલ મળી રહે તે સમજવા જેવો છે, એમ કહી નર્મદાશંકરે,

| | | |
|---|---|---|
| વિષ્ણુદાસબાવા | — | નવીનચંદ્ર ( સરસ્વતીચંદ્ર ) |
| ચંદ્રાવલિ | — | મધુરી ( કુમુદ ) |
| જ્ઞાનભારતી | — | જાનકીદાસ |
| શાંતિદાસ | — | શંકાપુરી |

આ મુજબ જે પાત્રો મૂક્યાં તે નવીજૂની ભાવનાના વર્ગીકરણ હેઠળ છે.

નર્મદાશંકરનાં કેટલાંક ઐતિહાસિક દષ્ટિવાળાં સમર્થ વિવેચનોમાં, પૃથક્કરણ, વર્ગીકરણ, સમન્વયીકરણ ને સમ્યક્ તોલન એ શાખપાડોશી પ્રવૃત્તિ પ્રાધાન્ય ભોગવતી હોય છે. ઐતિહાસિક દષ્ટિથી ઉજ્જ્વલ એવો નવમી સાહિત્ય પરિષદવાળો લેખ આવી અનેક પ્રવૃત્તિઓથી અભરે ભર્યો છે. તે ઉપરાંત ગોવર્ધનરામ, બાળાશંકર અને મણિલાલ વિશેનાં વ્યાખ્યાનો તથા 'યોગિનીકુમારી'ના ઉપોદ્ઘાતમાં આવાં નિરૂપણો

દેશી તાણ" એ બંનેનું નિવારક બળ તે નૃસિંહાચાર્યનો સંપ્રદાય, તેમણે ગણ્યો છે.

આ ઐતિહાસિક નિરીક્ષણ દ્વારા નર્મદાશંકરે પોતાના અગ્રયાયી સમકાલીનોનું સુંદર ને વિશ્વસનીય મૂલ્યાંકન કર્યું છે. અને તેમાં ધર્મક્ષેત્રે નૃસિંહાચાર્ય તેમ સાહિત્યક્ષેત્રે ગોવર્ધનરામને સર્વોચ્ચપદ આપ્યું છે. અનેક પ્રસંગે તેમણે ગોવર્ધનરામને અને 'સરસ્વતીચંદ્ર'ને ભારોભાર અંજલિ આપેલી છે, તે તેમના પ્રત્યેનો આદર બતાવે છે. જાણે કે એક દૃષ્ટિવાળા લેખક અન્ય દૃષ્ટિસંપન્નને પારખે, મૂલવે, તેનાં તમામ ઉદ્ગમોને કળવા મથે ને એમ કરીને તેની મહત્તા પ્રત્યક્ષ કરી આપે તેવી આ બાબતે નર્મદાશંકરની પ્રવૃત્તિ રહી છે.

આ ઐતિહાસિક દર્શનમાં પરસ્પરતુલનાનું તત્ત્વ પ્રધાનપણે છે. મણિલાલ વિશેના વ્યાખ્યાન પ્રસંગે પ્રમુખપદેથી બ. ક. ઠાકોર નર્મદાશંકરની તુલનાશક્તિના સંદર્ભમાં ઉપસંહાર કરતાં કહે છે: "તુલના વગર સ્વતંત્ર વિચારણા નથી." એ દૃષ્ટિબિંદુ નર્મદાશંકરની અનેક તુલનાને લાગુ પાડી શકાય તેમ છે. તેમનાં લખાણોમાંથી જડી આવતી તુલનાઓ અનેક રીતે સમૃદ્ધ છે. બાળાશંકર–મણિલાલના વ્યક્તિત્વની ને તે બન્નેએ કરેલા ઉત્તરરામચરિતના અનુવાદોની, મણિલાલ–અખાના અદ્વૈતવાદની, ગોવર્ધનરામ–મણિલાલની વાણીની. સ્નેહમુદ્રા–હૃદયરુદિત શતકની, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, વેદધર્મ વ. ની દયારામના સંપાદન અંગે નર્મદ–ગોવર્ધનરામની, કવિ, પ્રણયી, ભક્ત વ. વિશેની, "લૌકિક–અલૌકિક" રતિની, કાવ્યશાસ્ત્ર–ધર્મશાસ્ત્રની, ભોજા, ધીરા, પ્રીતમ વ. સાથે કરેલી અખાની, કથા–નવલકથાના સ્વરૂપની અને અશ્વઘોષ–કાલિદાસ વિશેની: આમ અસંખ્ય તુલનાઓ શું સૂચવે છે? તેમની સૂક્ષ્મ તત્ત્વસૂઝ, સમતોલન બુદ્ધિ અને સ્વતંત્ર વિચારણાનો ઉદ્રેક. તુલનાનું સાહસ તો જ થઈ શકે.

આ બધાં વિવેચનને ઘટિત ઉપકરણો સહિત નર્મદાશંકરની સંસ્કૃત કાવ્યશાસ્ત્ર અને વિવેચ્ય કૃતિના પ્રકારોની અભ્યાસસજ્જ પૂરી છે, જે તેમનાં સાહિત્ય ઉપરાંત ધર્મવિષયક કૃતિઓના અવલોકનોમાં હાજર હોવાથી તેમના સાહિત્યરસને નિર્દેશે છે. "કચાંત કવિ," "દિવ્યનાદ શ્રવણ" "સ્નેહમુદ્રા," "દયારામની કવિતા," "પ્રતિમા દશરથ" નાટક તથા "ત્રિભુવનવિજયી ખડ્ગ"નાં વિવેચનોમા એ સજ્જતા જોવા મળશે.

આ સજ્જતાની સાથે સાથે નર્મદાશંકરની ન્યાયતોલનવૃત્તિ વિવેક–તાટસ્થ્યવાળી તેમ જ નિખાલસ નિર્ભીક છે. તેમણે પ્રાચીન, મધ્યકાલીન અને પોતાની આગળ પાછળના સમકાલીનો વિશેનું કમોટીપૂર્વકનું ન્યાયતોલન કરેલું છે. તેમાંયે સમકાલીનો વિશેનું મતદર્શન એ સામાજિક દૃષ્ટિએ કેવી નાજુક બાબત છે, તે સમજનાએ તો નર્મદાશંકરે ગોવર્ધનરામ જેવી વિભૂતિનું કરવેલું મર્યાદાદર્શન કે દયારામ, મણિલાલ તેમ જ બાળાશંકરનાં દૂષણો સહિતના વ્યક્તિત્વનું સમભાવી દર્શન, બનેનું મહત્ત્વ સમજાશે. દયારામ, બાળાશંકર તથા મણિલાલના ઉજ્જવલ પાસાંની પડખે જ તેમની મર્યાદાઓ મૂકીને તેમણે સહાનુભૂતિથી જોયેલું છે અને તેમ છતાં તત્સંબંધિત સત્યને કયાંય અળપાવા દીધુ નથી. ગોવર્ધનરામ જેવી સત્ત્વપૂર્ણ વ્યક્તિ, ખમતીધર સાક્ષર ને તેમની સદ્ધર કૃતિના તેમણે યોગ્ય રીતે મોં ભરીને વખાણ કર્યાં છે, તેમ 'સરસ્વતીચંદ્ર' વિશેની મર્યાદા પણ સૂક્ષ્મપણે બતાવી છે અને "દયારામના અક્ષરદેહ"ના ગોવર્ધનરામે કરેલા સંપાદન વિશેની કચાશ બતાવતાં અચકાયા નથી. કેવલાદ્વૈત, જ્ઞાનશાસ્ત્ર અને યોગશાસ્ત્ર વિશેનો ગોવર્ધનરામનો પરિચય દયારામની કવિતાને સમજવામાં પ્રતિકૂળ નીવડયો, તે એક નહિ પણ બબ્બે રૂપકોથી સમન્વય છે. તે રૂપકોની ચિત્રાત્મક મનોહરતા જે નર્મદાશંકરની ગંભીર વિવેચનાનું રસિક, જીવંત, લક્ષણ છે, તેમાંની એક તો વિનોદી દોઈ ખાસ જોવા જેવી છે.

"જેમ ગગાજી શિવની મૂર્તિને માથે જોઈએ, તેને બદલે ચરણ આગળ કોઈ બેસાડે અને જેવી વિકૃત ભાવના ઊભી થાય તેવી રીતે પાતજલ યોગના જગમ સાધુના કડા કવિની સુદર મૂર્તિને પહેરાવવામા આવ્યા અને વિચિત્ર અક્ષરદેહ ઊભો થયો" (ઉપોદ્ઘાત દયારામનુ આતરજીવન–પૃ ૨૭) નર્મદાશકરના આ અને આવા, અનેક ને અવનવીન ને ક્યારેક સવીગત રૂપકોથી, તેમના વિવેચનને ચોટ અને સાહિત્યરસિકતાનો લાભ મળ્યો છે આ લખતા પણ, તેમના વિવેચનોમા વેરાયેલા વિષયોચિત અનેક સુદર રૂપકો પ્રસ્તુત થાય છે, જે વિસ્તારભયે અહી ધરી શકાતા નથી આ રૂપકશૈલી તે આનદશકર, ગોવર્ધનરામ વ તે કાળના અનેક સાક્ષરોની વિશિષ્ટતા હતી

આપણે નર્મદાશકરના નિખાનસ ન્યાયતોલનની વાત કરતા હતા તે વિશે તે કાળને લગતી એક વિગત મૂકવાની છે મણિલાલના ઉજ્જવલ પાસાના સમર્થનમા વ્યાખ્યાન પ્રસગે નર્મદાશકર કહે છે

"આનદશકરભાઈ જેવા પણ મણિભાઈની વિદ્યામા મુગ્ધ હતા જોકે તેઓ પૂરા પરીક્ષક હતા આનદશકરભાઈનો હુ શિષ્ય હોવા છતા તેમનુ હાર્દ જેવુ જોઈએ તેવુ સમજી શકતો નથી, તોપણ તેમની પરીક્ષકવૃત્તિ એવી ઝીણી છે કે મણિભાઈમા સત્ત્વ ન હોય તો તેમને તે મિથ્યામાન આપે તેવા ન હતા"

અહી સ્નેહપૂર્વક આનદશકર વિશેના આદરભાવથી અને છતા સહેજ તેમની ટીકાથી, તેમણે મણિલાલ વિશેના પોતાના મતવ્યને આનદશકરનુ સમર્થન મેળવી આપ્યુ, અને તે બન્ને સાક્ષરો વિશે અભિપ્રાયે એકીસાથે આપ્યો

નર્મદાશકરે કેટલાક અર્વાચીન પુસ્તકો સપાદનો વિશે અગ્રેજી વર્તમાનપત્રોમા અવલોકનો કર્યા છે તેમા પણ તેમની વિવેચનની એવી જ ધાર વરતાય છે અન્ય વિવેચનોની જેમ પ્રસ્તુત અવલોકનો

પણ સૂક્ષ્મતાથી ઔચિત્યથી ને ગૌરવપૂર્વક, તેમના જ અન્યત્ર યોજાયેના શબ્દમા "સર્ચલાઈટ"થી લેવાયેના છે તેમ છતા, દયારામના વિવેચનપ્રસંગે તેમણે યોજેના શબ્દો જો તેમને લાગુ પાડીએ, તો એક દરે તેમને "સહૃદય" વર્ગના–ગુણપક્ષપાતી–વિવેચક ગણવા જોઈએ

નર્મદાશકર વિશે એક દર છાપ પડે છે સામર્થ્યની વિવેચ્ય કૃતિની મૂનગ્રાહી પકડ, તે વિશે બૌદ્ધિક અભિગમ ને સ્વચ્છ સ્પષ્ટ વિચારણા, સસ્કૃત તેમ જ શિષ્ટ સાહિત્યની જાણકારી તથા ધર્મ, તત્ત્વચિંતન વ "શાસ્ત્રસિદ્ધાતમા નિપુણ મતિ," આ સામર્થ્ય પાછળ ખડા ઊભા છે શ્રીમનૃસિંહાચાર્યે તેમને "વેદાતમાર્તન્ડ"ની ઉપાધિ આપેલી તે તેમની તે વિષયે અસાધારણ સમજને કારણે તેમનું તીવ્ર જ્ઞાનજિજ્ઞાસામાથી પ્રાદુર્ભૂત પ્રભુત્વ જોતા, "સ્વપ્નવાસવદત્તા" નાટકના સપાદક ડૉ લક્ષ્મણસ્વરૂપ વિશે તેમણે જ વાપરેલા વચનો તેમને અર્થે સાભરે

" his thoroughness and familiarity with all the sources of information on the subject matter an eminent scholar, but a critic of great merit" (—Indian Daily Mail માથી)

એવા નર્મદાશંકરની તુલના, સહજપણે તેમના યુગના બે સાક્ષરો જોડે કરવાનુ સૂઝે એક આનદશકર, બીજા ગોવર્ધનરામ જોડે. ગોવર્ધનરામનો જીવનદર્શનનો આદર્શ અને ધમચિતન પરથી વિકસવા પામેલો અભિગમ નર્મદાશકરને માન્ય હતો પણ નર્મદાશકરનું સવિશેષ સામ્ય તો આનદશકર સગે જ જોઈ શકાય અને તે આપણે વખતોવખત કરતા આવ્યા છીએ, તેમા એક વિગત ઉમેરીએ કૃતિના રસિક અર્થઘટનની લોકપ્રિય વાર્તિક શૈલીના અનેક લખાણો આનદશકરે આપ્યા છે તેને અનુસરી નર્મદાશકરે પણ ગુરુપુત્ર શ્રી. ઉપેન્દ્ર–

ચાર્યના 'દિવ્યનાદ શ્રવણ' કાવ્યનું સુંદર વાર્તિક લખ્યું છે. રસ-દૃષ્ટિએ તે કૃતિનું પૃથક્કરણ કરતાં ને તેનો યોગદૃષ્ટિએ ભાવાર્થ સ્ફુટ કરતાં, તેમણે કૃષ્ણની મોરલીની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કહેલાં છે ત્યાં મોરલીના લયનો ભાવ નથી, પરંતુ સચરાચર જગત પગનો અદ્દ્ભુત પ્રભાવ જણાય છે. નર્મદાશંકરની આ નજીવી સરતચૂક પાછળ પણ આપણા ધર્મચિંતનની તેમની નિપુણતા તેમને તેવો અર્થ ઘટાવવા તરફ વાળી ગઈ હોય તેમ જણાય છે. પણ તે સિવાય, એ તેમનું સમૃદ્ધ વાર્તિક છે

સામાન્ય રીતે, આનંદશંકર અને નર્મદાશંકર બન્ને તત્ત્વચિંતકો અને પંડિત વિવેચકો છે. છતાં તેમની વચ્ચે ફેર આટલો ને નાભિંક. નર્મદાશંકર પ્રખર પંડિત છે ને તેથી સાહિત્ય-વિવેચક કરતાં તેઓ વિશેષે ધર્મચિંતક પર્યેષક રહ્યા છે તેમની વિવેચનામાં આ અસાધારણ જ્ઞાનની સખ્તાઈ પેલી રૂપકશૈલીના સાહિત્યરાગથી રંગાયસ્સાય છે, ત્યારે હૃદ્ય બને છે, જ્યારે આનંદશંકર કંઈક રસિક લલિત પ્રકારના પંડિત અને તેથી જેટલા તેઓ તત્ત્વચિંતક તેટલા જ સાહિત્યવિવેચક પણ ખરા અને તેમની શૈલીયે ભાવનાની સુગંધથી ફોરતી હળવી લાગે છે. નર્મદાશંકરની વિવેચનશૈલી વિશે એટલું કહી શકાય કે પ્રખર પાંડિત્યવાળી છતાં તે સરળ ને પ્રાસાદિક છે સંસ્કૃત ને પારિભાષિક સાજવાળી છે અને જ્ઞાનભર છતાં ક્લિષ્ટ તો નથી જ

ગુજરાતી વિવેચકોની હારમાં નર્મદાશંકરનું સ્થાન ક્યાં? આપણે ત્યાં કેટલાક સર્જક વિવેચકો, કેટલાક કેવળ વિવેચકો અને કેટલાક તત્ત્વચિંતક વિવેચકો છે. તેમાંથી દેખીતી રીતે નર્મદાશંકર ત્રીજા પ્રકારમાં પડે છે ને તેથી તેમના વિવેચનને વેધકતાવ્યાપકતાનો બેવડો ફાયદો થયો છે

નર્મદાશંકરનું ગુજરાતી વિવેચનાને પ્રદાન શું? તણ બાબતે.

* જુઓ મહાકાવ્ય—પૃ. ૧૮, સને ૧૯૦૬

એટ, મધ્યકાલીન ગુજરાતી કવિઓ જેવા કે અખા, દયારામ, વ ર્તુ નિશ્ચિત ને છેવટનુ મૂલ્યાંકન બીજુ સમર્થ અર્પણ તે પોતાના સમયના સમર્થ સાહિત્યકારોનુ તેમ જ તેમના સંપ્રદાય આચાર્ય વ ના સાહિત્યનુ યુગબળોના પરિવેશ (Setting)મા કરેલુ નિરીક્ષણ ત્રીજુ તેમના વિવેચનમા સમગ્ર બનેલી તેમની ધર્મતત્ત્વવિચારણા જાણે કે એ તત્ત્વના અનુસંધાનમા જ તેઓ સાહિત્યપ્રદેશે વિવેચનઅર્થે વિચરતા ન હોય। તેમના એ ચિંતનને અવકાશ મળે તેવી જ કૃતિઓ અને કર્તાનુ વિવેચન તેઓ પસંદ કરે છે, કારણ ધર્મતત્ત્વચિંતન એ તેમની પ્રધાન લેખનલીલા છે અને વિવેચનને અમુક અંશે તત્ત્વચિંતન જોડે નાતો છે પણ ખરો જો નર્મદાશંકર વિશે ચોક્સાઈપૂર્વક વિધાન કરવુ હોય તો, સાહિત્ય-વિવેચન એ તેમના તત્ત્વચિંતનનુ લાભ્યસ્વરૂપનુ વિનસન છે *

# વિદ્યાવ્યાસંગી શ્રી નર્મદાશંકરભાઈ

## ડૉ. કુ. એસ્તર સોલોમન

શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતાના હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસ'નુ સંપાદન કરવાનુ સદ્ભાગ્ય મને સાંપડ્યુ છે તેથી આ પ્રસંગે તેમને અંજલિ અર્પણ થઈ રહી છે તેમા હુ પણ મારો સૂર પુરાવવાની ધૃષ્ટતા કરુ છુ

શિક્ષણેતર ક્ષેત્રમા પડેલા અનેક વિદ્વાનોએ ભારતીય વિદ્યાઓ અંગે અભ્યાસપૂર્ણ ગ્રંથો રચી અમરત્વ પ્રાપ્ત કર્યુ છે શ્રી નર્મદાશંકર મહેતાનો પણ આવો જ વિદ્યાવ્યાસંગ હતો તેમનો વ્યવસાય

* અભ્યાસ અર્થે નર્મદાશંકરભાઈના અપ્રગટ અને છૂટા લેખો તેમના ખાનગી સંગ્રહમાથી એકત્ર કરી સુવિધા કરી આપનાર તેમના પુત્રવધૂ સૌ વસુમતીબહેન યશોધરભાઈની આભારી છુ

મુલ્કી અમનદારનો હતો, જેમા પણ તેમણે જ્ઞાન અને નિષ્ઠાને બળે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી સાથોસાથ તેમણે વિદ્યાની નિરન્તર ઉપાસના ચાલુ રાખેલી જેના ફળરૂપે આપણને કેટલાક ઉપયોગી ગ્રંથો પ્રાપ્ત થયા છે, જેવા કે—

(i) Vedanta Siddhantabheda— An account of the doctrinal differences among the various followers of Sankaracharya (completed 1896) ૧૮૯૪ના સુજ્ઞ ગોકુળજી ઝાના વેદાન્તનો ઇનામી નિબધ,

(ii) સદાનન્દ કાશ્મીરકકૃત અદ્વૈતબ્રહ્મસિદ્ધિ (પૃ ૧–૧૭૬—બી ઈ સી)નો અગ્રેજી અનુવાદ–૧૮૯૮ના સુજ્ઞ ગોકુળજી ઝાના વેદાન્તનો ઇનામી નિબધ

(iii) Evolution of the Conception of Pranava (1916),

(iii) Hindu Eugenics (1919)

(iv) હિદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ (પૂર્વાર્ધ, ૧૯૨૪, ઉત્તરાર્ધ ૧૯૨૫),

(v) The Influence of Buddhism on Vedanta (1925),

(vi) Bhagvad Geeta— An Exposition on the basis of Psycho-philosophy and Psycho-Analysis by Vasant G Rele (1928) નો ઉપોદ્ઘાત,

(vii) Introduction to Pancikaranam (1930),

(viii) શાક્તસપ્રદાય—તેના સિદ્ધાન્તો, ગુજરાતમા તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર અસર (૧૯૩૨)

(ix) ઉપનિષદ્ વિચારણા (૧૯૩૨)

આમાના કેટલાક વિષે લખવા પ્રેરાઉ છુ સુરત ગોકુળ ઝાના વેદાન્ત પ્રાઇઝ માટેનો 'વેદાન્તસિદ્ધાન્ત ભેદ' નિબંધ તેમણે ઈ. સ ૧૮૯૬મા પૂરો કર્યો ત્યારે તેઓ રેવન્યુ ખાતામા નવા જ જોડાયેલા હતા કલ્પી શકાય છે કે કેટના કામ અને પ્રતિકૂળ સન્જોગો વચ્ચે આ વિદ્યાતપ તેમણે આચર્યું હશે આ નિબંધને ઇનામ મળ્યુ અને શ્રી આર જી ભાડારકર અને શ્રી એ વી કાથવટે જેવા વનિક પરીક્ષકોએ તેની મુક્ત કઠે પ્રશસા કરી છે અને કોઈ નોધપાત્ર ત્રુટિનો નિર્દેશ કર્યો નથી અપ્પય્યદીક્ષિતના સિદ્ધાન્તલેશસગ્રહને આધારે આ નિબંધ અગ્રેજીમા તેમણે તૈયાર કર્યો હતો અને એ સિદ્ધાન્તલેશસગ્રહના અભ્યાસમા પૂર્ણ રૂપે માર્ગદર્શક બની રહે છે સન ૧૮૯૯ના વર્ષના એ જ ઇનામ માટે શ્રી મહેતાએ સદાનદ કાશ્મીરક કૃત અદ્વૈતબ્રહ્મ સિદ્ધિ (પૃ ૧–૧૭૬–Bibliotheca Indica Series)નો અગ્રેજી અનુવાદ તૈયાર કર્યો તેની પ્રસ્તાવના ઉપયોગી અને માહિતીપૂર્ણ છે, અને દરેક પ્રકરણને અન્તે આપેલા ટિપ્પણ વિદ્વત્તાપૂર્ણ છે અને ઝીણવટપૂર્વક કરેલા અભ્યાસની સાક્ષી પૂરે છે ટિપ્પણોમા શ્રી મહેતાએ પાઠાન્તરોનુ વિવેચન પણ સ્થાને સ્થાને કર્યું છે

'હિદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' અને 'The Influence of Buddhism on Vedanta' જેવા ગ્રથો પરથી જોઈ શકાય છે કે શ્રી નર્મદાશકર મહેતાએ ભારતીય તત્ત્વચિન્તનનો અભ્યાસ તટસ્થ અને સમતાની દૃષ્ટિએ કર્યો હતો ભારતીય તત્ત્વચિન્તનની ત્રણ મુખ્ય વિચારધારાઓ—વૈદિક, બૌદ્ધ અને જૈન, તેમને અલગ અલગ અને જાણે તદ્દન જુદા જુદા વાડામા ઉદ્ભવેલી અને ઊછરેલી માનવાની ભૂલ તેમણે કરી નથી ચિન્તનના ક્ષેત્રે તગ વાડા હોઈ શકે નહી, અને તેથી જ તે વિકસી શકે છે કોઈ પણ ભારતીય દર્શનનો વિચાર તેને બીજા દર્શનથી અલગ રાખીને કરી શકાય જ નહી. દર્શનોની પરસ્પર અસર શ્રી નર્મદાશકર મહેતાએ સાચા અભ્યાસી તરીકે પારખી લીધી છે અને તેનુ નીડર પ્રતિપાદન કર્યું છે આજેય એવા

વિદ્વાનો છે જે બૌદ્ધ કે જૈન તત્ત્વચિન્તનની કોઈ અસર વૈદિક પરંપરા પર હોઈ શકે એ વાત માનવા તૈયાર નથી અને હઠપૂર્વક પોતાના સંકુચિત દૃષ્ટિબિંદુને પકડી રાખે છે બીજી બાજુએ એવા પણ એકાન્તવાદીઓ છે જે બુદ્ધ કે મહાવીરના તત્ત્વચિન્તન પર વૈદિક વિચારોનો પ્રભાવ માનવા તૈયાર નથી ભિન્ન ભિન્ન વિચારસરણીઓ પ્રાચીનતમ કાળથી ઉદ્ભવેલી અને એ બધી એકબીજા પર અસર કરતી કરતી પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ટકાવી રહી છે આમાં જ સાચો વિકાસ રહેલો છે ખંડન કરવા માટે પણ ઈતર દર્શનનો સૂક્ષ્મ અભ્યાસ કરવો પડે અને એમાં જે કાંઈ સારું કે યુક્તિયુક્ત મળી જાય તેને ચિન્તકે સ્વીકારવું જ રહ્યું તત્ત્વચિન્તન, ન્યાય વગેરે ક્ષેત્ર સ્વચ્છ આંખવાળો પરીક્ષક આ બરાબર જોઈ શકે છે અને બતાવી શકે છે શ્રી નર્મદાશંકર મહેતાએ લખ્યું છે કે "બ્રાહ્મણોના, બૌદ્ધોના અને જૈનોના વિચારોનો જેઓ સમન્વય કરી જાણતા નથી તેને મારી અલ્પ મતિ તત્ત્વજ્ઞ કહી શકતી નથી પરન્તુ ધર્માન્ધ કહે છે" (હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ બીજી આવૃત્તિ ૧૯૬૨—લેખકની મૂળ પ્રસ્તાવના, પૃ ૨૩) આ વિશાળ દૃષ્ટિ તેમના લખાણમાં સર્વત્ર દેખાય છે

શ્રી નર્મદાશંકર મહેતાનું તન્ત્રશાસ્ત્રનું જ્ઞાન ઘણું ઊંડું હતું અને તેના પરિપાકરૂપે 'શાક્ત સંપ્રદાય તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર અસર' એ પુસ્તક પ્રાપ્ત થયું છે તંત્રશાસ્ત્ર વિષે હજુ પણ ઘણી ગેરસમજ પ્રવર્તે છે આ વાતને ધ્યાનમાં લઈને આ પુસ્તકમાં શાક્ત સંપ્રદાય અંગે મનનીય વિવેચન કરવામાં આવ્યું છે શક્તિવાદ બધા ધર્મોમાં કેવી રીતે પ્રસર્યો તેનું પણ સંશોધન આ ગ્રંથમાં કર્યું છે શાક્તસંપ્રદાયને લગતો ગુજરાતનો ઇતિહાસ અને શાક્ત સંપ્રદાયને લગતું ગુજરાતી સાહિત્ય—એ બે પ્રકરણ શ્રી મહેતા કેવળ પ્રાચીન યુગમાં રાચતા વિદ્વાન નહોતા પણ એ જ્ઞાનને વર્તમાન યુગ સાથે સાંકળી આપનાર અભ્યાસી હતા એ વાતની સાક્ષી પૂરે છે વેદકાળથી માંડીને શક્તિ

વાદનો ઇતિહાસ આ ગ્રંથમાં મળે છે.

'ઉપનિષદ્ વિચારણા'માં ઉપનિષદો અંગે તેમણે સર્વાંગી નિરૂપણ કર્યું છે—ઉપનિષત્ સાહિત્ય, તેનું વર્ગીકરણ, ઉપનિષત્-કાળ વગેરે વગેરે. પણ આ બધામાં ધ્યાન ખેંચે તેવા પ્રકરણ ઉપનિષત્કાલીન ચિન્તકો અંગેના છે. વૈદિક ઋષિઓનો આ પ્રકારનો અભ્યાસ ભાગ્યે જ થયો છે. પ્રત્યેક ઋષિ વિશે વેદથી શરૂ કરીને પુરાણાદિ ગ્રંથોમાં જે માહિતી મળતી હોય તેનો સમન્વય કરવાથી એ ઋષિના વ્યક્તિત્વ, દર્શન વગેરે અંગે વધારે સાચો ખ્યાલ આવી શકે. આ પ્રકારનું દિશાસૂચન આ ગ્રંથમાં મળી રહે છે. ઔપનિષદ તત્ત્વચિન્તનનો અભ્યાસ પણ આ ગ્રંથમાં મૌલિક રીતે થયો છે.

'હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસ'નું યથાયોગ્ય મૂલ્યાંકન શ્રી રસિકલાલ પરીખે કર્યું જ છે તેથી અત્રે કશું લખવાનું પ્રાપ્ત થતું નથી.

શ્રી નર્મદાશંકર મહેતા ગમે તે વિષય પર લખવા પ્રવૃત્ત થયા હોય તેમાં તેમના પાંડિત્યે અનેક રંગ પૂર્યા છે એ નિર્વિવાદ છે. તેઓ સાચા અર્થમાં તત્ત્વજ્ઞ હતા અને જીવન અને ઇતિહાસના પ્રત્યેક પાસાને જોડનારી કડીઓ પર તેમની નજર તરત જ સ્થિર થતી. વળી તેમની દૃષ્ટિ તટસ્થ અને સમતાપૂર્ણ છે તેથી તેમના ગ્રંથો શ્રદ્ધેય તરીકેની છાપ પાડે છે.

## પ્રતિભાશાળી અમલદાર

### શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ

અમારું પ્રથમ મિલન સને ૧૯૧૩માં વિચિત્ર સંજોગોમાં થયેલું. હું ૧૯૧૦થી ૧૯૧૪ લાહોરમાં ફોર્મન ક્રિશ્ચિયન કૉલેજમાં રસાયન વિદ્યાના પ્રાધ્યાપક તરીકે કામ કરતો. ૧૯૧૨ના ઓક્ટોબરમાં મારે અમદાવાદ આવવાનું થયું. તે વખતે સ્ટેશનથી ઘેર જતાં હું એક



દી. બ. નર્મદાશંકર મહેતા

જન્મ ૨૩-૮-૧૮૭૧ અવસાન ૨૦-૩-૧૯૩૯

સત્રામમા બેસીને જતો હતો ત્યારે અમદાવાદ મ્યુનિસિપાલિટીના પાયકૂવાના નાકાના જકાતી અધિકારી સાથે મારે મતભેદ પડ્યો અને તેથી અમદાવાદ મ્યુનિસિપાલિટીના મુખ્ય અધિકારી શ્રી નર્મદાશંકરભાઈને મળવાનો પ્રસંગે પડ્યો તેમની સ્પષ્ટ અને નિખાલસ વૃત્તિ તેમજ સમજશક્તિથી અમારા મતભેદનુ તરત જ સમાધાન થયુ. તે પ્રસંગે લાહોર, પંજાબ, દિલ્હી અને કલકત્તાના મારા પ્રવાસની વાતો થઈ અને અખિલ ભારતીય હિસાબ ખાતાની પરીક્ષા મે આપી હતી અને આવતા માસમા મારા પરિણામ વિષેની વાત પણ મે કરી હતી તે વખતે તો શ્રી નર્મદાશંકરભાઈનો લાંબો કોટ અને દક્ષિણી ફેટો એ પહેરવેશની છાપ મારા મન પર પડી હતી અને તેમના મુખ ઉપર એક ચારિત્ર્યવાન વિદ્વાનની પ્રતિભા દેખાતી હતી હુ પોતે પ્રોફેસર તરીકે હેટ પહેરવાનો શોખ કરતો હતો, પરંતુ સોનાની કિનારીવાળો એમનો ફેટો મને ગમી ગયો હતો ત્યારપછી મારી પરીક્ષાનું પરિણામ જ્યારે બહાર પડ્યુ ત્યાર પછી મને મુંબઈમા સરકારના આસિસ્ટન્ટ એકાઉન્ટન્ટ જનરલનો હોદ્દો માર્ચ ૧૯૧૧મા મળ્યો ત્યારે તેમના અભિનંદનના પત્રથી અમારો સબધ ગાઢ થતો ગયો

તેમનુ જીવન, વાચન લેખન અને વર્તન ગુજરાતના એક ચિરસ્મરણીય ગૃહસ્થ તરીકે તેમનુ નામ અમર રાખશે તેમનો જન્મ ઈ સ ૧૮૭૧મા એટલે તેઓ મારાથી પાચ ૭ જવર્ષે મોટા પરતુ તેમનો વિદ્યાભ્યાસ, ખાસ કરીને સસ્કૃતમા, ઉજ્જ્વળ અને યશસ્વી હતો વડોદરા કોલેજમા બી એ પાસ થઈને ભાઉદાજી સસ્કૃત ઇનામ પ્રથમ કક્ષામા લીધુ તેમનો વેદાતનો શોખ એટલો સમગ્ર અને દૃઢ હતો કે સુરત ગોકુળજી ઝાલા વેદાન્ત ઇનામ તેમણે બે વાર લીધુ એક ૧૮૯૪મા, બીજી વાર ૧૮૯૯મા ૧૯૦૮મા ડેપ્યુટી કલેક્ટર થયા અમદાવાદમા મ્યુનિસિપાલિટીના મુખ્ય અધિકારી તરીકે સુદર કામ કર્યું ૧૯૧૮–૧૯મા હુ સાન્તાક્રુઝમા રહેતો હતો અને તેમના

મેળાપમા આવવાનો લાભ મળતો તેમના અમદાવાદના મિત્રો તેમને અમદાવાદ મ્યુનિસિપાલિટીમા બીજી વાર લઈ ગયા ત્યા તેમની પ્રતિષ્ઠા દિનપ્રતિદિન વધતી ગઈ અને તેઓશ્રી પાછા મુબઈમા ૧૯૨૪ થી ૧૯૨૯ સુધી મુબઈ મ્યુનિસિપાલિટીમા પ્રતિભાશાળી ડેપ્યુટી કમિશ્નર અને ૧૯૩૧મા મ્યુનિસિપલ કમિશ્નરના હોદ્દા ઉપર નિમાયા તેજ વર્ષમા તેમને દીવાન બહાદુરનો ઇનામ મળ્યો ત્યારપછી પણ ખભાતના દીવાન તરીકે ત્રણ વર્ષ કામ કરીને ૧૯૩૪માં નિવૃત્ત થયા

શ્રી નર્મદાશકરભાઈ ગુજરાતી સાહિત્યમડળમા અને ખાસ કરીને સસ્કૃત સાહિત્યના લેખક, અનુવાદક, ટીકાકાર અને વિવેચનકાર તરીકે પ્રસિદ્ધ છે તેમના સસ્કૃત અગ્રેજી અને તત્ત્વજ્ઞાન વિષયોની ખ્યાતિ એટલી સુદૃઢ હતી કે તેમને ગુજરાતી સાહિત્ય પરિષદના તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ ચૂટવામા આવ્યા હતા એમના વેદાતી વિચારો અને નીતિમય જીવનનુ તથા સશોધન વિચાર, અને ધર્મદર્શનના વિષયનુ શુભ સ્મારક થાય તો હુ તો તેમના એક જૂના સરસ્વતીપૂજક મિત્ર તરીકે પ્રસન્ન થઈશ

## સૌજન્યમૂર્તિ શ્રી. નર્મદાશંકરભાઈ

### શ્રી રવિશંકર મ. રાવળ

પ્રથમ મે તેમને બહુ દૂરથી જોયેલા ૧૯૨૦ના અરસામા ડૉ જેમ્સ કઝિન્સે નેશનલ એજ્યુકેશનનો સદેશ પ્રવર્તાવવા અદ્યારથી કરાચી સુધીનો પ્રવાસ કરેલો તે વખતે અમદાવાદમા તેમના રોકાણ દરમિયાન તેમના કેટલાક પ્રવચનો ગોઠવાયેલા તેમા ગુજરાત સાહિત્ય સભા તરફથી રવિવારે સવારે પ્રેમાભાઈ હૉલમા તેમનુ એક વ્યાખ્યાન થયેલુ આ ગ્રેજી વ્યાખ્યાતાને અગ્રેજીમા સાચો પૂરક જવાબ આપી શકે એવી વ્યક્તિની પ્રમુખપદે વરણી કરવા માટે સભ્યોને તુરત

નર્મદાશંકરભાઈનું નામ પહેલું જીભે આવ્યું. એ સભામાં ડૉ. કઝિન્સે ચાલુ કેળવણીએ વિદ્યાર્થીઓને રાષ્ટ્રના ભવ્ય ભૂતકાળ અને ભાવનાઓથી કેટલા વંચિત રાખ્યા છે તે કવિત્વભરી વાણીમાં સમજાવ્યું. અંગ્રેજી વાણીનો સુંદર પ્રસાદ મળ્યા પછી કોઈપણ હિંદીને તેની બરોબર વિચાર અને વાક્છટા પ્રદર્શિત કરવાનું મુશ્કેલ જ બની રહે તે વખતે શ્રી નર્મદાશંકરભાઈએ તેમના અંગ્રેજી ભાષા પરના કાબૂ અને સંસ્કારી વિચારસરણીથી સૌને મુગ્ધ કર્યા હતા. વચ્ચે વચ્ચે સંસ્કૃત શ્લોકોના ઉલ્લેખ કરતા ત્યારે સંસ્કૃત ઉચ્ચારમાં કેવો રુચિર રણકો છે તેનું પણ ભાન કરાવતા. તેમણે તેમના કથનમાં કહ્યું કે ગુજરાતમાં શિવનું સોમનાથરૂપે પૂજન થાય છે અને તેથી ગુજરાતની પ્રજાની સહજ પ્રકૃતિ સૌમ્ય છે. ડૉ. કઝિન્સે પણ એક વિરલ વિદ્વાન પ્રમુખ સ્થાને હતા તેનો સંતોષ જાહેર કર્યો હતો.

ડૉ. હરિપ્રસાદને સરકારી નોકરી કરનારા તરફ કંઈક કટાક્ષ રહેતો. આ સરકારભક્તો જ ગાંધીજીના કાર્યમાં અને દેશભક્તિમાં અંતરાયરૂપ છે એમ કહેતા પણ નર્મદાશંકરભાઈનું નામ આવે ત્યારે ડોલી ઊઠતા કે ગુજરાતી ભાષાનું સાચું સ્વરૂપ અને ગૌરવ આનંદશંકરભાઈ અને નર્મદાશંકરભાઈની વાણી સાંભળો ત્યારે જ સમજાય.

સમય વીત્યો, તેઓ અમદાવાદની નોકરીમાંથી નિવૃત્ત થઈ ખંભાતના દીવાન થયા ત્યારે ગુજરાત સાહિત્ય સભાએ અમદાવાદ ઉપર શ્રી રત્નમણિરાવ પાસે આકરગ્રંથ તૈયાર કરાવ્યો તેની સફળતા જોઈ તેમણે ખંભાત રાજ્ય તરફથી ખંભાત વિશે એક સંશોધનપૂર્ણ ગ્રંથ તૈયાર કરવાનું શ્રી રત્નમણિરાવને સોંપ્યું. રત્નમણિરાવના આવા મંડળમાં હું ઘણા સમયથી જોડાયો હતો અને તેમની સાહિત્ય તેમજ સંશોધન પ્રવૃત્તિમાં સવિશેષ રસ લેતો થયો હતો. તેમના અમદાવાદના ગ્રંથ માટે ચિત્રો, ફોટોગ્રાફો, આલેખો અને સુશોભન માટે અમે મહિનાઓ સુધી સાથે મથામણો કરી હતી. ખંભાતના ગ્રંથનું કામ લેતાની સાથે રત્નમણિરાવે મને સાથે જ વરણ્યો.

ખભાતના ગ્રથ માટે હુ તેમની સાથે બેચાર વાર ખભાત ગયો હોઈશ ગન્યનુ કામ ટોનાથી અમારો મુકામ સરકારી ઉતારામા રહેતો પણ સાજના કચેરીમાથી તેઓ વેર પહોચી અમને તેડાવી લેતા અને ગ્રથ વિશે શુ શુ કામ થયુ છે તેની ચર્ચા કરતા અમે ખભાતના નગરા વગેરે પુરાતન સ્થળો જોયા મારા વિદ્યાર્થી ભાઈ જશન મહેતાને સાથે રાખી અનેક ફોટોગ્રાફો તૈયાર કરાવ્યા રાજમહેલની લાયબ્રેરીમાથી જૂના પુસ્તકો, છબીઓ વગેરે જોઈ નાખ્યા હસ્તાલેખોની નકલો મેળવી શ્રી રત્નમણિરાવની સર્વગ્રાહી બુદ્ધિએ તેમાથી ખભાતના ઇતિહાસનુ પ્રમાણભૂત ગ્રથસર્જન કર્યુ અમારી સાજની મુલાકાત દરમિયાન નર્મદાશ કરભાઈ તેમના સ શોધનકાર્યમા પોતાના વિશાળ વાચન અને સાહિત્યસમીક્ષાઓ પ્રકટ કરતા ત્યારે લાગતુ કે અમારી સામે એક આદર્શ શારદાભક્ત દેવીની આરતી કરી રહ્યા છે સસ્કૃત વાણીની સમાન કક્ષાએ તેમની ગુર્જરગિરામા પ્રસાદ, વિચાર્વૈભવ અને દર્શન લહેરાતા એ પ્રસગે તેમના કઠમાથી સસ્કૃત અને ગુજરાતી કવિઓના કાવ્યો જે હનદ અને છટાથી સ્ફુરતા તે હુ અને રત્નમણિરાવ મુગ્ધપણે સાભળી રહેતા ગુજરાતી ભાષા કેટલી ગૌરવવતી અને સુમધુર છે તેનો અમને સાક્ષાત અનુભવ થયો તેમનામા શારદાની ઉપાસના જીવત બનેલી જોઈ

ખભાતનો ગ્રથ પૂરો થવા આવ્યો હતો ત્યા એમને એક અકસ્માત થયો કોઈ જગ્યાએ હકીકતનુ અન્વેષણ કરતા હતા ત્યા પગના અગૂઠાને કાટો કે ખીલી વાગી, તે પાક્યુ તેને મગાડવા ડોક્ટરે પાની પર પ્લાસ્ટર ઉઘાડ્યુ પણ વાગેલા ઘાનુ વિષ ઊડે ચડી ગયેલુ અને રૂઝ આવતી જ નહોતી એવી સ્થિતિમા ઘણા મહિના પથારીમા રહી દીવાનગીરીની જવાબદારી સભાળી અમે સૌ ચિતામા પડ્યા કે એમનાં કાર્યો અધૂરા રહેશે કે શુ ? પણ ખભાતનો ગ્રથ સપૂર્ણ થઈ પ્રગટ થઈ ગયો રાજ્ય તરફથી તેમણે રત્નમણિરાવને ધન્યવાદ અને પારિતોષિક આપ્યા

ફરી ખબર મળ્યા કે તે પથારીમાંથી ઊભા જ થઈ શક્યા નહિ અને દીવાનપદનું રાજીનામું આપી અમદાવાદ પોતાના મકાનમાં આવી રહ્યા. એ વખતે હું શ્રી રત્નમણિરાવ સાથે તેમના દર્શને ગયો ત્યારે પકડાયેલાં અંગોવાળી લાચાર બનેલી તેમની કાયા આગળ માત્ર દુઃખભર્યું મૌન હતું. એ ઘાટીલા મુખમંડળમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. સંસ્કારમૂર્તિને એ મારું છેલ્લું વંદન હતું.



## દેવ મામલતદારના સુપુત્ર

### શ્રી. ગટુભાઈ ધ્રુ

સદ્‌ગત નર્મદાશંકરનો પ્રત્યક્ષ અને અંગત પરિચય કરવાનો લાભ મને મળ્યો નથી. પરંતુ એમની સરકારી નોકરીમાં તેમજ મ્યુનિસિપાલિટીમાં જે પ્રતિષ્ઠા હતી તે વિશે મને સારી માહિતી છે. સદ્‌ગત રમણભાઈ મહીપતરામ નીલકંઠ જે વખતે અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા તે વખતે નર્મદાશંકર ચીફ ઑફિસર હતા. એ બન્નેને મિત્રાચારી હતી અને બન્ને એક બીજાના પ્રશંસક હતા. નર્મદાશંકરના પિતા શ્રી. દેવશંકર અણિશુદ્ધ પ્રમાણિકતાવાળા તથા પ્રજાના હિતની દૃષ્ટિએ કામ કરનાર સરકારી અમલદાર તરીકે આખા રેવન્યુ ખાતામાં સુપ્રસિદ્ધ હતા એટલે તેમને પ્રજાજનો દેવમામલતદાર તરીકે ઓળખતા હતા. નર્મદાશંકર પણ પિતાને પગલે ચાલ્યા હતા, અર્થાત્‌, અણિશુદ્ધ પ્રમાણિક સરકારી નોકર હતા. રેવન્યુ ખાતામાં એ પિતા-પુત્ર જેવા પ્રમાણિક અમલદાર બહુ થોડા થયા છે.

નર્મદાશંકરે મ્યુનિસિપાલિટીની નોકરીમાં કાર્યકુશળતા, ઝીણી નજર, શ્રમપૂર્વક કાર્ય કરવાની ધગશ, પ્રમાણિકતા, એકનિષ્ઠા અને વ્યવસ્થાશક્તિ દર્શાવી હતી તેની કદર સરદાર વલ્લભભાઈ જેવાએ પણ કરી હતી. બન્નેના વિચાર, આદર્શ, મત, માન્યતા ઘણી રીતે

જુદા હોવા છતા નર્મદાશંકરની તીવ્ર બુદ્ધિશક્તિ અને શુદ્ધ પ્રમાણિકતા તથા સમય અને સંજોગોને અનુકૂળ થવાની શક્તિને લીધે સરદાર વ નભભાઈ એમના પ્રશસક અને સારી કદર કરનારા થયા હતા મ્યુનિસિપાલિટીની નોકરી વખતે નર્મદાશંકર ભૂલી જતા હતા કે એ સરકારી નોકર—મ્યુનિસિપાલિટીએ એમની નોકરી ઉછીની આપેલી હતી—છે સરકાર અને મ્યુનિસિપાલિટી વચ્ચે જ્યારે મતભેદ જાગે ત્યારે નર્મદાશંકર મ્યુનિસિપાલિટીનો જ પક્ષ હમેશ લેતા

મારો એમની સાથે અંગત જેવો પરિચય એ વખત થયો હતો આચાર્ય આનંદશંકરની સૂચના અનુસાર નર્મદાશંકરે દર અઠવાડિયે એક વખત ઉપનિષદોનુ વાચન અને વિવરણ તથા વિવેચન કરવાનુ કામ સ્વીકાર્યુ હતુ એ "વર્ગ"ના શ્રોતાઓ તો પચીસ ત્રીસથી વધારે ન હતા પણ બધા જ જિજ્ઞાસુ અને વિદ્યાપ્રિય હતા હુ પણ એ વર્ગમા દાખલ થયો હતો વર્ગ પ્રાર્થનાસમાજ મંદિરમા ભરાતો હતો નર્મદાશંકરે ઉપનિષદ અંગે એક નાનુ પુસ્તક લખેલુ તે મે વાચ્યુ હતુ અને તેથી એમની પાસેથી ઉપનિષદ અંગેના વ્યાખ્યાનોનુ શ્રવણ કરવાનો લાભ લેવાની મને ખાસ ઇચ્છા હતી

ઉપનિષદના વાક્યો વાચી તેનુ સરલ ગુજરાતીમા ભાષાન્તર કરી એ ઉપર એ વિવેચન કરતા ઉપરાંત શ્રી શંકરાચાર્યના ભાષ્યમાથી અગત્યનો ભાગ સમજાવતા એટલુ જ નહી પણ શ્રી રામાનુજાચાર્યનુ ભાષ્ય પણ સાથે સાથે વાચી તે પણ સમજાવતા એમની સમજાવવાની પદ્ધતિ બહુ જ સરલ છતા ગૂઢચિંતક અને બહુશ્રુત વિદ્વાનને શોભે એવી હતી એ વર્ગો બહુ થોડો વખત ચાલ્યા પરંતુ એટલા થોડા સમયમા પણ અમે સહુએ ઘણુ પ્રાપ્ત કર્યુ

નર્મદાશંકર સાથે મળવાનો બીજો એક પ્રસંગ એક સબંધીને ત્યા લગ્નોત્સવનો હતો લગ્નનો સમય કંકોત્રીમા જણાવેલો હતો તે કરતા બહુ મોડો હોવાથી અમારે સહુને બેસીને નિરાંતે વાતો

કરવામાં સમય વીતાવવાનો હતો. એ લગ્નપ્રસંગ નાગર જ્ઞાતિની એક પેટા જ્ઞાતિના ગૃહસ્થને ઘેર હતો. નર્મદાશંકરે એ સમયે નાગરોની ઉત્પત્તિ, એમના ૭ વિભાગ, ગુજરાતમાં કયે કયે સ્થળે નાગરના કયા વિભાગની કેટલી વસ્તી છે, એ વિભાગ કેવી રીતે પડ્યા, તેમના રિવાજોમા શો શો ભેદ કયા કારણોથી પડી ગયો છે એ વિશે ખૂબ વિગતવાર માહિતી આપી એ માહિતી આપતા ત્યારે અને ઉપનિષદના વર્ગમા પણ શ્રોતાઓના પ્રશ્નોના ખુલાસા બહુ સ્પષ્ટતા અને સહાનુભૂતિભરેલી ભાવનાથી કરતા.

નર્મદાશકર શ્રીમાન્ નૃસિંહાચાર્યના શ્રેયસ્સાધકવર્ગમા દાખલ થયા હતા અને એ વર્ગ તરફથી પ્રગટ થતા સામયિકોમા લેખો લખતા. ઉપનિષદોનો ઊંડો અને વિસ્તૃત અભ્યાસ એ લેખોમા પણ જણાતો હતો.

ગુજરાતના વિદ્વાનોમા નર્મદાશંકરનુ સ્થાન બહુ ઊંચુ છે.

## સાંતાક્રુઝનો એક પ્રસંગ

### શ્રી. ધનસુખલાલ મહેતા

એક સુભાષિત જણાવે છે કે સત્પુરુષોનુ સાન્નિધ્ય સેવવુ. અલબત્ત, આ સુભાષિત લખનારે સત્પુરુષોને મારા જેવા જ માનવીઓ મળ્યા કરે તો એમની શી સ્થિતિ થાય એ જણાવ્યુ નથી. પણ હશે ભલે એ સત્પુરુષો ઉપદેશ કશો નહિ આપે; કારણ કે જે એમના સાધારણ વચનો હોય છે, તે જ શાસ્ત્રવચનો નીવડે છે

આ વાત સત્ય છે તેની ખાતરી મને મુ સ્વ નર્મદાશકરભાઈ જોડેના એક નાના પ્રસંગમા થઈ હતી

નર્મદાશકરભાઈ તે વખતે મુબઈ મ્યુનિસિપાલિટીના ડેપ્યુટી કમિશ્નર હતા અને સાંતાક્રુઝમા જ, મારા ઘરથી સહેજ જ છેટે રહેતા

હતા. આમ તો હું અને નર્મદાશંકરભાઈ ઘણા પાસેના પડોશી, પણ જ્ઞાનના ક્ષેત્રમાં ક્યાં એ અને ક્યાં હું! પેલી કહેતી છે ને કે "So near yet so far", તે પ્રમાણે નર્મદાશંકરભાઈ તત્ત્વજ્ઞાનના અઠંગ અભ્યાસી અને ઊંડા ચિંતક.

અને આમ તો માનસથી અમારી વચ્ચે સારું એવું અંતર તો હતું પણ એઓ પ્રકૃતિએ ગંભીર હોવા છતાં એમની કર્તવ્યનિષ્ઠાને લીધે, સાંતાક્રુઝમાં સાંસ્કૃતિક પ્રશ્નોમાં એમની સલાહ બધા જ લેતા અને એમના જ્ઞાનનો તથા માર્ગસૂચનનો પ્રભાવ વાતાવરણમાં—સાંતાક્રુઝના વાતાવરણમાં—સારો જેવો પ્રસરી રહ્યો હતો એટલે મને એમની સાથે વાર્તાલાપ કરતાં સંકોચ થતો નહતો.

જેમ બહેરામગોર અંકલેશ્વરિયા જોડે પારસી ધર્મ વિશે, ખેર સાહેબ જોડે—તે વખતે ખેરસાહેબ ખાદીધારી ન હતા અને રેંટિયામાં સુદર્શન ચક્રનાં દર્શન નહોતા કરતા—એમની યુરોપ અમેરિકાની મુસાફરી અને હાઈકોર્ટના વાતાવરણ વિશે, કાંગા જોડે ક્રિકેટ સંબંધે હું પ્રશ્નો પૂછતો હતો અને તેઓ મને તે સમજાવતા તેમ હું નર્મદાશંકરભાઈ જોડે પણ જેમાં એઓ નિષ્ણાત હતા તે વિષયો સંબંધે વાતો કરતો હતો અને મારા પ્રશ્નોના ઉત્તરો મને તેઓ મીઠાશથી, ધીરજથી અને શાંતિથી આપતા.

તે વખતે મહાત્માજી એમ કહેતા કે ગીતાનો સંદેશ "અહિંસા"નો છે. મારા હૈયામાં આ વાત ખૂંપતી ન હતી એટલે નર્મદાશંકરભાઈ જેવા જ્ઞાનીને મેં આજ પ્રશ્ન પૂછી નાખ્યો. મેં પૂછ્યું:

"વડીલ, ગાંધીજી તો કહે છે કે ગીતાનું રહસ્ય અહિંસા છે. એ વાત સાચી છે?"

પોતાનાં ચશ્માંમાંથી જરાક ત્રાંસું જોઈ વડીલે એમની મીઠાશ ઝરતી આંખે મને નિહાળી સ્મિત કર્યું અને સામું પૂછ્યું:

"તો તમને શું લાગે છે?"

"બીજું તો શું લાગે પણ મને તો જણાય છે કે શ્રી કૃષ્ણે અર્જુનને શસ્ત્રઅસ્ત્ર ધારણ કરી યુદ્ધ કરવાની લગભગ આજ્ઞા કરી હતી"

નર્મદાશંકરભાઈ હવે તો ખરેખર હસ્યા અને શાંત રીતે બોલ્યા

"ભાઈ, ગીતામાં સર્વ અર્થ પડેલા છે જેવો ગ્રહણ કરનાર તેવો તેને ઉત્તર મળી રહે છે ગાંધીજી અહિંસાના જબ્બર ઉપાસક એટલે એમણે જગાક આધાપાછા જઈ "અહિંસા' નો માર્ગ જોયો બાકી તો જે વખતે અર્જુને, આસપાસ સગાંસબંધીઓ જોયા અને તેમને માર્યા સિવાય જયનાગે નથી તેમ એણે જાણ્યું ત્યારે તેને ક્ષણભર વિરાગ આવી ગયો તેમાંથી પાછા ક્ષાત્રધર્મને અનુસરવા કૃષ્ણે તેને ઉપદેશ આપેલો"

એમણે આપેલો આ ઉત્તર પ્રશ્નના મુદ્દાની ઊંડી જ્ઞાનચર્ચામાં ઊતર્યા વિના, ભગવદ્‌ગીતાનો અભ્યાસી જરાય નહિ એવા મારા જેવા માણસોને પણ, ઘણું રુચી ગયો, બિનઅભ્યાસી ચિત્તમાં પણ કંઈ કંઈ વિચારતરંગો પ્રગટાવી ગયો

ગીતા દ્વારા શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપ્યો તેનું મૂળ પ્રયોજન શું ? એ ઉપદેશ કયો ઉદ્દેશ સાધવા માટે અપાયો હતો ? છેવટે એ ઉદ્દેશ કઈ રીતે સાધ્યો હતો ? આ બધા પ્રશ્નનો ઉત્તર તો "કર્મયોગ" હોય એવું એમના કથનનું તાત્પર્ય સમજી શકાતું હતું

આથી વિશેષ એ સ્વ વરીન નર્મદાશંકરભાઈ જેવા મહાન આત્મા વિશે મારે શું લખવાનું હોય ?

# શ્રી. નર્મદ ઋષિ

## શ્રી. ગોરધનભાઈ ઈ. પટેલ

શ્રી નર્મદાશંકરભાઈનો મને પરિચય તેઓ શ્રીમન્નૃસિંહાચાર્યજીના યોગમાર્ગથી આકર્ષાઈ સને ૧૮૯૧માં શ્રેય સાધક થયા ત્યાર પછી ક્રમે ક્રમે વિશેષ પ્રમાણમાં વધતો જતો થયેલો હતો.

ઈ. સ. ૧૮૯૭માં શ્રીમન્નૃસિંહાચાર્યજી સ્વરૂપાવસ્થાન પામ્યા તે પછી તાકીદે એમના મળેલા સાધકોમાં નર્મદાશંકરભાઈ, જેમિસનદાસભાઈ કણિયા તથા મારા પિતાશ્રી ઈશ્વરભાઈ જીવાભાઈ પટેલ વગેરે એ યોગ્ય વિધિથી શ્રી ઉપેન્દ્રાચાર્યને ગાદીસ્થાને પધરાવી પૂજન તથા આરતી કર્યાં હતાં. ત્યાર પછીના ઉત્સવોમાં તથા હોળી ઉપરના સાધન-સમારંભોમાં નર્મદાશંકરભાઈ આવતા અને તેમના વિદ્વત્તાપૂર્ણ ભાષણોનો લાભ સાધકોને મળતો રહેતો. સાધકો તેમને 'નર્મદઋષિ' કહેતા.

તેમની સાથેનો મારો અંગત પરિચય તો સને ૧૯૧૯ થી ૧૯૨૪ સુધીમાં તેઓ અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ ઑફિસર થયા ત્યારે થયો. તેમના તરફથી મને મ્યુનિસિપલ વહીવટનું તથા રાજ્યદ્વારી કાર્યપદ્ધતિનું માર્ગદર્શન મળતું હતું. હું સરકાર તરફથી તથા મિલમાલિકોના પ્રતિનિધિ તરીકે કેટલાંક વર્ષ સુધી મ્યુનિસિપાલિટીનો સભ્ય હતો અને તેથી તેમનો સતત પરિચય મને રહેતો અને તેઓ મારા પ્રત્યે ખૂબ લાગણી રાખતા.

સને ૧૯૨૩ થી ૧૯૩૦માં હું અમદાવાદ મિલમાલિકો તરફથી મુંબઈ ધારાસભામાં ચૂંટાયો હતો તે દરમિયાન મારા અનેક કામો,

સવાલો, કાર્યવહી વગેરેનો ખ્યાલ રાખી મને દોરવણી આપતા અને મારી સાથે ચર્ચાવાર્તા કરતા તેમાથી મને ઘણુ જ્ઞાન મળતુ અને અનેક ગુંચવાડાભર્યા પ્રશ્નો પરત્વે તેઓ મારા સ્થિર માર્ગદર્શક બની રહેતા.

સને ૧૯૧૫ની આસપાસ તેઓ અમદાવાદમા સારંગપુર રણછોડજી-ની પોળમા રહેતા હતા તે વખતે હુ તેમની પાસે જતો આવતો હતો. મારા પિતાશ્રી અને તેઓ ગાઢ મિત્રો હતા અને અમારી સારંગપુર દરવાજા બહાર આવેલી ફાર્ઇન મિલમા અમે રહેતા હતા ત્યા નર્મદા-શંકરભાઈ મળવા આવતા અને બને મિત્રો વચ્ચે જ્ઞાનચર્ચા અને મધુર હાસ્યમય વાતો થતી તેમનામા માર્મિક હાસ્યવિનોદ ખૂબ હતો અને આખુ વાતાવરણ આનંદથી તરબોળ બની જતુ.

સને ૧૯૧૨મા મારે અમેરિકા જવાનુ થયુ ત્યારે તેમના નાના ભાઈશ્રી સૂર્યશંકર લંડનમા વિદ્યાભ્યાસ કરતા હતા તેમના તરફથી મને લંડનમા સારો સહકાર મળેલો તેમને મળવા હુ જતો ત્યારે સરદાર વલ્લભભાઈ પટેલની મુલાકાત થતી સરદારનો પ્રથમ ભેટો મને સૂર્યશંકરભાઈને ત્યા લંડનમા થયો હતો શ્રી નર્મદાશંકરભાઈ અને સરદારનો સબંધ ઘણો ગાઢ અને મીઠો હતો સરકાર તથા સરદાર બને સાથે સારો સબંધ સાચવીને નર્મદાશંકરભાઈ કુનેહપૂર્વક અમદાવાદ મ્યુનિસિપાલિટીનો વહીવટ ચલાવતા હતા

સ્વ શ્રી નગીનદાસ સંઘવી અને મુ નર્મદાશંકરભાઈ ઘણી વખત મારા પિતા પાસે સાંજના સમયે અમારે ફાર્ઇન મિલને બંગલે આવતા ત્યારે વાતાવરણ બહુ આનંદમય બની જતુ અને સંઘવીજીની વાગ્ધારા અને નર્મદાશંકરભાઈનો નાગરી વિનોદ ભારેખમ વેદાંતની વાતોને હળવી અને સરળ બનાવી બધાને ખૂબ જ પ્રસન્ન કરતા.

તેમનુ સંસ્કૃતનુ જ્ઞાન અસાધારણ હતુ અને શ્લોકો ઉચ્ચારવાની છટા એવી આકર્ષક હતી કે શ્રોતાઓ મુગ્ધ બની જતા તેમની વિનોદવૃત્તિના પ્રભાવે મિત્રોના હૃદય આનંદથી તરબોળ થતા શ્રેય-

સ્વાધ્યાયના ઉત્સવને અંતે અમારા આરાધ્ય સદ્‌ગુરુની આરતી પછી યજ્ઞેન યજ્ઞમયજન્ત દેવા ગવાતું ત્યારે શ્રી નર્મદાશંકરભાઈની એકાગ્રતા, મધુર સ્વર તથા આનંદિત મુખમુદ્રા જોઈ અમને થતું કે તેઓ કોઈ ગહન અને દિવ્ય પ્રદેશમાં વિહરી રહ્યા છે

શ્રેય સાધક વર્ગની પ્રગતિ અને ઉન્નતિમાં શ્રી છોટાલાલભાઈ માસ્તર સાહેબનો જે ફાળો હતો તેમાં શ્રી નર્મદાશંકરભાઈએ પણ પોતાની પ્રખર વિદ્વત્તાનું સારું પ્રદાન કર્યું હતું 'મહાપંથ'ના તથા 'સદુપદેશ શ્રેણિ'ના તેમના પ્રગલ્ભ ચિંતનાત્મક લેખો તથા ઉત્સવ પ્રસંગના મનોહર અને મંત્રમુગ્ધ કરે તેવા પ્રવચનો ચિરસ્મરણીય રહેશે

સને ૧૯૩૪ની શરૂઆતમાં મારા પિતા બિમાર પડ્યા ત્યારે નર્મદાશંકરભાઈ ખંભાતમાં દીવાન હતા મારા પિતાને તેમણે ખંભાત બોલાવી લીધા અને બંને મિત્રોએ ઘણો સમય સાથે ગાળ્યો ત્યારબાદ મારા પિતા મોજિદ્રા પાછા ફર્યા બિમારી વધી નર્મદાશંકરભાઈ તેમને મળવા ખાસ પધાર્યા એ મિલન છેલ્લું હતું

નર્મદાશંકરભાઈને મારા પિતાના અવસાનના સમાચાર ખંભાતમાં મળતા ભારે આઘાત લાગ્યો તેમણે ઉચ્ચારેલા શબ્દો યાદ આવે છે 'કલ્યાણમિત્ર ગયા સંસાર શૂન્ય લાગે છે" જીવનભરના મિત્રના મૃત્યુના આઘાતને પરિણામે એમના અસ્વાસ્થ્યમાં તેમના ઉપર પક્ષાઘાતનો હુમલો થયો અને જીવનના છેલ્લા પાંચ વર્ષ પથારીવશ સ્થિતિમાં ગાળ્યા બંને ગુરુભક્તોનો મૈત્રીયોગ વિરલ અને અદ્ભુત હતો

## વ્યવહારકુશળ સમર્થ વિદ્વાન

### શ્રી. છોટુભાઈ સી. દેસાઈ

પિતૃ અને માતૃ ઉભયપક્ષે શ્રી નર્મદાશંકરભાઈને જ્ઞાન, સાહિત્ય, ભક્તિ અને વ્યવહારકુશળતાનો ઉત્તમ વારસો મળેલો તેમા તેમણે પોતાની બુદ્ધિ વડે ઓર વધારો કર્યો બી એ ની પરીક્ષા ઊંચી કક્ષામા પાસ કરી તેમણે વેદાન્તના ઉત્તમ જ્ઞાન માટેનુ ભાઉદાજી પ્રાઇઝ તથા ગોકુળજી ઝાલાનુ પ્રાઇઝ મેળવેલા બી એ પાસ થયા બાદ તેમણે કાયદાના ક્ષેત્રમા ન ઝંપલાવતા સરકારી નોકરીમા જોડાવાનુ પસંદ કર્યું વકીલાતના ધંધામા પણ પોતાની વક્તૃત્વશક્તિથી તથા તીવ્ર બુદ્ધિથી તેમણે ઉત્તમ યશ સંપાદન કર્યો હોત શા કારણથી તેમણે તેમ ન કર્યું તે કહી શકાતુ નથી

બી એ થયા બાદ ગુજરાત કૉલેજમા ફેલો થયા અને પ્રોફેસર થાત પરંતુ પિતાએ તેમને રેવન્યુ ખાતામા દાખલ કરાવ્યા ત્યા થોડો વખત ગાળ્યા બાદ તેઓ મામલતદાર અને ડેપ્યુટી કલેક્ટર થયા અને કુશળ અમલદાર તરીકે સારી ખ્યાતિ પામ્યા પછી ભાગ્યરેખા એમને નવી દિશામા લઈ ગઈ સને ૧૯૦૯ મા અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ ઑફિસરની જગ્યા પહેલી વાર ઊભી થઈ તે તેમણે પ્રચંડ વાવાઝોડાની વિરુદ્ધ થઈને પણ સફળતાથી મેળવી તે વખતે અમદાવાદ મ્યુ મા પક્ષાપક્ષી ઉગ્ર પ્રકારની હતી ચીફ ઑફિસર તરીકેનુ તેમનુ કામ એવુ ઉમદા પ્રકારનુ હતુ કે તેનો પડઘો મુંબઈ સુધી પડચો પરિણામે તે વખતના પ્રેસિડેન્ટ અને નર્મદાશંકરભાઈના મિત્ર સ્વ શ્રી વિઠ્ઠલભાઈ પટેલે શ્રી નર્મદાશંકરભાઈને વાદરાની ચીફ ઑફિસરની

જગ્યા માટે આગ્રહપૂર્વક બોલાવી લીધા. ત્યાંથી તેમની ખ્યાતિ બઢતી ગઈ અને આખરે તેઓ મુંબઈના મ્યુ. કમિશ્નરના હોદ્દા ઉપર નીમાયા. તે વખતે મુંબઈના મ્યુ. કમિશ્નરની જગા ઉત્તમમાં ઉત્તમ અને સૌથી સીનિયર આઈ. સી.એસ. અમલદારો માટે પ્રાઈઝ પોસ્ટ તરીકે રિઝર્વ કરવામાં આવેલી હતી અને પ્રોવિન્શિયલ સર્વિસના અમલદાર માટે આ જગાની પ્રાપ્તિ અશકય જ હતી. નર્મદાશંકરભાઈએ આવી ઉચ્ચ જગા પ્રાપ્ત કરી એ ઉત્તમ કાર્યસિદ્ધિ ગણાય.

વડોદરામાં પરમ પૂજ્ય શ્રીમનૃસિંહાચાર્યજીના મંદિરમાં શ્રી. નર્મદાશંકરભાઈ ગુરુપૂર્ણિમા વગેરે ઉત્સવો ઉપર હાજર રહીને પોતાનાં વેદાન્ત અને ભક્તિયોગ ઉપર વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો આપતા. એમની મુખમુદ્રા તથા અવાજ પ્રસન્નતા ઉપજાવતા. સદુપદેશશ્રેણીમાં પણ તેમના વેદાન્ત ઉપરના ઘણા ઉમદા લેખો આવતા હતા.

અમદાવાદમાં જ્યારે તેઓ નોકરીમાં હતા ત્યારે હું પણ ત્યાં સબ જજ હતો. તે વખતે પોતાની ગાડીમાં અમને પૂજ્ય સ્વ. શ્રી. ઈશ્વરભાઈ જીવાભાઈ પટેલ સાબરમતીકિનારે ઘણી વાર લઈ જતા. ત્યાં અમે સંધ્યાકાળે બે કલાક બેસતા ત્યારે શ્રી. નર્મદાશંકરભાઈ ઘણી જ સરળ ને રસમય ભાષામાં વેદાન્ત અને ભક્તિનાં સૂત્રો અમને સમજાવતા. તે વખતે મને પોતાને તો હું જમીન ઉપરથી ઘોડો અધ્ધર ચડતો હોઉં એમ લાગતું. અને આજે તો એ અમોલાં સુખદ સ્મરણો ઘણાં દૂર છતાં અત્યંત નજીક લાગે છે.

## પ્રશાંત નર્મદાશંકરભાઈ

### શ્રી. મનહરનાથ ઘારેખાન

વિદ્યા, વિવેક, વિનયની મૂર્તિ તે શ્રી નર્મદાશંકરભાઈ તત્ત્વજ્ઞાની તેથી ધીરગંભીર ઉગ્રતા અવાજમા પણ નહિ કારણ ? ગહનતા હતી એમના અભ્યાસમા, અધ્યયનમા, જ્ઞાનમા અને તે બધાના પ્રકાશનમા. અર્ધજ્ઞાન હોય તો ઉચ્છૃંખલતા છલકાય ગહનતા ત્યા ગાભીર્ય તેથી જ પ્રશાત નર્મદાશંકરભાઈ

ત્રિવેણીસગમ તો થયો હતો વિદ્યા, વિવેક, વિનયથી કેટલાકમા કદાચ તેવો સગમ હોય, પણ જો સાથે કુશાગ્ર બુદ્ધિ તથા વ્યવહારકુશળતાની સામગ્રી ન હોય તો તે નિરર્થકતામા જ પરિણમે, અન્યને લાભ ન મળે જો કે જ્ઞાન મેળવવુ સહજ નથી, પરતુ તે અન્યને અર્પણ કરવુ તે તો વધુ દુસાધ્ય છે તેઓ એમ માનતા હતા કે જ્ઞાન પ્રાપ્ત કરીને પોતાની પાસે જ રાખવાથી જ્ઞાનની વૃદ્ધિ થતી નથી કે તેમા તીનતા આવતી નથી તેથી પોતે અન્યને જ્ઞાન "આપવાને" બદલે ચર્ચા કરવામા માનતા હતા "આપવા" મા ઘમડ ઘર કરી જાય છે, જ્યારે "ચર્ચા'મા સમાનતા સધાય છે બીજી પણ એમની માન્યતા હતી કે "વિવાદ" મા જરા "અહમ્" હોય છે ત્યારે "ચર્ચા મા નમ્રતા આવશ્યક રહે છે "વિવાદ"મા વિનય, તીનતા અને કુશાગ્રતાનો સાથ સાચવવાની આવશ્યકતા રહે છે

વહીવટી તત્રને અને વિદ્વત્તાને મેળ ખાતો નથી તત્ત્વજ્ઞાનને અને વહીવટી તત્રને નકુલ–નાગની પ્રીતિ રહે છે વહીવટી તત્ર એટલે અહેસૂલ, તેની વસૂલાત અને તેમા આંટીઘૂંટી અને કૂટયુક્તિનો

પ્રભાવ પણ આવશ્યક રહે છે તેમ છતા, વહીવટી તંત્રનો અને જ્ઞાન માર્ગનો મેળ ખનડાવનાર વ્યક્તિઓ ગુજરાતમા પાકી છે એમા બે અગ્રસ્થાને આવે એક, સર મનુભાઈ નંદશંકર મહેતા અને બીજા નર્મદાશંકરભાઈ શ્રી નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા ખરા, પણ એમની રેખા ભિન્ન

નર્મદાશંકરભાઈ પ્રાધ્યાપક નહોતા એમનો વ્યવસાય વહીવટી તંત્રમા જ રહેલો તેમ છતા સંસ્કૃતના અભ્યાસની વૃત્તિ એટલી તો તીવ્ર હતી કે તેને લીધે તેઓ એક પ્રખર વિદ્વાન લેખાયા તેમના અભ્યાસના પ્રધાન વિષયો ધર્મ અને તત્ત્વજ્ઞાન હતા વ્યવસાયે વહીવટી તંત્રના કીટ, છતા હતા પોતે તત્ત્વજ્ઞાનના એક ધોધ !

શ્રી નૃસિંહાચાર્ય તેમના ગુરુ હતા નર્મદાશંકરભાઈના "પ્રાણાત્મસ્વરૂપ" ગુરુબંધુઓમા શ્રી નગીનદાસ સંઘવી અને પ્રખર મોનિસિટર શ્રી હીરાલાલ નાણાવટી હતા શ્રી નગીનભાઈ અભ્યાસી તથા વિદ્વાન પણ ખરા વળી બહુશ્રુત પણ લેખાતા વ્યાવહારિકપણામા તેમની તુલના નર્મદાશંકરભાઈ સાથે કરી મુશ્કેલ પણ હીરાલાલભાઈ તો કાબેલ મોનિસિટર એટલે એ તો એમના જ વ્યવહારુ આ "પ્રાણાત્મસ્વરૂપ" ત્રિપુટિ મળતી ત્યારે મારા જેવા વિદ્યાભ્યાસીને પણ કદી પાસે બેસવાનો લહાવો મળતો તે વખતે નર્મદાશંકરભાઈ અને નગીનભાઈ તત્ત્વજ્ઞાનની ચર્ચામા વિચરતા ત્યારે નર્મદાશંકરભાઈના જ્ઞાન તથા અનેક ગુણો તરવરી આવતા અને તો ગોતા ખાવાનો અનેરો આનંદ થતો અને શ્રુતિ, સ્મૃતિ, ઉપનિષદ્ વાચ્યા સિવાય એ લાભ મળતો નગીનભાઈ પણ અભ્યાસી, વિવેચક અને લેખક તેઓ તો રંગમાં આવી જાય તો સંસ્કૃત ભાષામા જ ચલાવે પરંતુ એક વસ્તુ સ્પષ્ટ હતી એક હતા મિતભાષી બીજા હતા ધ્વનિવાદક એક પોતાના જ્ઞાનના ગગનમા સ્થિર ઉડ્ડયન કરે અને બીજા વિસ્તાર કર્યા કરે એક સિંધુની માફક માઝામર્યાદા સાચવે, જ્યારે બીજા ગગનવાયુની માફક માઝા મૂકે એક ધીરગંભીર, બીજા ઉગ્ર

નર્મદાશકરભાઈ દર્શનશાસ્ત્રના મહાવિદ્વાન હતા એમણે 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' જેવો મૂલ્યવાન ગ્રંથ આપણને આપ્યો છે એમના પહેલા શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ 'સિદ્ધાન્તસાર'મા પડ્દર્શનનો પરિચય કઈક આપ્યો છે ખરો, પણ નર્મદાશકરભાઈનો ઇતિહાસ ભારતીય દર્શનોને વ્યવસ્થિત રીતે અને પદ્ધતિસર રજૂ કરે છે આ ઉપરાત, આપ્યા છે એમણે 'શાક્તસપ્રદાય' અને 'ઉપનિષદ્‌વિચારણા' જેવા વિદ્વત્તાપૂર્ણ ગ્રથો વળી અખાની ગહન કવિતાનો ધ્વનિ પણ એમણે બહુ સૂક્ષ્મતાથી આપણને સમજાવ્યો છે અને અખાના વેદાન્તને સ્પષ્ટ કરી આપ્યુ છે 'શાક્તસપ્રદાય'મા ભાસ્કરાચાર્યના અવતરણો ટાકીને તેઓએ શાકર માયાવાદ સાથે શાક્ત અદ્વૈતવાદનુ સાધર્મ્યવૈધર્મ્ય સમજાવ્યુ છે નર્મદાશકરભાઈનો ઝોક કયા પક્ષે હતો તે તો કોઈ સમર્થ વિવેચકજ કહેનાનુ હોય

૧૯૨૫ મા મારી એક વાર્તા પ્રગટ થઈ ત્યારે જે ભાવયુક્ત સ્મિતથી પોતે મને પ્રોત્સાહન આપ્યુ હતુ તે આજે પણ મન પ્રત્યક્ષ થાય છે ત્યાર પછી ૧૯૨૬ ની સાહિત્ય પરિષદના સમેલન પછી મળ્યા ત્યારે મારી બીજી વાર્તાઓ પ્રગટ થઈ ચૂકી હતી તે સમયે પણ મને પ્રોત્સાહન આપેલુ . તેની જ રીતે ગુજરાતી ભાષામા મારો 'હિંદુ લો' પ્રગટ થયો ત્યારે પણ પ્રોત્સાહન આપેલુ જ્યારે જ્યારે તેઓ મળતા ત્યારે ત્યારે વાત્સલ્યભાવથી ઉત્તેજન આપતા, જે માટે હુ એમનો હમેશા આભારી રહીશ

## કાર્યદક્ષ અમલદાર

### શ્રી. શંકરલાલ પી. શાહ

શ્રી નર્મદાશંકરભાઈનો પ્રથમ પરિચય મને સને ૧૯૨૦ની સાલમા થયો અમદાવાદ મ્યુનિસિપાલિટી સને ૧૯૨૦મા ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ એક્ટ મુજબ ચાલતી હતી અને એ સાલમા એ એક્ટ મુજબ શ્રી નર્મદાશંકરભાઈ ચીફ ઓફિસર હતા તેઓ ૧૯૧૮ની સાલમા ચીફ ઓફિસર તરીકે બીજી વાર અમદાવાદ મ્યુનિસિપાલિટીમા નિમાઈ આવ્યા હતા

નર્મદાશંકરભાઈએ ગ્રેજ્યુએટ પ્રોબેશનર સ્કીમ કરી હતી મ્યુનિસિપાલિટીની નોકરીમા ગ્રેજ્યુએટ તે વખતે ફક્ત બે જ હતા બીજો બધો સ્ટાફ મેટ્રિક અગર નોન-મેટ્રિક હતો મ્યુ તંત્ર સારી રીતે ચલાવવા સારા અમલદારોની અછત હતી એટલે ગ્રેજ્યુએટોને બે વરસની તાલીમ આપી તેમને ખાતાના ઉપરી તરીકે મૂકવાની આ યોજના હતી આ સ્કીમમા મારી નિમણૂક થઈ હતી

મારી નોકરી દરમિયાન હુ નર્મદાશંકરભાઈના ગાઢ પરિચયમા આવેલો હતો તેમની મુખમુદ્રા પ્રસન્ન રહેતી અને પોતાના હોદ્દાનુ અભિમાન લેશ પણ દેખાતુ નહોતુ તેમણે ક્રોધ કર્યો હોય એવો એક પણ પ્રસગ મને યાદ નથી તેમના તરફ મને પ્રથમ દર્શને જ પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો, જે તેમની સાથેના પરિચય દરમિયાન કાયમ રહ્યો હતો

તેમના આ સમયમા સર રમણભાઈ, સરદાર વલ્લભભાઈ, દી બ હરિલાલભાઈ, મૂળચંદભાઈ વગેરે બહુ વિદ્વાન કાઉન્સિલરો હતા અને તેઓને દીવાન બહાદુર નર્મદાશંકરભાઈ માટે ઘણુ માન હતુ

નર્મદાશંકરભાઈના સમયમાં મ્યુ ની નાણાકીય સ્થિતિ સુધારવા તેમણે કરવેરાના માળખામાં જૂજ વધારો કર્યો હતો તથા રસ્તા પહોળા કરવા રોડ–લાઈનો મારી હતી તેમાં મુખ્ય રસ્તો રાયપુર ચોકીથી ખાડિયા ચાર રસ્તાનો હતો આ રોડ લાઈનનો અમલ થયો હતો અને રાયપુર ચોકીથી ખાડિયા ચોકીનો રસ્તો પહોળો થયો હતો તેમના ગયા બાદ ખાડિયા ચોકીથી ચાર રસ્તાનો રસ્તો પહોળો કરવામાં આવ્યો હતો શ્રી નર્મદાશંકરભાઈ પ્રજા ઉપર કર વધવાથી કંઈક અપ્રિય પણ થયા હતા

સને ૧૯૨૧માં અસહકારની ચળવળ શરૂ થઈ હતી નર્મદાશંકરભાઈ બ્રિટિશ સરકારના અમલદાર હોવાથી આ ચળવળને સાથ ન આપી શકે તે સ્વાભાવિક હતુ તેમનો તથા સર રમણભાઈનો વિચાર વિનીતપક્ષપાતી હતો બ્રિટિશ શાસનથી હિંદુસ્તાનને લાભ થયા છે એવુ તે બંને માનતા હતા

અમદાવાદ મ્યુનિસિપાલિટીને સસ્પેન્ડ કરવામાં આવી ત્યાર બાદ તેઓ સને ૧૯૨૪ સુધી ચીફ ઑફિસર તરીકે ચાલુ રહ્યા હતા આ મુદત દરમિયાન તેમણે અમદાવાદ મ્યુ ના રૂલ્સ, બાયલૉઝ તથા સ્ટેન્ડિંગ ઑર્ડર્સ વગેરેના ત્રણ વૉલ્યુમ તૈયાર કરી પ્રસિદ્ધ કર્યા હતા ચોથુ વૉલ્યુમ બાકી હતુ તે પ્રસિદ્ધ થઈ શક્યુ નથી કારણ કે તેમની પાસે જે સામગ્રી તૈયાર હતી તે બીજા કોઈ પાસે નહોતી

પૂજ્ય નર્મદાશંકરભાઈ ઘણા મહેનતુ તથા ચોક્કસ હતા સરકારી ઑફિસમાં જે જી આર વગેરે ન મળે તે તેમની પાસેથી સરકારી અમલદારો મેળવતા આવી ચોક્કસાઈ તથા ચીવટને કારણે તેમને દરેક પ્રશ્નનો નિકાલ કરવામાં મુઝવણ પડતી નહિ

સને ૧૯૨૪ માં તેઓ સરકારી નોકરીમાં પાછા ગયા હતા અને ત્યાર બાદ તુરત મુંબઈ મ્યુનિસિપલ કૉર્પોરેશનમાં સર વિશ્વેશ્વરૈયા સાથે ખર્ચ–કાપકૂપીના કામમાં નિયુક્ત થયા હતા તે કામ તેમણે ખૂબ કુશળતાથી પતાવ્યુ ત્યાર બાદ મુંબઈ મ્યુ કૉર્પોરેશનના ડેપ્યુટી

કમિશ્નરના હોદ્દા ઉપર એટલુ સરસ અને વ્યવસ્થિત રીતે કામ કરી બતાવ્યુ કે મુબઈ સરકારે તેમને મ્યુનિસિપલ કમિશ્નરનો હોદ્દો આપેલો

મુબઈથી નિવૃત્ત થઈને તેઓ અમદાવાદ આવ્યા એટલે સને ૧૯૨૮મા સરકારે તેમને મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે નિયુક્ત કર્યા સને ૧૯૨૯ થી ૧૯૩૨ સુધી તેઓ સ્ટૅન્ડિગ કમિટિના અધ્યક્ષ તરીકે રહ્યા આ સમય દરમિયાન તેમણે મ્યુનિસિપાલિટીની કાર્ય પદ્ધતિમા ઘણા સુધારા કર્યા હતા, જે હજી પણ ચાલુ છે

મારી મ્યુનિસિપલ નોકરી દરમિયાન મારે ઘણીવાર તેમને ત્યા જવાનુ થતુ હતુ અને તેમની મ્યુનિસિપલ જ્ઞાનની વિપુલ સમૃદ્ધિમાથી મને ઘણુ જાણવા મળતુ મ્યુનિસિપલ વહીવટ ઉપરાત આધ્યાત્મિક વાતો ઉપર પણ તેઓ ઘણો પ્રકાશ નાખતા અને એમના અનુભવમાથી હુ ઘણુ શીખતો હતો

હિસાબી બાબતમા તેઓ ઘણા નિયમિત અને ચોક્કસ હતા મ્યુનિસિપાલિટી તથા રેવન્યુ ખાતાના તેઓ કાબેલ અને હોશિયાર અમલદાર હતા અને આ ખાતાઓના એક નિષ્ણાત તરીકે તેમની બહુ મોટી ખ્યાતિ હતી તેમની માહિતી સપૂર્ણ હતી

મ્યુનિસિપાલિટીઓને સારા અમલદારો મળી શકે તે હેતુથી તેમણે સ્વ શ્રી બરફીવાળા સાથે લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટિટ્યૂટના વર્ગો શરૂ કર્યા હતા જે હજી ચાલે છે આ વર્ગોનો હેતુ સારી રીતે બર આવ્યો છે અને તેમાથી સારા અમલદારો તથા માર્ગદર્શકો મળી આવ્યા છે, જેઓ અનેક મ્યુનિસિપાલિટીઓમા ઉપયોગી સેવા આપી રહ્યા છે

મુબઈ સરકારે તેમને પ્રાન્તની બધી મ્યુનિસિપાલિટીઓ માટે 'Model Rules' તથા 'Bye-Laws' (નમૂનાના નિયમો તથા ઉપનિયમો) ઘડવાનુ કામ સોપ્યુ હતુ, જે તેમણે ઘણી કુશળતાથી પાર પાડ્યુ હતું આજની ઘણીખરી મ્યુનિસિપાલિટીઓના નિયમો તથા ઉપનિયમો નર્મદાશકરભાઈએ ઘડી આપેલા આદર્શના ધોરણે રચાયા છે એ હકીકત સ્થાનિક સ્વરાજ્યના અભ્યાસીઓએ ખાસ નોધવા જેવી છે તેમનુ ડ્રાફ્ટિંગ ઉચ્ચ કોટિનું હતું

# અમારે મન દેવ હતા

## શ્રી. મગનલાલ નથુરામ ભટ્ટ

હું અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં ઇજનેર ખાતામાં ઓવરસિયર તરીકે ઈ. સ. ૧૯૨૨માં જોડાયો હતો. પેપરમાં જાહેરખબર વાંચીને નોકરી માટે અરજી કરી હતી. કંઈ પણ ઓળખાણ કે ભલામણ વગર મહેતા સાહેબે મારી નિમણૂક કરી હતી.

અમદાવાદ મ્યુનિસિપાલિટીનો ઘણોખરો સ્ટાફ તેમને ચીફ ઑફિસર સાહેબ કે મહેતા સાહેબને બદલે 'દેવ' તરીકે ઓળખતો અને સામાન્ય વાતચીતમાં એમના સંબંધમાં 'દેવ' તરીકે સંબોધન થતું.

મહેતા સાહેબ જ્યારે મ્યુનિસિપલ કામો અંગે સ્થળ ઉપર જતા ત્યારે તેમનુ બોલવાનું બહુ ઓછું હતું પરંતુ કામોની બધી વીગતો ઝડપથી મેળવી લઈ યોગ્ય હુકમો આપતા. સામાન્ય રીતે એવી છાપ હતી કે તેઓ ઘણા બુદ્ધિશાળી, સમજદાર અને ઝડપથી યોગ્ય નિર્ણય લેનાર અમલદાર હતા. તેઓ મ્યુનિસિપાલિટીનું તથા પ્રજાનું હિત બરાબર ધ્યાનમા લઈને નિર્ણય લેતા. એમના કોઈ હુકમથી કોઈને નુકસાન થાય અગર તે પસંદ ન પડે તો પણ તેમનો નિર્ણય નિષ્પક્ષ, ન્યાયી અને વાજબી છે અને કાયદાની દૃષ્ટિથી ભૂલરહિત છે એમ સહુ કોઈ સ્ટાફના માણસો સ્વીકારતા.

એમનો ઉમદા સ્વભાવ, વિવેકભરી વાણી અને નમ્રતાભર્યું વર્તન સામા ઉપર પ્રબળ છાપ પાડતાં. જો કોઈ મ્યુનિસિપલ નોકરે કસૂર કરી હોય તો એને સજા જરૂર કરતા, પણ એમાં વિવેક અને

માનવતા કદી નહોતા વીસરતા

મ્યુનિસિપલ નોકરીમાં હું દાખલ થયો તે અગાઉ મહેતા સાહેબે શહેરનો ભવિષ્યમાં થનાર વિકાસ તથા વસતીનો વધારો અને રહેઠાણના પ્રશ્નોનો પુખ્ત વિચાર કરીને મકાનો, રસ્તા, પાણીના નળો, ગટર, બાગબગીચા તથા શહેરના વિકાસમાં અડચણ કરતા અવરોધો માટે ઈજનેર ખાતા પાસે વિકાસ પ્લાન તૈયાર કરાવેલો. સરકારના સર્વેયર જનરલ શ્રી મિરામ્સ પાસે ઘણી ટાઉન પ્લેનિંગ યોજનાઓ, જેવી કે, એલિસબ્રિજ, જમાલપુર, કાંકરિયા વગેરે તૈયાર કરાવી તથા શહેરને ફરતો કોટ દૂર કરવા તથા ખાઈ પૂરાવી નાખી બાંધી રસ્તો કરવા તથા રિનીફરોડ સ્કીમ વગેરે ભવિષ્યના વિકાસ કામોના નકશા તથા અંદાજો તૈયાર કરાવ્યા. એ બધી યોજનાઓમાં ખર્ચ, જમીન માલિકો પાસેથી લેવાનો હિસ્સો, કેટલા વખતમાં પૂરી કરવી તેની સમયમર્યાદા, વગેરે બધું સંપૂર્ણ રીતે, વીગતવાર અને ચોક્કસ હતું એવી છાપ બધા ઉપર પડી હતી. શહેરના વિકાસમાં એમણે શ્રી મિરામ્સ પાસે તૈયાર કરાવેલી યોજનાથી ઘણો ફાયદો થયો છે, કારણ કે શહેરનો વિકાસ તેને પરિણામે વ્યવસ્થિત રૂપમાં થતો રહ્યો છે.

મહેતા સાહેબ પ્રત્યે નાનો મોટો તમામ મ્યુનિસિપલ સ્ટાફ તથા આખા શહેરની પ્રજા પૂજ્યભાવથી જોતી. સને ૧૯૨૪માં મ્યુનિસિપાલિટીની નવી ચૂંટણી થઈ અને સરદાર વલ્લભભાઈ પટેલની આગેવાની હેઠળ કોંગ્રેસ પક્ષ બહુમતીથી ચૂંટાઈ આવ્યો, તે સંધિમાં મહેતા સાહેબને પોતાના હોદ્દાના પાંચ વર્ષ પૂરાં થવાથી સરકારી નોકરીમાં પાછા જવાનું થયું તે પ્રસંગે તમામ સ્ટાફને બહુ આઘાત લાગેલો અને નહિ ગમેલું.

મને યાદ છે કે જે દિવસે મહેતા સાહેબ ચીફ ઑફિસરની જગાનો ચાર્જ છોડવાના હતા તે દિવસે તે વખતના મ્યુ. ઈજનેર ગોરે સાહેબ સાથે હું મહેતા સાહેબને વાડીભાગને બંગલે ગયેલો. થોડી વાતચીત થયા બાદ મહેતા સાહેબે ગોરે સાહેબને કહ્યું કે,

"જમાલપુર ડ્રેનેજ સ્ટેશનના પંપોની મશિનરીના કેટલાક ભાગો ઘસાઈ ગયા છે અને તાત્કાલિક બદલવાની જરૂર છે. એ મશીનરીના ભાગોનાં ટેંડરો આવી ગયાં છે, પણ હજી ઑર્ડર મુકાયો નથી. જો વખતસર ભાગો નહિ મળે તો પંપો કામ કરતા બંધ થઈ જશે એવી સ્થિતિ છે. નવું બોર્ડ આવ્યું છે. એને રીતસર કામ કરતાં થોડો વખત લાગશે. માટે આજે ઑફિસમાં વહેલા આવી, ટેંડરોની ફાઈલ મારી પાસે લાવી, આજે જ ઑર્ડર જાય એવી વ્યવસ્થા કરો." આ સાંભળીને ગોરે સાહેબ તથા હું બંગલાની બહાર આવ્યા. પછી મેં ગોરે સાહેબને કહ્યું. "મહેતા સાહેબ શા માટે ચિંતા કરે છે? મરનારને જંપકનારની શી ફિકર? આજે તો પોતે ચાર્જ છોડવાના છે!" એ સાંભળીને ગોરે સાહેબે મને કહ્યું, "મહેતા સાહેબ કર્તવ્યનિષ્ઠ છે. શહેરના હિતની ચિંતા હંમેશાં રાખે છે. મોટા માણસો પોતાની કર્તવ્યનિષ્ઠા કોઈ સંજોગોમાં વીસરે નહિ."

મહેતા સાહેબે નિવૃત્ત થયા પછી થોડો સમય સ્ટેન્ડિંગ કમિટીના ચેરમેન હતા ત્યારે ગાધીરોડને આસ્ફાલ્ટનો કરાવવાનાં એસ્ટિમેટો પોતે તૈયાર કરાવ્યાં અને તે પ્રમાણે રસ્તો કરાવ્યો.

અમે કેટલાક જૂના સ્ટાફના માણસો બેસતા વર્ષને દિવસે મહેતા સાહેબને પગે લાગવા તથા આશીર્વાદ લેવા જતા હતા, કારણ કે અમારે મન તેઓ "દેવ" હતા.

## સ્થાનિક સ્વરાજ્યનો જ્ઞાનકોષ

### શ્રી. ગિરીશચંદ્ર સ. દેસાઈ

સ્વર્ગસ્થ નર્મદાશંકરભાઈને અમે બધા મહેતા સાહેબના નામથી સંબોધતા. મારો એમની જોડે અંગત પરિચય તો ઈ. સ. ૧૯૨૯-૩૦ માં થયો, જ્યારે તેઓ સરકારનિયુક્ત સભ્ય તરીકે

મ્યુનિસિપાલિટીમા આવ્યા અને સ્ટેન્ડિંગ કમિટીના ચેરમેન બન્યા એ પહેલા ઘણી વખત એમને પ્રેમાભાઈ હૉલમા ગભીર વિષયો પર ભાષણો કરતા સાભળ્યા હતા, પરતુ અગત પરિચય ઈ સ ૧૮૨૯ પછી જ કહેવાય સ્ટેન્ડિંગ કમિટીના ચેરમેન થયા પછી મ્યુનિસિપાલિટીના કામ અગે એમને બગલે જવાનો જે પહેલો પ્રસગ મળ્યો તે દિવસ મારા જીવનમા હમેશને માટે યાદગાર બન્યો છે સરકાર અને મ્યુનિસિપાલિટી વચ્ચે એક જમીનના ઝઘડાનો પ્રશ્ન હતો અને તે ચર્ચાવાનો હતો પરતુ આ ચર્ચા શરૂ કર્યા પહેલા મને તેઓશ્રીએ પૂછ્યુ "ભાઈ, તમે ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયાની જમીન સબધિ નીતિ (Land policy) વિશે કઈ જાણો છો?" મારો જવાબ નકારમા હતો ત્યારબાદ ઈ સ ૧૮૨૫ થી માડીને કે ૧૯૧૯ ના મોન્ટેગ્યુ ચેમ્સફર્ડના કાયદા સુધી સરકારની જમીન અગેની નીતિ શી રહી છે એનુ પ્રથમ શિક્ષણ મને મળ્યુ મધ્યસ્થ સરકારના તેમજ પ્રાતીય સરકારના અનેક સરકારી ઠરાવો, વગ્તવ્યો વગેરેની એક ફાઈલ મારા હાથમા મૂકી અને મને બીજે અઠવાડિયે મળવાનુ જણાવ્યુ ત્યાર પછી એમને મળવાનો લ્હાવો હુ કદી ચૂકતો નહિ Land policy હોય કે સેનિટેશન પોલિસી હોય, Public works policy (જાહેર બાધકામ નીતિ) હોય કે Town planning (નગરરચના) નીતિ હોય લોકલ ટેક્સેશનની નીતિ હોય કે મ્યુનિસિપાલિટીના કોઈ પણ પ્રશ્ન સબધની નીતિ હોય તો પણ મહેતા સાહેબ પાસેથી મને અથથી તે ઇતિ સુધીનુ જ્ઞાન મળતુ મારી સમજ સુધારે, ભાષા સુધારે, મારી કોઈ પણ પ્રકારની ઉપરછલી સમજ હોય તે તરત સમજી જઈને દરેક પ્રશ્નના ઊડાણમા મને સહેજે લઈ જાય જે દિવસે મહેતા સાહેબ બોલાવે તે દિવસ મારે માટે આનદનો હોય મને કહેતા, "જુઓ ભાઈ, ઈંટ, માટી, ચૂનો, લોખડ નુ જ્ઞાન તો તમને હશે પરતુ જો એક સારા અમલદાર તરીકે દીપવુ હોય તો ભાષા ઉપર સારો એવો કાબૂ

મેળવવો પડશે" અંગ્રેજી વ્યાકરણ પણ વાચવાની સલાહ આપે આવા ગુરુ આજે મળવા દુર્લભ છે

સ્વ મહેતા સાહેબ સસ્કૃતના અને ભારતીય દર્શનના એક પ્રખર વિદ્વાન હતા પણ સાથે રેવન્યુ ખાતાની તેમજ સ્થાનિક સ્વરાજ ખાતાની કામગીરીમા પણ એક અજોડ નિષ્ણાત હતા રેવન્યુ ખાતામાથી ઈ સ ૧૯૦૯–૧૦ મા તેઓ પહેલીવાર અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ ઓફિસર નિમાયા મ્યુનિસિપાલિટીમા તેમના આવ્યા પહેલા, મ્યુનિસિપલ તત્ર ખૂબ જ કગાળ અને ઘૃણાસ્પદ બની ગયુ હતુ એમણે ટૂક સમયમા એટલા બધા સર્વાંગી સુધારા વધારા કર્યા કે એમની મ્યુનિસિપાલિટીમા હાજરી શહેર માટે આશીર્વાદ રૂપ નીવડી મ્યુનિસિપાલિટીના રીતસરના પેટા કાયદા, નિયમો, વગેરે તૈયાર કરીને અમલમા આણ્યા અને એ ઉપરાત ઘણા વહીવટી સુધારાઓ દાખલ કર્યા અને ઈ સ ૧૯૧૫–૧૬મા મ્યુનિસિપાલિટીને સારા પાયા પર મૂકી, ફરી પાછા, સરકારી નોકરીમા ગયા ત્યારબાદ ફરીથી તેઓ ઈ સ ૧૯૧૯ મા અમદાવાદ મ્યુનિસિપાલિટીમા ચીફ ઓફિસર તરીકે પાછા આવ્યા અમદાવાદ શહેર માટે નગર રચનાઓની શરૂઆત એમણે કરાવી રિલીફરોડ સ્કીમનો જન્મ પણ એમના સમયમા જ થયો આ બધી યોજનાઓ શરૂ કરવામા તેઓને ઓછી મહેનત નહોતી પડી રાયપુર ચકલાથી ખાડિયા ગેટનો રસ્તો કે જેને પહેલા જજોનાડીનુ નાકુ કહેતા અને જે આશરે દસેક ફૂટજ પહોળો હતો તેને વધુ પહોળો કરાવીને આજનો વિશાળ સર ચિનુભાઈ રોડ થયો તે વખતે એમને એમના સ્વજનો અને મિત્રોની ખિન્નતા સપાદન કરવી પડી તેથી સારો એવો અપયશ અને ખફામરજી વહોરવા પડ્યા હતા હિમત રાખીને પોતાનાજ લત્તામા તે જમાનામા મકાનો સપાદન કરી રસ્તો પહોળો કરાવવો એ નાની સૂની વાત ન હતી શહેરસુધારણા કરવાની શરૂઆત એમણે હિમતથી કરી સિટિ વોલ ઇમ્પ્રુવમેન્ટ સ્કીમ, જમાલપુર ટાઉન પ્લાનિગ સ્કીમ,

કાંકરિયા સ્કીમ વગેરેની શરૂઆત એમણે કરી હતી. આજે કાંકરિયાની આસપાસના હિલગાર્ડનો કે એલિસબ્રીજનો લૉ કૉલેજ ગાર્ડન કે રિલીફ રોડ, જે થઈ શક્યા છે, તે યોજનાઓની શરૂઆત કરાવવામાં એમનો હિસ્સો બહુ મોટો હતો.

સ્થાનિક સ્વરાજના કાયદાઓ, વહીવટ અને નીતિનું તેઓને અજોડ જ્ઞાન, સમજ અને અનુભવ હતાં. આ જ્ઞાન અને અનુભવનો લાભ લોકોને મળે એ હેતુથી સરકારે એમની પાસે શહેરોનાં મકાનો-ના બાંધકામ માટે પેટા-કાયદાઓનો મુસદ્દો તૈયાર કરાવ્યો હતો. વર્ષો સુધી મુંબઈ ઈલાકાની તેમજ પરપ્રાંતની મ્યુનિસિપાલિટીઓ એ આ મુસદ્દાના આધારે મકાનબાંધકામ અંગેના પેટા-કાયદાઓ ઘડ્યા હતા.

સ્થાનિક સ્વરાજનો ગમે તે પ્રશ્ન હોય તો પણ તેવા પ્રશ્નના મૂળમાં તેઓ ઊતરતા. એમને જો મ્યુનિસિપલ તંત્રના જ્ઞાનકોષ કહીએ તો જરાકે વધારે પડતું ન કહેવાય. સ્વ. દાદાસાહેબ, માવલંકર, શ્રી. ગુલઝારીલાલ નંદા તથા મ્યુનિસિપાલિટીના અન્ય તંત્રવાહકો સ્વ. મહેતા સાહેબની સલાહ અવારનવાર લેતા. ઈ. સ. ૧૯૨૪ પછી મહેતા સાહેબ અમદાવાદ છોડીને મુંબઈ ગયા. ત્યાં પણ એમની શક્તિનો લાભ સ્વ. વિઠ્ઠલભાઈ પટેલે લીધો હતો. અમદાવાદ મ્યુનિસિપાલિટી આપણા દેશની એક સર્વશ્રેષ્ઠ મ્યુનિસિપાલિટી ગણાઈ એનો યશ કંઈક અંશે સ્વ. મહેતા સાહેબને ફાળે જાય. આપણા દેશમાં પ્રથમ નગરરચનાનો કાયદો મુંબઈ ઈલાકામાં ઈ. સ. ૧૯૧૫માં આવ્યો. આજ સમયે મુંબઈ ઈલાકામાં નવા નગરરચનાના કાયદા મુજબ ઈલાકાનાં મોટાં શહેરોમાં નગરરચનાનું કાર્ય આરંભવાને સરકારે તે વખતના એક નિષ્ણાત સ્વ. આર્થર એલર્ડ મિરામ્સની નિમણૂક કરી હતી. તે જ સમયે મુંબઈ યુનિવર્સિટી માં સ્વ. પ્રોફેસર પેટ્રિક ગેડિસ સમાજશાસ્ત્રના પ્રાધ્યાપક

તરીકે આવ્યા હતા સ્વ મહેતા સાહેબે, આ બન્ને મહાનુભાવોને અમદાવાદ બોલાવીને નગરરચનાના કામનો પાયો તૈયાર કર્યો હતો

મિગમ્સને રૂબરૂ મળવાના મને અનેકવાર પ્રસગો પ્રાપ્ત થયા હતા મને તેઓ કહેતા કે જો મહેતા સાહેબ જેવા વહીવટદારો આ દેશની મ્યુનિસિપાલિટીઓને પ્રાપ્ત થાય તો શહેર-સુધારણાનુ કામ ઘણુ આગળ થઈ જાય મ્યુનિસિપલ તત્રમા ઘણીવાર અર્થ વગરના આક્ષેપો થાય અને વણસમજ્યે ટીકા થાય ત્યારે આપણને દુ ખ થાય એવે સમયે તેઓ કહેતા, "જુઓ ભાઈ, મ્યુનિસિપલ નોકરી કરવી હોય તો સ્થિતપ્રજ્ઞ થવુ પડશે આક્ષેપો અને ટીકાઓથી જો તમે નાસિપાસ થશો તો મ્યુનિસિપાલિટીમા કામ નહી કરી શકો કદાચ તમારા વખાણ થાય તો પણ બહુ આનદમા આવી ન જશો મનને સ્થિર રાખીને ટીકાઓ અને વખાણની પરવા કર્યા વિના તમારી ફરજ બજાવજો" મહેતા સાહેબ કોઈ દિવસ ગુસ્સે થયા હોય એવુ મને સાભરતુ નથી દરેક માણસને તે ઉત્સાહિત બનાવતા અને હમેશા આગળ ધપવાની પ્રેરણા આપતા અને જેઓ આગળ ધપવાની તત્પરતા બતાવતા તેઓમા રસ લઈ ને યોગ્ય માર્ગદર્શન પૂરુ પાડતા આ મહાનુભાવને સભારીને હૃદય અને માથુ બન્ને નમે છે અને ઘણી વાર એમના સસ્મરણો વીતી ગયેલો ભૂતકાળ પ્રત્યક્ષ કરાવે છે

## પ્રતિભાશાળી અમલદાર

### શ્રી અંબેલાલ ભીખાભાઈ દેસાઈ

સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રમાં શ્રી નર્મદાશંકરભાઈ એક મહાન અને અપ્રતિમ પુરુષ હતા. તેમને પ્રેમ અને ભક્તિભરી અંજલિ આપવી એ મારુ સદ્ભાગ્ય માનું છું. મને એમનો સમાગમ એમના જીવનના છેક અંતિમ ભાગમાં થયો હતો એટલે એમના સત્સંગનો લાભ બહુ મળ્યો નથી. પરંતુ થોડા સમયમાં એમને પ્રસંગોપાત્ત મળવાનું થતું ત્યારે વિવિધ પ્રશ્નોના એમનાં વિવેચનો સાંભળ્યાં હતાં તે હજીએ મારી સ્મૃતિમાં અંકિત થઈ રહ્યાં છે. એમનાં સ્નિગ્ધ નેત્રો અને વાણીમાં એક પ્રકારની મોહિની હતી જેની અસરથી શ્રી. ધનસુખલાલ જેવી, શ્રી ગિરીશચંદ્ર દેસાઈ અને હું—અમે ત્રણ એમના ભક્તો થઈ ગયા અને દર બેસને વર્ષે સવારમાં પહેલાં કૅમ્પના હનુમાનનાં દર્શન કરી પછી તરત એમનાં દર્શને જતા.

અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં ગ્રેજ્યુએટ પ્રોબેશનર તરીકે મારી નિમણૂક થઈ અને એકાદ વર્ષ પછી શ્રી. નર્મદાશંકરભાઈ મુંબઈ કોર્પોરેશનના શ્રેષ્ઠ અધિકારીની કક્ષાએ કામ કરી નિવૃત્ત થયા અને પોતાને વતન અમદાવાદ આવ્યા. ગ્રેજ્યુએટ પ્રોબેશનર તરીકે મારે દરેક ખાતાનો અભ્યાસ કરવો પડતો, તેને લીધે શ્રી નર્મદાશંકરભાઈ અહીં ચીફ ઑફિસર હતા તે સમયના એમના વહીવટ અંગેના તુમારો મારા વાંચવામાં આવ્યા હતા અને પ્રસંગ રીતે જૂના અધિકારીઓ પાસેથી એમને વિષે જાણવા મળ્યું હતું. પછી તો એમણે અમદાવાદ આવનાવેંત સ્થાનિક સ્વરાજ શિક્ષણ વર્ગો શરૂ કર્યા અને એમાં હું

દાખલ થયો એટલે મને એમના સમાગમનો અને એમની પાસેથી શીખવાનો લાભ મળ્યો.

તેઓશ્રી મ્યુનિસિપાલિટીના બંધારણ અને સામાન્ય વહીવટી વર્ગો લેતા તેમાથી દુનિયાના વિકસિત દેશોની મ્યુનિસિપાલિટીના બંધારણોનુ તુલનાત્મક જ્ઞાન મને મળ્યુ તેમની વાણીમાથી નીકળતા વિદ્વત્તાપૂર્ણ વિચારોથી હુ મુગ્ધ થતો અને એમનો સમાગમ અને સત્સગ કરવાની મને ઇચ્છા રહેતી.

મ્યુનિસિપાલિટીનાં કાગોના ઠરાવોમા જે કોઈ એમની ભલામણો વાંચે તેને એમની પ્રખર બુદ્ધિ, ઉત્તમ વ્યવસ્થાશક્તિ (Organising power), દીર્ઘ દૃષ્ટિ અને કાર્યનિષ્ઠા દેખાઈ આવશે એમનો સમાગમ થાય, એમની સાથે વાતચીત કરવાનો અવસર મળે ત્યારે એમના જીવનમા સ્થાનિક સ્વરાજ્ય મૂર્તિમંત થયુ હોય એમ લાગ્યા વિના રહે નહિ વાર્તાલાપમા સ્થાનિક સ્વરાજ્ય સબધમા તેઓ ઘણુ સમજાવી દેતા

એમનામા જ્ઞાન અને બુદ્ધિનુ ઐશ્વર્ય હતુ એમની પાસે સત્તા અને અધિકાર હતા પણ તેની સાથે એમનામા માનવતા, હૃદયની કોમળતા અને વ્યવહારિક બુદ્ધિ તેટલા જ જોરદાર હતા, એટલે હર કોઈ માણસ એમની પાસે પોતાની મુશ્કેલી નિસકોચ રજૂ કરી માર્ગદર્શન મેળવતો

એમના સાન્નિધ્યમા બેસી એમની વાણી સાભળવાથી મને ઘણો આનદ થતો તેઓ મધુરભાષી હતા પોતે ઘણા વિદ્વાન અને સામો માણસ એમની આગળ ઘણો અજ્ઞાન હોય છતા જાણે તે પોતાના જેવો જાણકાર છે એવી રીતે તેની સાથે વર્તતા અને તેની રસવૃત્તિ જાગ્રત કરી ચર્ચા કરતા

શ્રી નર્મદાશકરભાઈની જીવનદૃષ્ટિ ધાર્મિક હતી પોતે તત્ત્વનિષ્ઠ અને આચારનિષ્ઠ હતા એમણે જીવનમા વ્યવહાર અને પરમાર્થની એકતા સાધી હતી એ એમની મોટી સિદ્ધિ ગણુ છુ.

એક વખત મે એમને પૂછ્યુ હતુ કે આપના સપર્કમા વાર-વાર આવતા હોય તેમને આપ અવશ્ય લાભ આપો છો એ બરાબર છે? એમણે જવાબ આપ્યો હતો કે હુ એકને અન્યાય કરીને બીજાને લાભ આપતો નથી પણ સરખા ગુણવત્તાવાળાઓમાથી જેને હુ ઓળખુ તેને જરૂર પસદ કરુ છુ કેમકે વ્યવહાર એ વેદાતમા ખાસ અગ છે

બીજી વખત મે એમને પૂછ્યુ કે આપની પાસેથી કોઈ કોઈ વખત હુ અગ્રેજોની પ્રશસા સાભળુ છુ એ જરા સમજાવશો? ત્યારે તેમણે કહ્યુ કે વ્યક્તિ તરીકે અગ્રેજ મને પસદ પડે છે મોટા અગ્રેજ આઈ સિ એસ અધિકારીઓ મારી પાસે રેવન્યુ, સ્થાનિક સ્વરાજ્ય, અર્થતત્ર વગેરે વિષયોમા જાણવા માટે, અનુભવ લેવા માટે, આવે છે એમની કર્તવ્યબુદ્ધિને લીધે એમને માટે માન ઉત્પન્ન થાય છે

એમણે એક દિવસ એક અધિકારીના સબધમા પ્રસગ કહ્યો હતો, જેમા એમની તીવ્ર બુદ્ધિ અને ઉદારતાનો પરિચય થતો હતો પ્રમાદને લીધે સરકારી અધિકારીથી ભૂલ થઈ ગઈ જે ગિલ્લાને પાલવતી શ્રી નર્મદાશકરભાઈએ તેને શિક્ષા તો કરી પણ તેનામા જાગૃતિ અને કર્તવ્યપરાયણતાનો ઉદય થયો પછી એ અધિકારી નિષ્ઠાપૂર્વક કામ કરી ઊચે દરજ્જે પહોચ્યા તે જ્યારે શ્રી નર્મદાશકરભાઈને મળતા ત્યારે તેમનુ જીવન સુધારવા માટે શ્રી નર્મદાશકરભાઈનો ઘણો આભાર માનતા અને શ્રી નર્મદાશકરભાઈને પણ આનદ થતો તાત્પર્ય એ હતુ કે શિક્ષાનો મુખ્ય હેતુ માણસને સુધારવાનો છે, એને નિરુત્સાહ કરવાનો નથી

શ્રી નર્મદાશકરભાઈ કોઈ પણ વિષય લેતા તો તેનો તલસ્પર્શી અભ્યાસ કરતા તેઓ ઊચી કોટિના ચિતક હતા શ્રી ગુલઝારીલાલ નદા એમના જ્ઞાનથી મુગ્ધ થયા હતા અને મને કહેતા કે, "When ever I went to see him in his office I came out wiser" અમદાવાદ શહેરના સુધારા અને વિકાસ માટેની મોટા ભાગની યોજનાઓ એમણે વિચાર કરી તૈયાર કરી હતી કોઈ પણ

મોટુ જાહેર કામ કરવાની મજૂરી માટે બોર્ડમા પ્રકરણ મોકલવામા આવતુ તેમા એમની ભલામણમા બધી બાજુનુ નિરૂપણ જોવામા આવતુ, જેમકે Administrative aspect (વહીવટી દૃષ્ટિ) Financial aspect (આર્થિક દૃષ્ટિ) Capital Expenditure, Income વગેરે સર્વદેશીય બાબતનો સમાવેશ થતો હતો એ જાતે જ ભલામણ લખતા તેમજ યોજનાઓ ઘડતા એમની વિચાર ધારાનો પ્રવાહ અવિરત વહેતો એમનુ મગજ એવુ વ્યવસ્થિત હતુ કે એમના લખાણથી પાનાના પાના ભરાઈ જતા પણ એક છેકો જોવા મળતો નહી બુદ્ધિ તો ઘણી હતી પણ એનાથી ચઢિયાતી એમની મેધાશક્તિ હતી જેવી મુત્સદ્દીઓમા જરૂરની હોય છે એમનામા એ સ્વભાવસિદ્ધ હતી, જે મોટા રાજ્યોના કારોબાર ચલાવવામા આવશ્યક હોય છે

શહેરનો જેમ વિકાસ થતો ગયો કામકાજ વધ્યુ તેમ તેને પહોચી વળવા અને કાર્યક્ષમના વાસ્તે ખાતાઓની પુનર્વ્યવસ્થા કરવા ચૂક્યા નહી મારા પ્રોમેશન સમયમા સ્ટોરકીપરની જગ્યાએ કામ કરવા મારી નિમણૂક થઈ હતી મે મારી મુશ્કેલીઓ એમની આગળ રજૂ કરી એમણે જોયુ કે સ્ટોર ખાતુ પાગળી સ્થિતિમા છે, અને સ્ટોરકીપર તરીકે કોઈને પણ કામ કરવુ કઠણ છે એટલે એમણે મ્યુનિસિપાલિટીમા ઠરાવ કરાવી મુબઈ કોર્પોરેશનના સ્ટોર ખાતાના model મુજબ સ્ટોરખાતાની પુનર્વ્યવસ્થા કરવા ત્યાથી સ્ટોર ખાતાના નિષ્ણાત બોલાવી તેમની પાસે સપૂર્ણ પુનર્વ્યવસ્થા કરાવી તેમજ બીજા ખાતાઓમા પણ નવા ફેરફારો કર્યા એમના પછી ખાતાઓની પુનર્વ્યવસ્થાનુ એમનુ કામ શ્રી ગુલઝારીલાલ નદાએ આગળ ધપાવ્યુ શ્રી ગુલઝારીલાલ નદાએ વખતોવખત મુબઈ મ્યુનિસિપલ કોર્પોરેશનમા જઈ ત્યાના ખાતાઓની માહિતી મેળવી તે મુજબ એસ્ટેટ મેનેજમેન્ટ અને ટાઉનપ્લેનિંગના ખાતાની પુનર્રચના કરી

રેવન્યુ સ્થાનિક સ્વરાજ્ય પર તો એમનો એટલો બધો અધિ-

कार हतो के अग्रगण्य नेताओ तथा सत्ताधारीओ एमनो अभिप्राय लेता परंतु एमनामा Legislative power पण घणो सारो हतो अमदावाद म्युनिसिपालिटीना नियमो, उपनियमो घडवामा एमनो मोटो भाग हतो अने छेवटमा तो एमने म्युनिसिपालिटीओना उपनियमो घडवानु काम वडी सरकार तरफथी सोपायु हतु.

एमनु ज्ञान नित्य विकासवतु हतु, जेथी नवी दिशा एमनी आगळ खूली जती अने जे विचार ते वे तेमा मौलिक वस्तु आपी शकता. तेओश्री सरस्वतीना भक्त हता, परतु भणतर साथे घडतर पर पण एटलो ज भार मूकता हता कोलेजमाथी उपाधिओ लईने जे उमेदवारो नोकरीमा दाखल थता तेमने स्थानिक स्वराज्यनां पुस्तको वाचवा उपरात धीरज राखी अनुभव लेवानो बोध करता श्री नर्मदाशकरभाई केवळ मोटा अधिकारी न हता परतु साक्षर, लेखक अने समर्थ चितक हता आथी एमना वखाणमा ऊडाण अने गभीरता हता ज्ञान आपणी पासे वीजनो घणी छे परतु आपणी पासे दृष्टि नथी

## महेता साहेब

### सैयद जलालुद्दीन गुलामशाह मशहदी

दी बा नर्मदाशकर देवशकर महेता जोडे अमारा खानदानने लगभग छेल्ली त्रण पेढी उपरातनो सबध तेमना पिताश्री रा सा देवशकर नथुभाई महेता, जेओ घणो लावो वखत अमदावाद जिल्लाना आखा दसक्रोई तालुकाना मामलतदार हता ते वखतनो अमारा कुटुबने तेमनी साथे गाढो परिचय हतो घणा कामेल मामलतदार तरीके तेमनी ख्याति हती आवा कामेल मामलतदार पोताना पितानी जग्याए मामलतदार तरीके आव्या अने ते विभागना डेप्युटी

કલેક્ટર પણ થયા શ્રી નર્મદાશંકરભાઈ સને ૧૯૧૦માં ડેપ્યુટી કલેક્ટર પ્રાંતિજ વિભાગના હતા ત્યારે તેમની નિમણૂક અમદાવાદ મ્યુનિ ના પહેલા ચીફ ઑફિસર તરીકે થયેલી

તેમણે ચીફ ઑફિસર તરીકે ચાર્જ લીધો ત્યારે સરદાર સર ચિનુભાઈ પહેલા બેરોનેટ મ્યુનિ ના પ્રમુખપદે હતા અને તેમની નિગાહબાની નીચે શ્રી નર્મદાશંકરભાઈએ તે વખતે મ્યુનિ ની સ્થિતિ સારા પાયા પર મૂકી રૂલ્સ અને બાયલોઝ ઘડવાના જરૂરી હતા તે સર્વે તૈયાર કરી બોર્ડ પાસે મંજૂર કરાવ્યા અને સરકારની મંજૂરી મેળવી તેને અમલમાં આણ્યા અને તે રીતે મ્યુનિ ને સુવ્યવસ્થિત બનાવી સને ૧૯૧૬ની આખરે તેઓ અમદાવાદથી મુંબઈ ખાતે વાંદરા મ્યુનિ ના ચીફ ઑફિસર તરીકે સરકારની મંજૂરીથી ગયા અને ત્યાં પણ ઘણું સારું કામ કર્યું સને ૧૯૧૫ થી ૧૯૧૮ સુધી સરકારે ડિસ્ટ્રિક્ટ મ્યુનિ ઍક્ટ સને ૧૯૦૧ અનુસાર મ્યુનિ કમિશ્નરની નિમણૂકનો અખતરો કરી જોયો અને મ્યુ ના કમિશ્નરો તરીકે શ્રી જે એ શિલિડી શ્રી મોન્ટીથ, શ્રી મહમદઅલી, શ્રી એ માસ્ટર વગેરે આઈ સી એસ અધિકારીઓ આવી ગયા પરંતુ ચુંટાયેલા સભ્યો સરદાર પટેલ દી બ હરિલાલ દેસાઈ વગેરે અગ્રગણ્ય કાઉન્સિલરોને કમિશનરોની આ પ્રથા સાથે મેળ ખાધો નહિ અને બોર્ડે ચીફ ઑફિસરની પ્રથા ચાલુ કરવા સરકારને વિનંતી કરી તે અનુસાર શ્રી નર્મદાશંકરભાઈ ફરીથી ચીફ ઑફિસર તરીકે આવ્યા સને ૧૯૧૮માં મ્યુનિ બોર્ડની ચૂંટણીમા સરદાર પટેલની સાથે દરિયાપુર વોર્ડમાંથી ચુંટાઈને આવેલા

જે પ્રશ્ન ઉપર શ્રી નર્મદાશંકરભાઈ બોલવા ઊભા થાય તેના ઉપર તેઓ અભ્યાસપૂર્ણ રજૂઆત કરતા અને પોતાનું મંતવ્ય કોઈ પણ જાતની ભીતિ વિના રજૂ કરતા સને ૧૯૨૨ સુધી અમે ચાલુ રહ્યા અને રાષ્ટ્રીય કેળવણી મંડળને એક લાખ ઓગણોતેર હજાર રૂપિયા ગ્રાન્ટ આપવાના પ્રશ્ન ઉપર સરકારે મ્યુનિ બોર્ડને

સસ્પેન્ડ કર્યું ત્યા સુધી હુ ચાલુ રહેતો ત્યારબાદ સરકારે આ રકમ જે તે મત આપનાર સભ્યો પાસેથી વસૂલ કરવા દાવો કરેલો તેમા સરદાર પટેલની સાથે સત્તરમા નબરના પ્રતિવાદી તરીકે હુ પણ હતો આ કેસ લાબો ચાલ્યો અને છેવટે પ્રિવિ કાઉન્સિલ અને સેશન્સ જજ શ્રી એફ એસ. તિઓઝાની કોર્ટમા અમારા લાભમા ચુકાદો આવ્યો મુકદ્દમો દી બા હરિલાલભાઈએ ઘણીજ બાહોશીથી ચલાવેલો મ્યુનિ બોર્ડ સને ૧૯૨૨ મા સસ્પેન્ડ થયેલુ તેની suspension ની મુદત પૂરી થતા તા ૯—૭—૧૯૨૪ ના દિને શ્રી નર્મદાશકરભાઈ પોતાની સરકારી નોકરીમા પાછા ફર્યા

શ્રી નર્મદાશકરભાઈ સને ૧૯૨૪ મા સરકારી નોકરીમા પાછા ફરી, મુબાઈ મ્યુનિ કોર્પો મા સ્વ વિઠ્ઠલભાઈ પટેલ દ્વારા ડેપ્યુટી મ્યુનિ કમિશ્નર તરીકે નિમાયા અને ત્યારબાદ સને ૧૯૨૮ થી ૧૯૨૯ સુધી મ્યુનિ ના રિટ્રેન્ચમેન્ટ એડવાઈઝર તરીકે કામ કર્યું અને સને ૧૯૨૮ મા મુબઈ સિટિ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના ચીફ ઓફિસર તરીકે કામ કરી, પાછા તેઓ અમદાવાદ પધાર્યા અને શહેરની સેવાનુ કાર્ય તેમની સરકાર તરફથી મ્યુનિ સભ્ય તરીકે નિમણૂક થતા સ્વીકાર્યું આ વખતે મ્યુનિ માથી સરદાર પટેલે શ્રી ભગતની ચીફ ઓફિસર તરીકે નિમણૂક થતા રાજીનામુ આપેલુ અને તેમના સ્થાને શ્રી દોલતરામ વકીલ પ્રમુખ તરીકે ચૂટાયા ત્યારબાદ શ્રી મૂળચદભાઈ આશારામ શાહ પ્રમુખ તરીકે ચૂટાયા

શ્રી નર્મદાશકરભાઈને સર્વે "મહેતા સાહેબ" ના હુલામણા નામથી સબોધતા તેઓ સાહેબ મ્યુનિ સભ્ય તરીકે નિયુક્ત થતા તેમની શક્તિ અને જ્ઞાનનો પૂરો ઉપયોગ કરવાના હેતુથી તેઓને સ્ટેન્ડિગ કમિટીના ચેરમેન તરીકે ચૂટવામા આવ્યા આ સ્થાને તેઓ સાહેબે બહુ જ સફળતાપૂર્વક કામ કર્યું અને મ્યુનિ મા તે વખતે રોડ અબાલાલ સારાભાઈ, શ્રી ગુલઝારીલાલ નદા વગેરેની ઇન્ડિપેન્ડન્ટ પાર્ટીની બહુમતી હતી તે પાર્ટીએ તેમને પ્રમુખ થવાનુ

સૂચન કર્યું પણ મહેતા સાહેબે આ માટે પોતાની નાખુશી એ કારણે દર્શાવી કે હું સરકાર તરફથી આવેલો છું અને ચૂંટાયેલા સભ્યોને મારે આ માટે મત આપવા કહેવા જવું મને યોગ્ય લાગતું નથી. સ્ટેન્ડિંગ કમિટીના ચેરમેન તરીકે હું વધારે સારી સેવા આપી શકીશ.

તેમના વખતમા રિલીફરોડની યોજના જે પડી રહી હતી તે ફરીથી હાથ ધરવામા આવી તેમજ ટેક્સેશનના રૂલ્સ જે તેઓએ નવા બનાવ્યા હતા અને ઇન્કમટેક્સની ગણતરી મુજબ ગોઠવવાના હતા, તેનો મુસદ્દો તેઓએ તૈયાર કર્યો અને સભ્યોમા વહેંચવામાં આવ્યો. દરમિયાન મહેતા સાહેબ મુબઈ મ્યુનિસિપાલિટીના કમિશ્નર થયા અને સારમાદ સરકારે તેમને દીવાન બહાદુરનો ખિતાબ આપ્યો અને તે પછી નામદાર ખભાત નવાબ સાહેબે તેઓ સાહેબની દીવાન તરીકે પસદગી કરી એટલે આ આખો મુસદ્દો બાજૂ પર રહ્યો, જે મજૂર થયો હોત તો પ્રજાને ઘણી રાહત મળી હોત.

શ્રી મહેતા સાહેબ જ્યારે પહેલા ચીફ ઓફિસર થયા અને બીજીવાર આવ્યા તે કાળ દરમિયાન તેમણે મ્યુનિ.ની ઘણી ઉમદા સેવા બજાવી હતી તેમ કહ્યા વિના ચાલે તેમ નથી તેઓ સાહેબે રૂલ્સ અને બાયલૉઝ ઘડ્યા, તેમજ નગર રચનાની ટાઉન પ્લેનિંગ સ્કીમ ન. ૧ થી ૫ તથા રિલીફ રોડની ૮૦ ફૂટની પહોળાઈ સાથેની રચના કરી. બાકી હતુ તે તેઓ સાહેબે સ્ટેન્ડિંગ કમિટીના ચેરમેન તરીકે આવીને પૂરુ કર્યું. તેઓ જાણે મ્યુનિ.ની અથવા સ્થાનિક સ્વરાજ્ય સસ્થાની સેવા કરવા જન્મ્યા ન હોય તેવુ તેમના જીવન ઉપરથી જણાઈ આવે છે.

મહેતા સાહેબે મ્યુનિ.ની અને સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓની અને ખાસ કરીને અમદાવાદ શહેરની જે સર્વાંગી સેવાઓ કરી છે તે ચિરસ્મરણીય રહેશે.

# પૂજ્ય શ્રી. નર્મદાશંકરભાઈ

## શ્રી ગિરિજાશંકર હરિશંકર જોશી

પૂજ્ય મુરબ્બી શ્રી નર્મદાશંકરભાઈ પાસે આશરે ૪૬ વર્ષ પહેલા એટલે સને ૧૯૨૦–૨૧ની આસપાસ ઉપનિષદોનો અભ્યાસ કરવા હું સ્વ. રાવબહાદુર કેશવલાલભાઈ ત્રિવેદી તથા શ્રી ગોવિંદરામભાઈ માસ્તર સાથે દરરોજ સવારે શાહીબાગમાં જતો હતો અને તેઓશ્રીના સનાતન ધર્મપ્રેમી શાસ્ત્રાનુરાગી ઋષિજીવનની ઝાંખી અનુભવતો હતો.

તેમની વેદાંતશાસ્ત્ર અને અન્ય દર્શનોની ઝીણી સૂઝ તેમ જ સન્નિષ્ઠા અને સદ્ગુરુવર્ય શ્રી નૃસિંહાચાર્યજી ઉપરનો એકનિષ્ઠ ગુરુભક્તિભાવ તથા ઇષ્ટોપાસના સ્વાધ્યાય પ્રવચનનો પ્રેમ તથા ઉપનિષદોનું સહેલાઈથી સમજી શકાય તેવી વિવરણશૈલી ઇત્યાદિનો અનુભવ કરતા એક કલાક ક્યાં પૂરો થતો તે પણ અમે ભૂલી જતા. તેઓશ્રીની વિદ્વત્તા મનગ્રાહી હતી. શાસ્ત્રચર્ચા વખત પોતાનું બ્રાહ્મણત્વ—ઋષિત્વ—પ્રગટ કરતા અને તમામ સાંસારિક બાબતો ભૂલી માત્ર પ્રાચીન કાળના ઋષિનો આશ્રમ હોય અને ત્યાંના નિર્મળ વાતાવરણમાં બ્રહ્મચર્ચા ચાલતી હોય અને જે વાતાવરણ જામે તેવું વાતાવરણ અમે અનુભવતા. તેમના વિદ્વત્તાપૂર્ણ ભવ્ય જીવનનો આ અનુભવ અમને પરમ શાંતિ અર્પતો.

ઈશ પ્રશ્ન કેન મુંડક માંડૂક્ય વગેરે ઉપનિષદોનો શાંકરભાષ્ય સાથેનો આ અભ્યાસક્રમ આશરે બે વર્ષ ચાલ્યો. પછીથી સંજોગાનુસાર તેઓશ્રીનું મુંબઈ જવાનું થવાથી અમારી અભ્યાસપ્રવૃત્તિ

સ્થગિત થઈ એ દિવસોનુ પવિત્ર સ્મરણ અત્યારે પણ આનંદ અને શાતિદાયક થાય છે. મારો તેમના ઉપર જે પૂજ્યભાવ બંધાયો અને તેમના ઋષિજીવનનુ જે પાસુ મે અનુભવ્યું તે મારી અત્યત મોંઘી અને ધન્ય સ્મૃતિ છે

## મારા ભક્તિભાજન

### શ્રી. રમણલાલ છોટાલાલ ગાંધી

મુરબ્બી પૂજ્ય નર્મદાશકરભાઈ બિમાર પડયા તે વખતે હું અમદાવાદમા હતો તે દરમિયાન તેઓશ્રીના દર્શને જતો અને તેમની પ્રસન્નતા અનુભવતો તેમના અતિમ દર્શન અને તેમની સ્મશાન–યાત્રામા સામેલ થવાનો અનન્ય લાભ શ્રીહરિએ મને આપ્યો. તેઓશ્રીએ મનસા–વાચા–કર્મણા મારુ પુત્રવત્ પરિપાલન કર્યું હતુ અને તેમની પુણ્યસ્મૃતિ અહર્નિશ મને છે તેમના જીવનથી તેમણે મને નિષ્કામ કર્મયોગનો પાઠ શીખવ્યો છે મારા જીવન ઉપર કાયમની શુભ અસર કરનાર મહાપુરુષોમા તેઓશ્રી પ્રથમ અને અગ્રેસર હતા. તેમની વિદ્વત્તા અને અગાધ શક્તિ તો હુ મેળવી શકયો નથી, પરતુ તેમના જ્ઞાન–ભક્તિનો પૂજારી હું હતો અને છુ.

મારા જીવનના તેમની સાથેના થોડા પ્રસગો જે યાદ આવે છે તે લખુ છુ

વડોદરાના તેમના નિવાસસ્થાને એક રવિવારની બપોરે એક આધેડ ક્રિશ્ચિયન બાઈ તેમને મળવા આવી બાઈએ સ્ત્રી જાતિના સ્વભાવ મુજબ અશ્રુપાતથી કોઈ કાર્ય માટે તેમની કૃપાયાચના કરી તેના ગયા પછી પોતે બોલ્યા "Crocodile tears", સૂચવવા કે આ બાઈ કોઈ ખોટો લાભ બીજાને નુકસાન કરી ઉઠાવવા માગે છે

તેમની શિખામણ દેવાની રીત પણ સૂચક અને સૂત્રાત્મક હતી. એક પ્રસગે તેમણે કહેલુ કે "First dress, then address" એટલે આપણો પોષાક આપણી વાણીને અનુરૂપ હોય અને સામાના મોભાને સભાગીને હોય તો વ્યક્તિત્વની છાપ પડે, વાણી ફળવતી થાય

ધર્મ, તત્ત્વજ્ઞાન, અને આચાર વગેરેની ચર્ચા હોય ત્યારે તેમનો ઝોક સદૈવ બુદ્ધિપ્રધાન અને વિવેકબુદ્ધિ ઉપર હતો અધશ્રદ્ધાળુ તથા ઘેલનાપણાના ખડનમા તેમણે અખાની ઉક્તિ ઉચ્ચારી હતી "ગન મારે ગુમાઈ"

તેઓશ્રી કેવલાદ્વૈત મતના હિમાયતી હોવા છતા સનાતન ધર્મના—તેના સાંગોપાગ સહિત પાલક હતા અને દેવ-પૂજક હતા તેઓશ્રીની છેલ્લી માદગીમા નજર સામે બુદ્ધ ભગવાનની પ્રતિમા રાખી હતી

મદવાડમા પણ તેઓશ્રી વર્તમાનપત્રો વાચીવચાવી જગતની સાથે રહેતા છતા આત્માના સધાનમા તૂટ પડવા દેતા નહી

તેઓશ્રીના યોગે મને શ્રી ઉપેન્દ્રાચાર્યનો પરિચય થયેલો અને શ્રી શ્રેય સાધક અધિકારી વર્ગના સાધન સમારભોમા હાજર રહેવાનો લાભ મળેલો તેઓશ્રીના પ્રસગોચિત ભાષણોની ટૂક નોધ લઈ તેને વિસ્તારથી એ ત્રણ પ્રસગે લખી આપ્યાનુ મને સાભરે છે

તેમનુ શાહીબાગનુ "શિવ-સદન" બધાતુ હતુ ત્યારથી, તેમા રહેવા ગયા અને તેઓશ્રીનો દેહ-વિલય થયો ત્યા સુધી જ્યારે જ્યારે બની શકે ત્યારે ત્યારે કોઈ પણ જાતના નિમિત્ત વિનાય હુ તેમની પાસે દોડી જતો તેમના દર્શન સમાગમ, ચર્ચા, અમર મન નિરીક્ષણ, મને સતોષ, આનદ, પ્રેરણા આપતા અને મારુ જીવન ઉન્નત થતુ મને લાગતુ. લગભગ ત્રીસ વરસ સુધીના મારા પરિચય દરમિયાન મે નથી જોયો તેમનામા ક્રોધ કે નથી સાભળી કોઈની પણ ટીકા સદાય શાન્ત, ગભીર અને આનદી, શાન્ત વાણી બોલતા અને કર્તવ્યમગ્ન કે લેખનમગ્ન કે વાચનમગ્ન હુ તેમને જોતો

સત્ય, પ્રિય, મિત, હિતકર વાણીના તેઓશ્રી જ્વલન્ત દૃષ્ટાંત હતા તેમનો વિદ્યાવ્યાસંગ અનુપમ હતો તત્ત્વજ્ઞાનના પુસ્તકો સિવાય વિજ્ઞાનના જુદા જુદા ક્ષેત્રોના પુસ્તકોનો તેઓ અભ્યાસ કરતા મન્ત્રશાસ્ત્ર અને શાક્તદર્શનના ગ્રંથો પણ તેમણે પચાવ્યા હતા તેઓશ્રીની પોતાની લાઇબ્રેરી ઉત્તમ પુસ્તકોથી ભરચક હતી તેમની લેખિનીમા સાક્ષાત્ સરસ્વતી ઊતરતી હોય એમ લાગતુ એવા સિદ્ધ લેખક અને પ્રખર વક્તા તે સમયના ગુજરાતમા થોડા હતા તેઓશ્રીના ગુરૂ અને ગુરુબધુઓ તેમને "શકર" નામે બોલાવતા અને તેઓ ખરે જ બીજા આદિ શકર સમાન દીપતા તેમનુ દર્શનમાત્ર સૌ કોઈને આહ્લાદક હતુ

આવક-જાવકનો હિસાબ તેઓ જાતે જ લખતા કે લખાવતા અને કોઈ જાતની ગફલત ન રહે તેની તકેદારી રાખતા તથા રખાવતા

વિવેક રૂપી દશમો નિધિ તેમને વરેલો હતો કરવા જેવુ તેમનાથી રહી જતુ નહી અને ન કરવાનુ કોઈ તેમની પાસેથી કરાવી શકે નહી, એવો તેમનો શુદ્ધ, સરળ, બુદ્ધિપૂર્વકનો વર્તવાર સૌ ક્ષેત્રોએ હતો ઘરમા અને બહાર વહેવારમા અને પરમાર્થમા, તેઓ અનુપમ હતા

ईशावास्यमिद सर्वम्

એ સૂત્ર તેમના જીવનમા તેમણે ચરિતાર્થ કરેલુ હતુ

તેમનુ ગૃહજીવન, સનાતન આર્યધર્મને અનુરૂપ હતુ અતિથિ દેવો ભવ, માતૃદેવો ભવ, આચાર્યદેવો ભવની ભાવનાઓથી ઓતપ્રોત હતુ અને તેમના અતર જીવનમા અવધૂતની ખુમારી હતી

એવા આ વિરલ પુરુષ ગુજરાતની ધરણીને ધન્ય કરી ગયા રાજદ્વારી ક્ષેત્રે પડ્યા હોત તો ભારતના પ્રમુખ થવાની યોગ્યતાવાળા હતા ધર્મક્ષેત્રે પડ્યા હોત તો શકરાચાર્યની ગાદીને લાયક હતા જ્યા જ્યા તેમણે કામ કર્યું ત્યા અનુપમના સિદ્ધ કરી

# સત્તા અને સરસ્વતીનો સંયોગ

## શ્રી ત્રિભુવનદાસ એસ. ઠક્કર

શ્રી નર્મદાશંકરભાઈના સંપર્કમાં પહેલીવાર હું આજથી આસડ વર્ષ ઉપર આવ્યો હતો તે વખતે તેઓ બોરસદમાં રેસિડેન્ટ ફર્સ્ટ-ક્લાસ મેજિસ્ટ્રેટ હતા બોરસદમાં કેટલાક બ્રાહ્મણ સદ્‌ગૃહસ્થોએ "બ્રાહ્મણ હિતવર્ધક સભા" કાઢી હતી તેના વાર્ષિક સમેલનોમાં નર્મદાશંકરભાઈને અધ્યક્ષપદે બિરાજવાની વિનંતિ થતી અને તેઓ પધારતા તે વખતે તેમની વાણી સાંભળવાનો અવસર મને પ્રાપ્ત થએલો ત્યાર પછી ઘણાં વર્ષો સુધી હું તેમને મળી શક્યો નહતો કેમકે તેઓ રેવન્યુ ખાતામાંથી મ્યુનિસિપલ ક્ષેત્રમાં પડ્યા અને હું રેવન્યુ ખાતામાં જોડાયો

પરંતુ ત્યાર બાદ ઘણાં વર્ષો પછી તેઓ મુંબઈ મ્યુ કોર્પોરેશનમાં ડે મ્યુ કમિશ્નર હતા અને હું સુરત મ્યુનો ચીફ ઓફિસર હતો ત્યારે મારે એમને મળવાનું થતું અને મ્યુનિસિપલ બાબતોના એક નિષ્ણાત તરીકે તેઓની સલાહ હું અવારનવાર લેતો મારે જણાવવું ઘટે કે એમનું એ વિષયનું અગાધ જ્ઞાન મહોળો અનુભવ અને સૂક્ષ્મ સમજ મને ઘણાં ઉપયોગી થતાં તે જ પ્રમાણે લોકલ સેલ્ફ ગવર્નમેન્ટના સમેલનોમાં પણ મને તેમનો સંપર્ક થતો અને તેમના વિચારો તથા અભિપ્રાયો જાણવાનો સુયોગ સાંપડતો

નર્મદાશંકરભાઈ એક શક્તિશાળી વહીવટકર્તા જ ફક્ત નહોતા પરંતુ ધર્મ અને ફિલસૂફીના એક સમર્થ વિદ્વાન હતા સાધારણ

માન્યતા એવી છે કે સત્તા અને સરસ્વતીનો એક જ વ્યક્તિમાં સંગમ બહુ જવલ્લે જોવા મળે છે. પણ નર્મદાશંકરભાઈ એક વિરલ અપવાદ હતા. તેમનામાં આ બે ભિન્ન પ્રકારની સિદ્ધિઓનો વિરલ સંગમ થયો હતો. નર્મદાશંકરભાઈનાં અસાધારણ જ્ઞાન અને શક્તિ માટે મને અત્યંત આદર હતો.*

* અંગ્રેજી લેખ, ઉપરથી.

## અમદાવાદના એક વિધાયક

### શ્રી. નૈષધરાય બાપાલાલ દવે

મારા પૂજ્ય પિતાશ્રી બાપાલાલ જીવનલાલ અમદાવાદ મ્યુ. સેસ કલેકશન સુપરિન્ટેન્ડન્ટ તરીકે લગભગ ચાળીસ સાલ નોકરી કરી નિવૃત્ત થયા તે વખતે અમદાવાદ મ્યુનિસિપાલિટી નાની હતી અને તેના મુખ્ય અમલદાર મ્યુ. સેક્રેટરી કહેવાતા અને તેમની નીમણૂક સરકાર કરતી. પછી શહેરની વસ્તી વધવા માંડી અને મ્યુ. નો કારભાર પણ વધવા માંડ્યો એટલે સેક્રેટરીની જગા રદ કરી તેને બદલે ચીફ ઓફિસર નીમવાનું નક્કી થયું. એ જગા માટે ઘણા મોટા અમલદારોની અરજીઓ મંગાવવામા આવી અને તે પ્રમાણે અરજીઓ આવી. આ વાત સને ૧૯૦૯ની હતી અને મ્યુનિસિપાલિટીના જનરલ બોર્ડે ઘણા ઊહાપોહ પછી નર્મદાશંકરભાઈની નિમણૂક કરી અને તે રીતે તેઓ આ શહેરના પ્રથમ ચીફ ઓફિસર થયા

નિમણૂક થયા પછી તુરત જ તેમણે પોતાની શક્તિઓ શહેરના વિકાસ માટે કામે લગાડી દીધી ધૂળિયું અને ગલીકૂચીઓવાળું શહેર પોતાની કાયા પલટવા લાગ્યું. નર્મદાશંકરભાઈએ સર ચિનુભાઈની સાથે મળીને સુંદર રસ્તાઓની તથા ભરજીવાની સગવડોની યોજના તૈયાર કરી. ખાડિયાનો સાંકડો રસ્તો પહોળો કરાવ્યો જે સર ચિનુભાઈ રોડ તરીકે ઓળખાય છે. પછી કેટલાક રસ્તાઓ આસ્ફાલ્ટના કરાવવા

શરૂ કર્યા તે પછી વોટર વર્ક્સ મોટુ કરાવી શહેરની પાણીની તંગી દૂર કરી એમના વહીવટના પહેલા જ વર્ષમા એક બાહોશ, કાર્યદક્ષ અને પ્રમાણિક અમલદાર તરીકે શહેરમા એમની મોટી ખ્યાતિ થઈ.

ત્યારબાદ એમણે એક પછી એક ટાઉન પ્લેનિંગ સ્કીમો તૈયાર કરાવી. હુ ધારુ છુ ત્યા સુધી પહેલી સ્કીમ કાકરિયા મણિનગર ગાર્ડન સ્કીમ હતી. કયા કયા બાગ બગીચા રાખવા, કયા કયા રસ્તા કેટલા પહોળા કરવા, શહેરને ફરતો અર્ધચંદ્રાકાર રસ્તો કેવી રીતે કરવો એ વગેરેનુ સુદર વર્ણન પોતે સ્થાનિક પેપરોમા આપેલુ. બાગને માટે તેમણે 'ઉદ્યાન' શબ્દ વાપરેલો. આ યોજનાનુ સુદર વર્ણન શિષ્ટ ગુજરાતી ભાષામા કરેલુ ત્યારે નર્મદાશંકરભાઈનુ ગુજરાતી ભાષા ઉપર કેટલુ ભવ્ય પ્રભુત્વ હતુ તેનો મને ખ્યાલ આવ્યો.

હાલનુ કાકરિયા અને મણિનગર ગાર્ડન સમગ્ર આપણે જોઈએ છીએ તેના પ્રારંભિક ઘડતરનો યશ નર્મદાશંકરભાઈને ફાળે જાય છે.

અમદાવાદ છોડીને તેઓ મુબઈ મ્યુ. કોર્પોરેશનમા ગયા. ત્યા પણ તેમની અસાધારણ શક્તિઓ અને કાર્યદક્ષતાએ તેમને ખુબ ખ્યાતિ આપી. તેઓશ્રીના જ્ઞાન અને વિધાયક શક્તિની મુક્તકંઠે પ્રશંસા કરનારા અનેક કોર્પોરેટરોને મે સાભળ્યા હતા. જાણીતા કોર્પોરેટર અને એક વખતના મેયર સ્વ. શ્રી જમનાદાસ મહેતા મારી આગળ તેમને માટે પ્રશંસાના ફૂલ વરસાવતા. સર બહેરામજી જીજીભાઈ, હુસેનભાઈ રહિમતુલ્લા, સર ચિનુભાઈ ચંદાવરકર, વગેરે અનેક કોર્પોરેટરો નર્મદાશંકરભાઈ ઉપર મુગ્ધ હતા.

તેમનો માયાળુ સ્વભાવ મને ખૂબ સાભરે છે. એક વખત મુબઈ કોર્પોરેશનમા તેમને મળવા હુ ગયો. ફાઈલોના ઢગલા પડ્યા હતા અને પોતે કામમા નિમગ્ન હતા છતા મુલાકાત આપી અને મને તુરત ઓળખી કાઢ્યો. મારી બાબતમા ખૂબ પૂછપરછ કરીને કહ્યુ કે કઈ કામ હોય તો કહેજો. પછી સાજે તેમને ત્યા જમવાનુ પણ કહ્યુ

આવું હતું અમદાવાદના વતનીઓ પ્રત્યેનું તેમનુ મમત્વ.

મારા પિતાશ્રીને નર્મદાશંકરભાઈ તેમજ તેમના પિતાશ્રી દેવશંકરભાઈ સાથે ઘણો ઘરોબો હતો. તેથી મારા પિતાશ્રી સાથે પ્રસગોપાત્ત હું તેમને ત્યાં જતો. તેમની વાત કરવાની રીત આહ્‌લાદક હતી. તેઓશ્રી બોલે એટલે જાણે જૂઈના ફૂલ ખરતા હોય તેવું લાગતુ. કેટલીય વાર તેમને ત્યા વિદ્વાનોનો તથા અમલદાર મિત્રોનો ડાયરો જામતો પ્રસગે આનંદશંકરભાઈ, કેશવલાલભાઈ ધ્રુવ, ગટ્ટુભાઈ ઠેંગસરી, વગેરેને હુ જોતો. રા બ. કેશવલાલ ત્રિવેદી, મૂળચંદભાઈ આશારામ, સર મહેબૂબમીયા કાદરી વગેરેના પણ દર્શન કરતો.

## સદ્‌ગુરુના કૃપાપાત્ર

### શ્રી. છોટાલાલ જ. ઓઝા

શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગમા મારો પ્રવેશ સને ૧૯૦૦ની શરૂઆતમા થયો અને ત્યારથી અદ્યાપિ પર્યંત એ સસ્થામા રહી મારી આધ્યાત્મિક ઉન્નતિ સાધવાનુ સુભાગ્ય મને પ્રભુકૃપા—ગુરુકૃપાથી મળ્યુ છે આ સમયે મારી વય ચૌદ વર્ષની હતી. વર્ગમા પ્રતિવર્ષ થતા ઉત્સવોમા વર્ગના ઉચ્ચ કોટિના વિદ્વાનો આવતા તેમનાં વ્યાખ્યાનો થતા અને ઉત્સવના આગળ પાછળના દિવસોએ વિદ્વાનોની વિવિધ વિષયો ઉપર ચર્ચાઓ થતી આ ચર્ચાઓમા વિદ્વાનો તથા અન્ય સાધક સમુદાય વચ્ચે પરસ્પરમા જે પ્રેમપૂર્ણ હાર્દિક ભાવ ભરી, ભક્તિ—જ્ઞાનની વાતો થતી તે સાભળવાનો અપૂર્વ લાભ મળતો અને સહજમા ઘણુ જાણવાનુ મળતુ

શ્રેયસ્સાધકો તથા સસ્કારી જનસમુદાયના નૈતિક તથા આધ્યાત્મિક અભ્યુદય—ઉત્કર્ષ માટે યોજનાઓ શ્રી ગુરુદેવ—શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી સાથે ચર્ચાતી અને તે સબધી ઘણો પત્રવ્યવહાર પણ

નિમિત્તના પત્રોમા-પોતે સસ્કૃત શ્લોકો રચીને લખતા અને પોતાનો ભક્તિભાવ પ્રદર્શિત કરતા ભક્તિભાવ ઉપરાત કેટલાક પત્રોમા ઉચ્ચ પ્રકારનો વિનોદ પણ કરવાનો અભ્યાસ ખરો શ્રી સદ્‌ગુરુ પ્રત્યે કેટલો ઉચ્ચ ભાવ રાખતા તે તેમના એક પત્ર ઉપરથી જણાય છે

"પ્રિયતમ પરમાત્મન્!

વસ્તુરૂપે આપશ્રી અમારા અતર્યામી છો, અને પ્રતીતિરૂપે આપશ્રી અમારી બ્રહ્મોપાસનાના પ્રતીક છો ઉભય રૂપે આપશ્રીનુ અમો ૨૬ સાધકો નવીન વર્ષના આરભના દિવસે ધ્યાનમય યજન કરીએ છીએ તત્ત્વરૂપે આપશ્રી અમોને જ્ઞેયાભિન્ન પ્રતીત થાઓ છો, પ્રતીતિરૂપે અમારા વ્યવહારમા નવ નવ ઉન્મેષના પ્રવર્તક થાઓ છો પરમાર્થમા અમારા બ્રહ્મસાક્ષાત્કારના અવિર્ભાવમા આપશ્રી ઉદ્દીપક થાઓ, અને વ્યવહારમા અમને પ્રતિભાસપન્ન કરો એવી પ્રાર્થના છે

આપનુ બ્રહ્મભાવવાળુ વિલોકન અમારા નેત્રને આનદ અર્પે છે, મુખની પ્રસન્નતાને પ્રગટ કરે છે, અતકરણના ઉલ્લાસને જાગ્રત કરે છે, ચિત્તના મોહનો નાશ કરે છે, અને અમારી સુગતિનો પ્રકાશ કરે છે, એ પત્રારભના શિષ્ટ વચનથી હૃદયમા ઠરેલુ સત્ય અનુભવમા આવે છે"

શ્રી ગુરુદેવનો પણ તેમના પ્રત્યે ઘણો ઉત્કૃષ્ટભાવ અને પ્રેમ હતો તેનુ દિગ્દર્શન નીચેના તેઓશ્રીના પત્ર ઉપરથી જણાઈ આવે છે

×× જે પુરાણથી પણ પુરાણુ છે ઘરડાથી પણ ઘરડુ છે તેમનુ નિત્ય સ્મરણ ચિતન અને સહવાસ જેણે ઘણો કાળ મેળવ્યો છે અને તેથી કરીને જેમનામા ઘરડાપણાના સર્વ સભવો હોઈ શકે છે એવા આપના 'ઘરડાપણા'ના હક્ક ને મારાથી કોઈ રીતે છીનવી લેવાય એમ નથી, માટે એ તો સ્વભાવથી પ્રાપ્ત થયેલા આપના ઉપાધિને આપ જ સભાળશો બાકી બાહ્ય દૃષ્ટિમા તો 'જેનાથી

કશું કામ ન થઈ શકે અને જે નિરર્થક સમ્પું જીવન ગાળતો હોય તે ઘરડો' એવી ઘડપણની વ્યાખ્યા થતી હોય તો તે અર્થને અનુકૂળ તો હું જ, અને દિવસે દિવસે શર્યાતિ રાજાની પેઠે આપની વૃદ્ધાવસ્થા લોપ થતી જઈ આપ સર્વ પ્રકારે નવજીવન અનુભવ કરતા હોવાથી આપ કિશોર હો એ પણ સ્વાભાવિક છે"

શ્રી ગુરુદેવ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની જયંતી કાર્તિક વદ ૧ ના દિવસે પ્રતિવર્ષ સામાન્ય સ્વરૂપે ઉજવાતી. સં. ૧૯૭૭ની જયંતીના દિવસે "શ્રી ઉપેન્દ્રજયન્તી" મહોત્સવનું વિશિષ્ટ પ્રકારે પાલન કરવાનો નિર્ણય થયો. આ ઉત્સવનો પ્રારંભ ઉત્તમ પ્રકારે થાય તેવા હેતુથી શ્રી ગુરુદેવને એક પ્રાર્થના કરી પ્રાર્થનાપત્ર અર્પણ કરવા નિશ્ચય થયેલો. આ પ્રાર્થનાપત્ર શ્રીયુત નર્મદાશંકરભાઈ એ તૈયાર કરેલો અને ઉત્સવના દિવસે સુવર્ણપાત્રો સહિત શ્રી ગુરુદેવને તેઓના હસ્તે અર્પણ કરવામા આવ્યો હતો

નોકરીમાથી નિવૃત્ત થતા તેમના પાછળના જીવનમા વ્યવહારકાર્યોમાથી મુક્ત થઈ પોતાના ધ્યેયની સિદ્ધિ અર્થે શ્રીગુરુઆશ્રમમા નિવૃત્તિમય જીવન ગાળવા ઇચ્છતા હતા, તેથી તે માટે શ્રીગુરુદેવને પોતાની વિનોદ કરવાની પ્રકૃતિ પ્રમાણે જણાવેલું કે "ઘરડા બળદને ધાની નાથ' એ ન્યાયે મારા જેવા ઘરડા "ચેલા" સારુ એક ઓરડી શ્રી વિશ્વનંદ ઉદ્યાનમા રખાવવાની નાથને વિનંતી છે. ત્યાં મધ્યાહ્ને બીજા વિદ્યાર્થીઓ સાથે "વનવાસી" જમશે ક્રમશઃ જગદ્ વ્યવહાર હવે હુ સકોચી લઉં છુ × × મુક્તવદ્ વિહર વાયવ કરવા માગુ છુ"

ઘણી ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામા તેઓ સ્થિતિ કરી રહેલા છતા પોતે નિરભિમાન રહી, સામાન્ય સાધક જેવું બાહ્ય વર્તન રાખતા સામાન્ય કોટિના સજ્જન કે સાધક પ્રત્યે પ્રેમમય સરળ વર્તન રાખતા. પોતે વિદ્વાન છે અને ઘણુ જાણનાર છે એવો ભાસ થવા દેતા નહિ શ્રીમાન્ જેઠીસનદાસભાઈ જેઠાભાઈ કણીયાના

શ્રી ઇદ્રપદશમનના સમાચાર મળતા તેમણે શ્રી ગુરુદેવને લખેલા પત્રમા શ્રી કણીયાજી માટે અતિ ઉચ્ચભાવ દર્શાવી પોતાને એક ઘણા સામાન્ય સાધક હોય તેવો ઉલ્લેખ કર્યો છે તેમના જ શબ્દોમા

"શ્રી સદ્ગુરુપરમાત્માના અગમ્ય સકેતને જેઓ સ્વાભાવિકત્ અનુભવે છે તેઓને કદાચ વ્યામોહ ન થાય પરતુ મારા જેવા મધ્ય યાનના સાધકને આ સર્વ પ્રસગો ઘણા ક્ષોભ કરનારા લાગે છે હવે મારા જેવા જરઠ દ્રવિડ ધાર્મિક રહ્યા તો યે શુ અને ન રહ્યા તો યે શુ? ભૂતોના પાવન કરનારા સાકેતિક તુઓ વિનાયા અને મમમત્યાદુરત્યયા એવા ઉદ્ગાર કાઢી શાતિ આપનારા મધ્યયાનના સાધકો રહ્યા! શ્રેયસ્સાધક અધિકારી વર્ગનુ પ્રત્યક્ષ પૂજ્ય કેન્દ્ર આપના બિબમા વિરાજે છે પરતુ તે બિબ જે Corona લઈને ફરતુ હતુ તેવો મુકુટમણિ હવે શોધ્યો જડશે નહિ

શ્રીગુરુદેવના સને ૧૯૩૭મા સ્વરૂપશમન પછી સ્વ શ્રીમતી જયતીદેવીના અગત કાર્ય માટે મારે તેઓને મળવા અમદાવાદ બે એ વખત જવુ પડેલ કાર્ય થઈ રહ્યા પછી પાછા ફરતી વખતે હુ એક સામાન્ય કોટિનો સાધક છતા તેઓએ મારા તરફ ઘણો જ વિવેક, પ્રેમભાવ ને પ્રસન્નતા દર્શાવી હતી તે પછી તેમને મળવાનો યોગ આવ્યો નથી

શ્રીયુત નર્મદાશકરભાઈએ આવેના એક વ્યાખ્યાનમા કહેલો એક પ્રસગ યાદ આવે છે પરમ પૂજ્ય બાપજીશ્રી (શ્રીમન્નૃસિંહા ચાર્યજી) બહારગામ પધારેલા ત્યાથી પાછા આશ્રમે પધારવાના હતા ત્યારે આશ્રમની સ્વચ્છતા કરાવવાનુ કામ તેમની પાસે આવ્યુ હતુ તેમણે ઘણી કાળજીપૂર્વક આશ્રમની સ્વચ્છતા કરાવેલી હતી સમય થતા પૂ બાપજીશ્રી આશ્રમમા પધાર્યા અને સઘળી સ્વચ્છતા જોઈ પછી માળ ઉપર પધાર્યા ત્યા સ્વચ્છતા તો કરાવેલી હતી પરતુ છાપરામા જાળા બાઝેલા રહ્યા હતા આ તરફ શ્રીયુત નર્મદાશકર

ભાઈનું ધ્યાન દોરીને કહ્યું કે, " સાધકો બીજી સ્વચ્છતા રાખવાની કાળજી રાખે છે પણ આ જાળાની માફક તેમના મગજમાં રાગદ્વેષાદિ વિકારોના અધ્યાયના જાળા સાફ કરવાનું ભૂલી જાય છે. તેમ ન થાય તેની કાળજી તેમણે રાખવી જોઈએ " નાની બાબતમાંથી કેટલું મહત્ત્વનું શિક્ષણ !

## વેદાંતવિશારદ શ્રી. નર્મદાશંકરભાઈ

### શ્રી. ચુનીલાલ જયશંકર ઓઝા

અસાધારણ યોગૈશ્વર્યસંપન્ન શ્રીમન્ નૃસિંહાચાર્યજીએ વડોદરામાં આવી નિવાસ કર્યો હતો. ઈશ્વરી સંકેતને અનુસાર તેઓશ્રીએ કીર્તનો રચવાનો, કીર્તનો ગાવાનો અને યોગવેદાંતના મર્મો સ્પષ્ટ કરતાં પ્રવચનો કરવાનો આરંભ કર્યો હતો. પ્રેમનું અમૃત એમનાં નેત્રો નિર્ઝરતાં. જ્ઞાનગંભીર મધુર વાણી શાંતિસુધા વર્ષતી. તેઓશ્રીનું તનુ અત્યંત તેજસ્વી હતું. આ સર્વનો પ્રભાવ વડોદરાની જનતા ઉપર એટલો પ્રબળ પડ્યો કે અકિંચનથી શ્રીમંતાઈને શિખરે બિરાજતા પુરુષો, જ્ઞાનમુમુક્ષુઓ અને યોગીજનની અનુગ્રહદૃષ્ટિની કાંક્ષિણી મનોવૃત્તિવાળા અસંખ્ય નરનારીઓ તેમના પ્રતિ આકર્ષાયાં હતાં. તેમાં સુશિક્ષિત યુવકવર્ગ, કેટલાક ઉચ્ચ અધિકારે સ્થિત મહજ્જનો, પ્રધાનપણે એમના સમાગમના પરમ અનુરાગી બન્યા હતા. સમય વીતતો ગયો. સુશિક્ષિત વર્ગ વિશેષ પ્રમાણમાં તેમના પ્રતિ આકર્ષાતો ગયો. એ એમની જ્ઞાનપ્રવાહત્વશક્તિનો મહિમા હતો.

આ રીતે શ્રી નગીનદાસ મહેતા, શ્રી જેઠાલાલ ....... ધરણીધર, કૌશિકરામ મહેતા, નગીનદાસ સંઘવી, મણિશંકર ભટ્ટ, હાકોરલાલ અમીના જેવા વિદ્વાનોનો સમૂહ શ્રીમન્ નૃસિંહાચાર્યજી પ્રતિ સદ્ગુરુબુદ્ધિ ધરતો થયો.

શ્રી નર્મદાશંકરભાઈ સન ૧૮૯૦ના અરસામા વડોદરા કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારથી જ એ પણ શ્રીમન્ નૃસિંહાચાર્યજીના સમાગમમા આવ્યા.

શ્રીમન્ નૃસિંહાચાર્યજીની દૃષ્ટિને મનુષ્યોના અંત:કરણના સંસ્કારો પ્રત્યક્ષવત્ હતા અનેક પ્રસંગોમા શ્રેયસ્સાધકોને એનો અનુભવ થયો છે આથી શ્રી નર્મદાશંકરભાઈ જેવા અતિ પવિત્ર ઉજ્જ્વલ સંસ્કાર-સંપન્ન પ્રતિ એમની અનુપમ અનુગ્રહદૃષ્ટિ રહેતી અને એમના ઉજ્જ્વલ સંસ્કારને પરિપુષ્ટ કરતી આથી જ તેઓશ્રીના સમાગમથી પોતાની મતિમા થતા અસાધારણ ઉચ્ચ પરિવર્તનને જોઈને તેઓશ્રીના વિષે અપૂર્વ ભક્તિ જાગી તેમની સાચી તત્ત્વનિષ્ઠા દૃઢ થઈ ગઈ

શ્રેયસ્સાધક અધિકારી વર્ગ, સને ૧૮૮૭થી વર્ગરૂપે પ્રસિદ્ધિ પામ્યો હતો શ્રી નર્મદાશંકરભાઈની અહૈતુકી ભક્તિ અને તત્ત્વનિષ્ઠા જોઈ શ્રીમન્ નૃસિંહાચાર્યજીએ તેમને મંત્રોપદેશ આપી દીક્ષિત કર્યા હતા હવે એ સદ્ગુરુ વિષે સંનિષ્ઠ, શ્રેયસ્સાધકવર્ગના આધારસ્તંભ બન્યા સદ્ગુરુશ્રીના વિષેનો એમનો નિર્મલ પ્રેમભાવ તો જ્યારે તેઓશ્રીના મહિમાની વાત કરતા હોય, તેઓશ્રીના જ્ઞાનવૈભવને પ્રકટ કરતા હોય, ત્યારે સદ્ગુરુની રમ્ય મૂર્તિને અંતરમા નીરખતા તેમના અર્ધમિંચિત નયનો અને એમના મુખભાવો આપણને અશ્રાવ્ય સ્વરે સ્પષ્ટ કહી દે ! સદ્ગુરુ તત્ત્વમા નિમજ્જન કરતી તેમની વૃત્તિ આપણને પણ તે તત્ત્વમા અનુસંધાન કરાવે

શ્રી નર્મદાશંકરભાઈનો સંસ્કૃત ભાષાનો અભ્યાસ ઘણો ઊંડો હતો સંસ્કૃત ભાષાના જ્ઞાનમા મૂળથી જ ઘણો રસ સન ૧૮૯૪મા તે સંસ્કૃત લઈ બી એ મા પ્રથમ નંબરે પાસ થયેલા, તે બદલ મુંબઈ યુનિવર્સિટીનુ "ભાઉદાજી" ઇનામ મળેલુ આ જ પ્રમાણે "વેદાંતસિદ્ધાંત ભેદ" નામના અંગ્રેજી નિબંધ માટે અને "અદ્વૈત બ્રહ્મસિદ્ધિ"ના ભાષાંતર માટે સુજ્ઞ ગોકુળજી ઝાલા ઇનામ ૧૮૯૫-૯૬-મા તથા ૧૮૯૯મા, બે વાર મળેલા અદ્વૈતબ્રહ્મસિદ્ધિ તો વેદાંત

શાસ્ત્રનો અતિ કઠિન પ્રકાર ગ્રંથ છે ૨૪–૨૫ વર્ષની વયે એમણે એનું ભાષાંતર કર્યું જન્મારો વેદાંતના શાસ્ત્રીય ગ્રંથોનું અધ્યયન કરનારને પણ એ ગ્રંથ ભાગ્યે જ પૂરો સમજાય તેમ છે

તેમનું સંસ્કૃત ભાષાનું ઉચ્ચ કક્ષાનું જ્ઞાન જોઈ, જ્યારે તે શ્રીમન્ નૃસિંહાચાર્યજીના સમાગમમાં આવતા ત્યારે ઉપનિષદાદિ સંસ્કૃત શાસ્ત્રીય ગ્રંથો તેમની પાસે વંચાવી પોતે અનંત રસભર્યું વિવેચન કરતા સદ્ગુરુશ્રીની આ અદ્ભુત જ્ઞાનશક્તિનો મહિમા એમના હૃદયમાં એટલો દૃઢ અંકિત થયો હતો કે પોતાનું વેદાંતના અપૂર્વ અને અનેક પ્રકાંડ ગ્રંથોના અધ્યયનવાળું જ્ઞાન પણ તેમની સમક્ષ સામાન્ય જ લાગતું

ઈ સ ૧૮૯૯માં હું મૅટ્રિક ક્લાસમાં હતો તે સમયમાં મારે શ્રી નૃસિંહાશ્રમમાં જવાનો યોગ આવ્યો આ વખતે શ્રીમન્ નૃસિંહાચાર્યજીનું તનુ સ્વરૂપમાં શમાયેલું હતું વર્ગની પ્રવૃત્તિઓને વિકસાવવા શ્રીમન્ માસ્તર સાહેબે (શ્રીમાન છોટાલાલ જીવનલાલ) ઉત્સવો પ્રસંગે સદુપદેશ શ્રેણીની લઘુ પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવાનો તે જ વર્ષની આષાઢી પૂર્ણિમાથી આરંભ કર્યો હતો. તેમાં વર્ગના ઉચ્ચ કક્ષાના વિદ્વાનોના લેખ, કીર્તનો વગેરે પ્રસિદ્ધ કરવાનો આશય હતો પ્રથમ શ્રેણી પ્રસિદ્ધ થતા પછી તરત જ મારું આવવું થયું એ શ્રેણીમાં નર્મદાશંકરભાઈનો લેખ હતો, "કર્મ અને સંન્યાસ" હું એ વાંચી ગયો ભાષા પ્રૌઢ, સંસ્કૃતમય, ઉચ્ચ આધ્યાત્મિક વિચારો હું શું સમજું? પરંતુ એ ભાષાનું ગૌરવ અને વિચારોની પ્રૌઢતા મને સ્પર્શતી લાગી

હું પણ ૧૯૦૦માં દીક્ષિત શ્રેયસ્સાધક થયો અને વર્ગના અનેક જૂના શ્રેયસ્સાધકો વગેરેના સંપર્કમાં આવવાનો સુયોગ પ્રાપ્ત થયો તે સમયે બે મોટા ઉત્સવ થતા આષાઢી—ગુરુપૂર્ણિમાનો અને બીજો શ્રીમન્ નૃસિંહાચાર્યજીનો જન્મ દિવસ, કાર્તિક વ૦ ૧૪ આ પ્રસંગે

કાઠિયાવાડના દૂર દૂરના નિવાસી શ્રેયસ્સાધકો પણ આવતા, તો પછી ગુજરાત નિવાસીઓ તો આવે એમાં શું આશ્ચર્ય? ઉત્સવ આવી પહોંચ્યો. શ્રી નર્મદાશંકરભાઈ પણ પોતાની મહત્ત્વની સરકારી નોકરી છતાં ઉત્સવ પ્રસંગે આવવાનું ચૂકતા નહિ. એમના દર્શનની મનમાં અભિલાષા તો હતી જ. ગાડીએથી આવનાર શ્રેયસ્સાધકોએ જણાવ્યું કે નર્મદાશંકરભાઈ પણ આ જ ગાડીમાં આવ્યા છે, સાંજના પાંચે વાગે. આવનાર સાધકો પ્રથમ શ્રી ગુરુસ્થાનના દર્શન કર્યા વિના રહેતા નહિ. ... આશ્રમની આગળ જ ઊભો હતો. દેશી પહેરવેશ ધોતિયું–ખમીસ, સુઘડ સુંદર રીતે વ્યવસ્થિત ઉપર લાંબો કોટ, માથે વાંકી નાગરક અમદાવાદી પાઘડી અને ખભા ઉપર નીટાંગેલો એમ. સોનેરી ફ્રેમનાં ચશ્માં, મુખ ઉપર ગંભીરતા, નેત્રોમાં પ્રેમ સ્નેહ ભાવ. દેખતાં જ વ્યક્તિત્વ પ્રતાપી લાગે છતાં નિરભિમાન. એ જ એ નર્મદાશંકર મહેતા! મને કોઈએ જણાવ્યું. એમને જોઈ મારી વૃત્તિ પ્રસન્ન થઈ. હું તો નવો જ, અપરિચિત અને બોલવાનું ઓછું. છતાં, વિનયપૂર્વક જયગુરુ કર્યા. પ્રતિઉત્તરમાં જયગુરુ—આનો તો સર્વનો રિવાજ. આ એમની પ્રથમ પરોક્ષ અનુભૂતિ.

સંસ્કૃત સાહિત્યનો ઊંડો પ્રેમ, ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં જાગેલી પ્રસન્ન નિષ્ઠા અને સ્વાધ્યાયરત મતિના કારણ અભ્યાસ પૂર્ણ થયા પછી અમદાવાદની ગુજરાત કૉલેજમાં ફેલોશિપ તેમણે સ્વીકારી, પાછળથી પ્રાધ્યાપક થયા. પરંતુ ભાવિ વિધાન અન્ય હતું. પિતૃપક્ષ અને માતૃપક્ષના વડીલો અમલદારીના સંસ્કારો લઈને જન્મેલા હતા. તેમના પિતાશ્રી દેવશંકર નથુભાઈ મામલતદાર હતા અને પાછળથી સચીન રાજ્યના દીવાન થયા હતા. તેમના માતુશ્રીના પિતા ઉ. નાસગમ અર્જુનલાલ પણ મામલતદાર હતા. એમના મામા મહા-સાહિત્યપ્રેમી મસ્ત કવિ બાલાશંકર.

તેમને પોતાને તો પ્રાધ્યાપકની જગા અંતરથી રુચતી હશે પરંતુ તેમના પિતાશ્રીએ આગ્રહ કર્યો કે રેવન્યુ–મુલકી ખાતામાં નોકરી

લો શુ કરવુ એનુ આ તરમા મ થન ચાલ્યુ અને પરમ પૂન્ય બાપજીશ્રીના અભિપ્રાયને અનુસરવુ એવો નિશ્ચય કર્યો તેઓશ્રીની સર્વજ્ઞ દૃષ્ટિમા તેમને અચલ શ્રદ્ધા હતી વડોદરે આવી બાપજીશ્રીને પિતાની ઇચ્છાનુ નિવેદન કરી શુ કરવુ તે પૂછ્યુ. બાપજીશ્રીએ કહ્યુ, મુનશી ખાતામા ખુશીથી નોકરી લો સદ્ગુરુ વિષે અચલ શ્રદ્ધાવાળી એમની મતિએ તે તત્કાલ સ્વીકારી લીધુ પ્રાધ્યાપકમાથી મુનશી ખાતામા રૂ ૨૦ ના માસિક પગારથી ધ ધુકામા કારકુન બન્યા

આ પ્રસ ગથી કોઈ અ તેવાસી સાધકે બાપજીશ્રીને વિજ્ઞપ્તિ કરી અને પૂછેલુ કે આવા વિદ્વાનને મુનશી ખાતાની નોકરીમા જતા વાની આપે કેમ સમતિ આપી? બાપજીશ્રીએ તરત જ ઉત્તર આપ્યો કે નર્મદાશ કરની ઉન્નતિ તે દ્વારાથી, અર્થાત્, મુનશી ખાતાથી છે શ્રી નર્મદાશ કરભાઈ રેવન્યુ ખાતામા ઊ ચા ચઢી પરિણામે મુ બઈ ન્યુ નિસિપાલિટીના કમિશનર બની રૂ ૩૦૦૦નો પગાર મેળવવા સુભાગ્યવ ત થયા હતા અને નિવૃત્ત થયા પછી ખ ભાતના દીવાન પણ થયા હતા નમ દાશ કરભાઈ સાથેનો પરિચય વધતા ધ ધુકાનો એક અનુભવ પોતે બહુ રસપૂર્વક વર્ણવેલો તેઓ કહે, "બધા મુસાફરીમા ઘોડે ચઢીને જાય, ઊંટે ચઢીને જાય, પરતુ હુ તો પાડા ઉપર ચઢીને ધ ધુકે ગયો હતો, યમરાજની માફક!" એમની કુતૂહલ જાગ્રત્ કરતી સમુજી વાણી સાભળી હુ ખડખડાટ હસી પડ્યો પછી એમણે ખુલાસો કર્યો કે ધ ધુકા તાલુકાના પ્રદેશમા જમીનમા કળણ ઘણા હોય છે બીજા જાનવરના પગ તેમા ગરળી જાય તો તે નીકળે નહિ અને ઊડા જતા જાય પાડાને કુદરતી કળણની સૂઝ હોય છે આથી એ કળણથી બચીને જ ચાલે એટલે યમરાજની માફક પાડા ઉપર ચઢી મુસાફરી કરવી પડતી

× × ×

સદ્ગુરુશ્રીના અપાર અનુગ્રહથી સિ ચિત શ્રીમન્ માસ્તર સાહેબની વિશદ મતિમા શ્રેયસ્સાધકવર્ગના વિકાસની અપૂર્વ યોજનાઓ પ્રગટતી

હતી અને આકાર લેતી હતી પૂર્વે જણાવ્યુ તેમ શ્રી સદુપદેશ શ્રેણીનુ પ્રકાશન તેમની જ યોજનાથી શરૂ કરવામા આવ્યુ હતુ અને ક્રમે ક્રમે તેમા તત્ત્વપ્રચુર ગહન લેખો વર્ગના વિદ્વાનોના પ્રસિદ્ધ થતા શ્રીયુત જેઠીલાલદાસ કણિયા અને શ્રી નર્મદાશ કરભાઈના શાસ્ત્રીય જ્ઞાનથી પૂર્ણ લેખો પણ શ્રેણીમા પ્રસિદ્ધ થતા અને અનેક વિદ્વાનોને શાસ્ત્રીય જ્ઞાનથી સતોષતા

વર્ગના ઉત્સવ પ્રસગે એકત્ર થતા વિદ્વાનોનો અનેક શ્રેયસ્સાધકો સમાગમ સેવી, વિવિધ શકાસમાધાન મેળવી પોતાનો વિકાસ સાધતા આવા એક પ્રસગે ઠાકોરલાલ મૌના, નર્મદાશ કરભાઈ, કૌશિકરામભાઈ વગેરે સદ્ અને મારા જેવા ત્રણચાર યુવકો બેઠેલા હતા વિવિધ લેખો, કાવ્યો વગેરેની ચર્ચા ચાલી રહી એટલે ઠાકોરલાલ મૌનાએ શ્રી નર્મદાશ કરભાઈ તરફ દષ્ટિ કરી મને જણાવ્યુ "આ પુરુષનો સમા સમાગમ તમારે કરવા જેવો છે એ શુષ્કજ્ઞાની નથી, વિનોદી છે બહુ સહૃદય છે, રસિક છે અવકાશે જરૂર લાભ લેતા રહેજે" મૌનાનો સ્વભાવ ઘણો આનદી, વિનોદી અને સ્નેહભાવથી સભર મારે તેમનો આ પૂર્વે વધારે પરિચય થવાનો પ્રસગ આવેલો, તેથી મને આ પ્રમાણે સૂચના કરી

શ્રી નર્મદાશ કરભાઈ પણ વર્ગના ઉત્કર્ષ અર્થે કાર્યક્રમ કરી ગયા હતા વર્ગનો ઉત્કર્ષ તો એમનુ ધ્યેય હતુ એ તો ગુરુકાર્ય જ. અનેક પ્રકારની રસભરી વાતો કરી અમારા લેખનકાર્યને વિકસાવવા સ્વાધ્યાયની ખાસ અગત્ય જણાવતા જ્યારે જ્યારે શ્રેયસ્સાધકો મળે ત્યારે પ્રથમ ઔપચારિક વાર્તા થયા પછી પૂછતા, હમણા સ્વાધ્યાયમા શુ ચાલે છે ?" એમ કહી પોતાનો જે સ્વાધ્યાય ચાલતો હોય તેમાથી પ્રસગ ઉપસ્થિત કરી એટલુ સુદર વિવેચન કરતા, કે શ્રોતા જો સહૃદયતાથી શ્રવણ કરે તો અનેક સુદર વાતો તેને સ્પષ્ટ સમજવામા આવી જાય અને એનુ હૃદય અપૂર્વ પ્રસન્નતા અનુભવે

શ્રી નર્મદાશંકરભાઈનું વાચન ઘણું વિશાળ હતું. વેદાંતશાસ્ત્રના ગ્રંથો માટે તો તેમણે એક પ્રસંગે જણાવેલું કે ભારતભરમાં વેદાંતનો કોઈ પણ શિષ્ટ સાહિત્ય ગ્રંથ એવો નહિ હોય જે મેં વાંચ્યો નહિ હોય. મને સ્મરણ છે એક પુસ્તકનો કોઈ લેખમાં આધાર લીધેલો. તે લેખ ભારતભરમાં ઉપલબ્ધ નહોતો. તેની મૂળ પ્રત લંડનની કોઈ લાઇબ્રેરીમાં રહેલી હતી. તેની ફોટો કોપી તેમણે વિલાયતથી મંગાવેલી. આશરે દોઢસો રૂપિયા તેમાં ખર્ચ કરેલા.

એમનું વાચન સર્વદેશીય હતું. તેથી તો કોઈ પણ વિષયના પ્રવચનમાં તે વિષયને રસમય બનાવવા અનેક દૃષ્ટિથી તેને ચર્ચતા. કાવ્ય, અલંકાર, રસશાસ્ત્ર, વિજ્ઞાન, મંત્રશાસ્ત્ર, તંત્રશાસ્ત્ર, એમ વિવિધ શાખાઓના આકર ગ્રંથોનું તેમણે અધ્યયન કરેલું. આથી તેમની સાથે જિજ્ઞાસુ દૃષ્ટિથી ચર્ચા કરનાર અનેક દૃષ્ટિબિંદુથી મુખ્ય વિષયનું જ્ઞાન સરળતાથી મેળવી શકતો. માત્ર જિજ્ઞાસુની ભાષાસમૃદ્ધિ, ગહન તત્ત્વ સમજવાની સૂક્ષ્મ બુદ્ધિશક્તિ, એટલી યોગ્યતાવાળી હોવી જોઈએ, કારણ પ્રસંગે વાતચીતમાં પણ તેમની ભાષા પ્રૌઢ રહેતી અને વિચારો અને તર્કો ગહન, ઉચ્ચ કોટિના અને તલસ્પર્શી રહેતા.

સન ૧૯૨૮માં ભારતના ખ્યાતનામ કવિવર રવીન્દ્રનાથ ટાગોર વડોદરામાં શ્રેયસ્સાધક અધિકારી વર્ગના ઉપક્રમે યોજાયેલા "સહચરી સંમેલન" પ્રસંગે પધાર્યા હતા. તેઓશ્રી "શાંતિનિકેતન" માટે ફંડ એકત્ર કરવાના આશયથી પ્રવાસ કરી રહ્યા હતા. તેઓશ્રીને આ પ્રસંગનિમિત્ત "થેલી" અર્પણ કરવાની હતી. વડોદરા રાજ્યમાં તે પ્રસંગે શ્રી સજ્જન મુકરજી વડોદરાના સૂબા હતા. તે બંગાળના હોવાથી તેમજ સાહિત્યપ્રેમી વિદ્વાન હોવાથી કવિશ્રીનો સંપર્ક તેઓ દ્વારા સધાયો હતો. તેઓશ્રી પધારે ત્યારે શ્રી ઉપેન્દ્ર ભગવાન તથા શ્રી જયંતી દેવીના રચેલા કેટલાક ગીતનો સ્ત્રી વર્ગ તરફથી અભિનય કરાવવાનો કાર્યક્રમ પણ હતો. આ ગાનો ગુજરાતી ભાષામાં હોવાથી નિર્ણય કરેલા ગાનોનું અંગ્રેજી ભાષાંતર શ્રી નર્મદાશંકરભાઈ પાસે

કરાવેલુ હતુ, જેથી કવિશ્રીને તે કીર્તનો સમજવામા સુગમતા થાય. સાથે સાથે ઉત્સવનો પ્રસગ હોવાથી શ્રી નર્મદાશંકરભાઈ પણ પધાર્યા હતા. આ સયોગોમા શ્રી મુકરજીની સાથે એમનો પરિચય થયો અને એમના જ્ઞાનથી અને એમની વિદ્વત્તાથી શ્રી મુકરજી ઘણા પ્રભાવિત થયા. આ પરિચયના કારણે સન ૧૯૨૧ મા જ્યારે શ્રી મુકરજી વડોદરા રાજ્યના "સેન્સસ કમિશનર" હતા ત્યારે શ્રી નર્મદાશંકરભાઈ ને વર્ગના સંબંધમા ખાસ "નોટ" લખવા વિનતિ કરી. આ સંસ્થા એક અદ્વિતીય ધાર્મિક સંસ્થા છે અને અનેક ઉચ્ચ કોટિના વિદ્વાનોનો સમૂહ તે વર્ગના સભ્યોમા છે એ એમણે પૂર્વે જાણેલું હોવાથી ખાસ આવો આગ્રહ કર્યો હતો. આથી શ્રી નર્મદાશંકરભાઈએ પોતાની પ્રભાવશાળી લેખિનીથી સુદર "નોટ" અગ્રેજીમા લખેલી છે, જે ૧૯૨૧ના સેન્સસ રિપોર્ટમાં એપેન્ડિક્સ ૩ રૂપે આપેલી છે. શ્રીમન્ નૃસિંહાચાર્યજીની અદ્ભુત જ્ઞાનપ્રતિભા અને ઉચ્ચ સતજીવનનો નિર્દેશ કરી તેમને સદ્ગુરુરૂપે સ્વીકારી જનતાના ઉચ્ચસ્તરના એક રમણીય પુષ્પ જેવો વર્ગ તેમના શિષ્યગણરૂપે શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગના નામથી પ્રતિષ્ઠા પામ્યો એનો સપૂર્ણ ખ્યાલ તેમાં આપેલો છે અને વર્ગની ઐતિહાસિક માહિતી પ્રકટ કરી છે

એમની વક્તા તરીકેની ખ્યાતિ શ્રેયસ્સાધક વર્ગ પૂરતી મર્યાદિત નહોતી ગુજરાતની સમગ્ર શિક્ષિત જનતાના હૃદય ઉપર એમની પ્રખર વક્તા તરીકે છાપ દૃઢ અકિત થયેલી જોવાના મારે અનેક પ્રસગ આવેલા છે મુબઈમા એ હતા ત્યારે ગોવર્ધનરામભાઈની જયતી પ્રસગે એક વખતે મારવાડી વિદ્યાલયમાં એ મુખ્ય વક્તા હતા. ઘણે ભાગે જૂનનો ન હોઉં તો આનદશકરભાઈ પ્રમુખ હતા. અને શ્રી નર્મદાશકરભાઈએ વિષય જે રીતે આલેખ્યો તેણે પ્રત્યેક શ્રોતૃહૃદયને વશ કરી લીધુ હતુ. હુ શ્રોતૃમડળમાથી વ્યાખ્યાનના અંતે બહાર નીકળતો હતો ત્યારે અનેક સજ્જનોના આનદભર્યા ઉદ્ગાર-એમની પ્રભાવશાળી વાણી માટે, એમની વિદ્વત્તા માટે અગણ્

કરતા મારું હૃદય પણ ઘણુ ઉત્કુલ બની ગયુ હતુ

મુ બઈમા બુદ્ધ સોસાયટીમા પણ એમને વ્યાખ્યાન માટે આમ ત્રણ આપવામા આવતુ અને મારો પણ એમના અર્થ વિષયોમા રસ ઉત્પન્ન થયેલો હોવાથી મને તે વિષે ખબર આપતા તેથી હુ તેમના વ્યાખ્યાનોનો લાભ લેતો માગધી ભાષાના પ્રખર વિદ્વાન ડૉ ભાગવત, શ્રી નગરાજન, ડૉ નાયર વગેરે એમના વ્યાખ્યાનોથી ઘણા પ્રભાવિત થયા હતા બૌદ્ધ દર્શનનો પણ એમનો અભ્યાસ ઊ ડો હતો અને એમની અસ્ખલિત સુદર વાગ્ધારા માટે પ્રશસાના વાક્યો તે ગ ના મુખ માથી સર્વ નીકળતા પાછળથી ડૉ ગનડે તથા ડૉ ભાગવત જેવા ઉચ્ચ કક્ષાના વિદ્વાનોએ એમના બૌદ્ધદર્શનના અભ્યાસની ઉત્કૃષ્ટતા વિષે અન્દાજા‍ તથા પગના યુનિવર્સિટીમા પોતાના વ્યાખ્યાનોમા ખાસ ઉલ્લેખ કરીને શ્રી નર્મદાશ કરભાઈને ભવ્ય અજલિ આપી હતી

કાવ્યશાસ્ત્રના તો તે ઘણા નિષ્ણાત હતા અને કાલો તો કાવ્યની શોભા અને માર્મિક ચટાવાગુ માત્ર એમને ભાવનિમગ્ન બનાવી દેતુ એમને માટે મત્તનુ વિવેચન કરવુ એ તો સત્યમ્, શિવમ્, સુંદરમ્ સાધિતુ હતુ

શ્રી ઈશ્વરભાઈ જીવાભાઈ પટેલ તેમના પ્રિય મિત્ર હતા અને તેઓ મેની સાથે હુ પણ ઘણી વખતે હોઉ હુ અમદાવાદ હોઉ ત્યારે શ્રી ઈશ્વરભાઈને સા જ રહેતો અને શ્રી નર્મદાશ કરભાઈ પણ સા મળવા આવે અમારી ત્રિપુટી સ ધ્યાસમય પૂર્વે ફરવા નર્મદા શ કરભાઈની મોટરમા નીકળી પડે આવા તો અનેક પ્રસ ગો આવે અને નર્મદાશ કરભાઈ ટોળ એટલે સત્યમ્ શિવમ્ સુદરમની ઉપાસના ચાલે જ

આ રીતે અમારી ત્રિપુટિ એક દિવસ ચ ડોળા તરફ ફરવા નીકળી પડી સૂર્યાસ્ત થવાને તો હજી વિલબ હતો, પરતુ સ ધ્યાપર્વનુ શાત વાતાવરણ સર્જાતુ હતુ જનસપર્ક રહિત એકાત સ્થાનમા જઈને અમે શાત થઈ બેઠા શ્રી ઈશ્વરભાઈએ નર્મદાશ કરભાઈને

કહ્યું, 'કાઢો હવે કોઈ સુંદર પ્રસંગ.' એમનો ભંડાર તો છલોછલ છલકાતો. મારા તરફ જોઈ કહે, 'ગંધર્વરાજ પુષ્પદંતનું શિવમહિમ્ન્ તમે જોયું હશે જ. બહુ અનુપમ કાવ્યકૃતિ છે. એમાં શિવમહિમાના બે શ્લોક અત્યંત સુંદર છે.' એમ કહી महीपादाघातात्व्रजति सहसा संशयपदं। અને वियद्व्यापितारागणगुणितफेनोद्गमरुचि:। એ બે શ્લોક એમના મધુર સ્વરે શ્રવણ કરાવ્યા અને અમને તો શ્રી નર્મદાશંકરભાઈ જેમના હૃદયમાં શિવપ્રતિની અપાર ભક્તિ ભરેલી હતી અને જેમની પ્રતિભાશક્તિ આ ભવ્ય વર્ણનની પાછળ રહેલા શિવના અગાધ મહિમાને, તેમના અપાર વૈભવને, વિલોકવા સમર્થ હતી, તેમણે તેનું જ્યારે વિસ્તારથી વર્ણન કર્યું અને અમારી માનસ દૃષ્ટિ સમક્ષ શિવનું અગાધ શક્તિભર્યું ભવ્ય સ્વરૂપ ઊભું કર્યું ત્યારે તેનાથી અમારા હૃદયમાં જે અવર્ણ્યભાવ જાગ્રત્ થયો તે કલ્પનાતીત છે. શિવના ભવ્ય સ્વરૂપનું વર્ણન કરતાં વિષ્ણુલોક પર્યંત પહોંચતી તેમની ભુજાઓવાળું પ્રચંડકાય સ્વરૂપ અને તેની અગાધ શક્તિએ અમારા મન ઉપર અસાધારણ પ્રભાવ પાડ્યો હતો અને મને સ્મરણ છે કે તે પછી ત્રણચાર દિવસ પર્યંત શિવની એ ભવ્ય મૂર્તિ મારા માનસ નેત્ર સમક્ષ વિલસતી રહી હતી આવી હતી એમની સુંદર, સુમનોહર અને મોહક નિરૂપણશૈલી !

શ્રી નર્મદાશંકરભાઈની તાત્ત્વિક દૃષ્ટિનું ઉન્મીલન થતાં જ તેમણે યુવાવસ્થાના પ્રારંભથી જ કેવા ગહન વિષયો ઉપર ચિંતનપૂર્ણ લેખોનો આરંભ કર્યો છે તે જોઈએ ઈ સ ૧૮૯૫માં શ્રી મહાકાલમાં, શ્રીમન્ નૃસિંહાચાર્યજીની વિદ્યમાનતામાં જ પોતે "બૃહદારણ્યકોપનિષદ્ સંદોહ" નામના ગંભીર લેખનો આરંભ કર્યો. તે પછી તો શ્રી મહાકાલમાં, સદુપદેશ શ્રેણીમાં અને ઇતર પ્રસંગોએ વિપુલ ઉત્તમોત્તમ અધ્યાત્મવિદ્યાના વિવિધ અંગો ઉપર પ્રકાશ પાડતા સુંદર લેખો લખ્યા. શ્રેયસ્સાધકવર્ગની ભવ્ય સાહિત્યસેવામાં એમનો પ્રચંડ ફાળો છે.

સમગ્ર ગુજરાતને ચરણે તેમણે કેટલુ મહત્ત્વપૂર્ણ અને સમૃદ્ધ સાહિત્ય આપ્યુ છે તે ઉપર તો અન્ય અધિકારી વિદ્વાનોએ ઘણુ લખ્યુ છે

એમના જીવનનો પ્રધાન સૂર હતો તત્ત્વજ્ઞાન વહીવટી ક્ષેત્રે કે અન્ય ક્ષેત્રે, તે તે ક્ષેત્રને અનુરૂપ પ્રવૃત્તિ કરતા છતા એમની મતિ આખરે તત્ત્વ વસ્તુ ઉપર જ જઈને સ્થિર થતી તેઓનુ જીવન ઉચ્ચતમ શ્રેયસ્સાધકનુ જીવન હતુ અનેક પ્રસગો એક શ્રેયસ્સાધક તરીકે અને એમના અગત સવિશેષ સ્નેહ સબધને લીધે મારા અનુભવમા આવેલા છે જે તેમના જીવનના રમણીય અને વિશ્રામ્માન અગને પ્રકાશિત કરે છે

સને ૧૯૩૪મા એમના શરીર ઉપર પક્ષાઘાતનો એકાએક હુમલો થયો ખભાતમા જ આ પ્રસગ બન્યો અતિ પ્રવૃત્તિમાથી કુદરતે એમને સપૂર્ણ નિવૃત્તિમા મૂકી દીધા કામકાજ બધુ સ્થગિત થયુ. ઉપચારો તો થયા પરતુ વ્યાધિ સપૂર્ણત ભાગ્યે જ મટયો આખરે પ્રકૃતિમા અશત સુધારો થતા તે અમદાવાદ આવ્યા

સ્વસ્થાનમા આની સ્થિર થયા પરતુ શારીરિક સ્થિતિને લીધે કેવળ પરવશતા જ આની વાણીસ્થાન પણ બધ જ સ્વજનો, સબધીઓ એમનો વિશેષ પરિચિત અમલદાર વર્ગ અને શ્રેયસ્સાધકોના વરિષ્ઠ પુરુષો તેમના સમાચાર જાણવા તેમને મળવા આવવા લાગ્યા બગલાની લૉન ઉપર આરામ ખુરશીમા તેમને બેસાડવામા આવતા જે વિદ્વાનો તત્ત્વવિચારકો, માત્રિકો, તાત્રિકો, તેમની સાથે અનેક પ્રકારની ચર્ચા કરી સતોષ પામી વિદાય થતા, તે સર્વને હવે અસતોષસહ પાછા જવુ પડતુ આનો પ્રત્યાઘાત એમના મન ઉપર પણ રહેતો, છતા જો કોઈ સ્નેહભાવે ધીરેથી પૂછતા કે આપને હવે કેમ લાગે છે? તેના ઉત્તરમા મદસ્મિત કરતા પરાણે પણ ઉત્તર આપતા કે ઠીક છે

સાંજના બહાર વરંડામાં આરામ ખુરશીઉપર તે બેસતા અને કુટુંબીજનો તથા બીજા આગંતુકો વગેરે તેમની સમક્ષ અનેક પ્રકારના વાર્તાલાપ કરતા. વિશેષ બોલી શકતા નહિ પરંતુ સમજમાં સઘળું જ આવતું એ એમના મુખમાંથી પ્રસંગે નીકળતા ઉદ્દગારોથી સ્પષ્ટ થતું. આવી પરિસ્થિતિમાં પણ એમની સ્મૃતિવૃત્તિ શાસ્ત્રોનાં વચનો, તેના મર્મો, પકડવા સમર્થ હતી અને એક પ્રસંગે મને સ્મરણ છે કે કોઈએ શાસ્ત્રનું એકાદ વાક્ય ટાંકી પોતાના મતનું સમર્થન કર્યું એટલે તરત જ તેઓ બોલી ઊઠ્યા : "એમ નથી–એમ નથી." પછી શાસ્ત્રવચનનો સંસ્કૃત ભાગ પોતે કઠિનતાથી પણ બોલી બતાવ્યો. આવી હતી તેમની આંતર ચેતનાની જાગૃતિ.

કઠિન શારીરિક અવસ્થામાં પણ નિત્ય આ પ્રકારે અમે સાથે બેસી અનેક પ્રકારના વાર્તાવિનોદ કરતા. એ બોલી શકતા ઓછું પરંતુ સમજતા સઘળું. પ્રસંગે હાસ્ય પણ તેમના મુખ ઉપર પ્રસરતું. આમ તેમની પ્રકૃતિમા એક પ્રકારની વિશેષ ચેતના જાગૃત થયેલી અનુભવાતી અને આવી સ્થિતિમા અમે કુટુંબીજનો જેવી બેચાર વ્યક્તિઓ બેઠેલી હોય ત્યારે એમના પુત્રી ભારતીબહેનને તેઓ ભજન ગાવાનું સૂચવતા. શ્રી ભાગ્નીબહેનને શ્રીમન્ નૃસિંહાચાર્યજીના રચેલા કોઈ કોઈ કીર્તનો તેમ જ શ્રી શંકરાચાર્ય વિરચિત સ્તોત્રો તેમણે કંઠસ્થ કર્યા હતા અને માધુર્યભર્યા એમના કંઠથી સન્ધ્યાના શાંત સમયે જ્યા એ કીર્તન ગાય કે સ્તોત્રગાન કરે ત્યા નર્મદાશંકરભાઈનાં નેત્રોમાં એ ભાવોની ખુમારી તરી આવતી અને એમનુ અંતર આનંદની લહરીઓ અનુભવતુ એમ પ્રત્યક્ષ લાગતુ.

યોગસિદ્ધ મહાપુરુષોની અનુગ્રહદષ્ટિના અમૃતપાન કરનાર વિરલ પુરુષો અધ્યાત્મવિદ્યાની સિદ્ધિને અનુભવવા સુભાગ્યવંત થાય છે, એમ ઉપનિષદો કહે છે. અધ્યાત્મવિદ્યાની સિદ્ધિ એટલે આત્મ–સાક્ષાત્કાર. આ સિદ્ધિને પ્રાપ્ત કરનાર, અનંત બ્રહ્માંડો જેમાંથી ઊપજે છે, સ્થિતિ કરી રહે છે અને જેમાં લય

પામે છે એ બ્રહ્મતત્ત્વ, એ જ હું છું, એ દૃઢ અપરોક્ષ અનુભવ કરે છે આવા પુરુષો નિરતિશય સુખનો અનુભવ કરતા પરમાનંદને ભોગવતા, સંસારમાં રહી, સંસારના વ્યક્તિઓના સાક્ષી થઈને રહે છે, તેનાથી કેવળ નિર્લેપ, નિર્વિકાર રહે છે માયાના ઘોર અંધકારમાં પણ સુરમ્ય જ્યોતિ રૂપ સી તેમની દિવ્ય દૃષ્ટિ અખંડ અનુભવ કરે છે, પ્રચંડ વાવાઝોડામાં શાંત જીવન સમીર લહરીને અનુભવતી પરમ પ્રસન્ન રહે છે આ છે અધ્યાત્મ વિદ્યાની સિદ્ધિનો પ્રભાવ અવિચ્છિન્ન તત્ત્વચિંતનના બળથી જ તે પ્રાપ્ત થાય છે આ પુરુષો સાચા મુક્ત પુરુષો છે સંસારનું કોઈ બંધન તેમને બાધ કરતું નથી એ જ સંસારનું અંતિમ ધ્યેય, सा काष्ठा सा परागतिः ।

## 'ચૂંટણીને ઘોડે નથી ચઢવું'

### ડૉ. ભાસ્કરરાય ગોવિંદલાલ મહેતા

દી બ નર્મદાશંકરભાઈને હું છેક નાનપણથી ઓળખતો હતો તેઓ અમદાવાદ મ્યુ ના પહેલી વાર ચીફ ઓફિસર નીમાયા તે પ્રસંગ મને બરાબર યાદ છે, જો કે હું તો ત્યારે શાળામાં ભણતો હતો એમની નોકરીનું પ્રથમ કાર્ય અન્યાયનો ખાળવામાં આવેલો સર ચિનુભાઈ રોડ જે અગાઉ ઘણો જ સાંકડો હતો તે પહોળો કરવાનું હતું તેમાં તેમને ઘણો ભારે વિરોધ સહન કરવો પડેલો પરંતુ મક્કમતાથી અને શાંતિથી તેમણે આદરેલું કાર્ય પૂરું કર્યું

ચીફ ઓફિસર તરીકે તેઓ ખૂબ પંકાયા હતા અને અનેક નાની મોટી યોજનાઓના વિધાયક તરીકે તેમનું નામ દફતરે નોંધાયું છે વળી મ્યુ ના નિયમો તથા ઉપનિયમો ઘડવાનું મહત્ત્વનું કામ પણ તેમણે પૂરું કર્યું પહેલી વખત તેઓ ચીફ ઓફિસર હતા ત્યારે સ્વ સર ચિનુભાઈ માધવલાલ બેરોનેટ પ્રમુખ હતા નર્મદાશંકરભાઈ

માટે તેમને ઘણુ માન હતુ અને તેવી જ રીતે તેઓ જ્યારે બીજી વખત ગાફ ઓફિસર તરીકે અને ૧૯૧૯મા આવ્યા ત્યારે સ્વ સર રમણભાઈ પ્રમુખ હતા તેમને પણ ખૂબ જ આદના તેમના પ્રત્યે હતી.

ગને ૧૯૨૮મા મુબઈ કોર્પોરેશનમાથી પોતે નિવૃત્ત થઈ અમદાવાદ આવ્યા અને સરકારે તેમની નીમણુક મ્યુ ના સભ્ય તરીકે કરી. તે વખતે મ્યુ માં શેઠ અબાલાલે ઇન્ડિપેન્ડન્ટ પાર્ટી સ્થાપી હતી જેને કસ્તુરભાઈ શેઠ તથા શ્રી ગુનઝારીલાલ નન્દાનો ટેકો હતો હુ પણ આ પાર્ટીનો સભ્ય હતો નર્મદાશકરભાઈને અમે સ્ટેન્ડિગ કમિટિના ચેરમેન તરીકે ચૂટી કાઢ્યા અને તે દરમિયાન તેમણે ટેકસેશન પદ્ધતિ સરળ કરીને ઇન્કમ ટેક્સના ધોરણે કરની આકારણી થાય તેવી પદ્ધતિ કમિટિના ચેરમેન તરીકે સૂચવી આ રિપોર્ટ પ્રસિદ્ધ થયો છે પણ તેનો અત્યાર સુધી એક કે બીજા કારણે અમલ થયો નથી જો અમલ થાય તો કર આકારણીમા ઘણી સરળતા થાય એવુ ઘણાઓનુ માનવુ છે

ઘણા સભ્યોની ઇચ્છા એવી હતી કે નર્મદાશકરભાઈને મ્યુ ના પ્રમુખ કરવા અને તેમને તેની જાણ પણ કરેલી મને યાદ છે કે કોગ્રેસ પક્ષ તરફથી શ્રી માવળકરે પણ એવી ઇચ્છા વ્યક્ત કરી હતી પરતુ નર્મદાશકરભાઈની દલીલ એવી હતી કે પોતે સરકાર નિયુક્ત સભ્ય હતા અને તે માટે કેટલાક સભ્યો કદાચ વાધો લે તો તેમા નાહક ચર્ચા ઊભી થાય અને પોતે જે માન પ્રતિષ્ઠા ભોગવતા હતા તેને આચ આવે શ્રી માવળકરદાદાને તેમણે વિનોદમા એમ પણ કહેલુ કે, "દાદા, હવે સાઠ વર્ષે ગારે તે વરરાજા બનીને શા માટે ચૂટણીના ઘોડે ચઢવુ ?"

ઘણી વખતે હુ તેમને બગને શેઠ અબાલાલ સારાભાઈ તથા શ્રી નન્દાજી સાથે તેમને મળતો અને મ્યુ ની બાબતોમા વાતો થતી ત્યારે મને લાગતુ કે જાણે જ્ઞાનના એક વિશાળ સરોવરમાથી હુ આચમન કરી રહ્યો છુ એમના જેવા મેધાવી પુરુષ તે યુગમા જો વિદેશમા જન્મ્યા હોત તો ભારે કદર થઈ હોત

# પરમ પૂજ્યની સ્મૃતિ

## શ્રી. શિવશંકર સૂર્યરામ દેવાશ્રયી

મારે તેમની સાથેનુ તો પ્રથમ મિલન અને ૧૯૦૧મા મને ઉપવીત સસ્કાર આપ્યા, તે પ્રસગે તેઓશ્રી મારા વતન લુણાવાડા પધારેલા તે વખતે થયેલુ તે જમાનામા લુણાવાડાને જોડતી રેલ્વે લાઈન ન હતી એટલે અવરજવર ગોધરાથી લુણાવાડા વચ્ચે શિગરામ, ટપ્પા, દમણિયા વગેરે સાધનોથી થતો તેઓશ્રી તે વખતે અમદાવાદ જિલ્લાના ડેપ્યુટી કલેક્ટર હતા અમદાવાદથી ગોધરા રેલ્વે રસ્તે આવી ગોધરામા રા સા ભાઉરાયજીને ત્યા ઊતરી તેમની સાથે તેઓશ્રી ખાસ વાહનમા લુણાવાડા પધારેલા મારા પિતા શરૂઆતથી શ્રીમન્ નૃસિંહાચાર્યના ગાઢ પરિચયમા આવેલા અને તે નાતે તેઓશ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગના શ્રી નર્મદાશંકરભાઈ તથા બીજા અગ્રગણ્યોના પરિચયમા આવેલા શ્રીમન્ નૃસિંહાચાર્ય પોતાની પ્રવૃત્તિના મધ્યાહ્નકાળે ફરતા ફરતા ગોધરાવાળા શ્રી ભાઉરાય દેસાઈ સાથે અમારે ત્યા પધારેલા અને રહેલા શ્રી નર્મદાશંકરભાઈ લુણાવાડા પધાર્યા ત્યારે શ્રી નૃસિંહાચાર્યજીવાળા મેડે જ તેમને ઉતારેલા આ પછી અવારનવાર મારા પિતાશ્રી અમદાવાદ જતા ત્યારે શ્રી નર્મદાશંકરભાઈને મળતા, અને તેમને ત્યા રહેતા

મારા પિતાશ્રીનુ ૧૯૨૨મા અવસાન થયા બાદ પણ શ્રી નર્મદાશંકરભાઈએ અમારા કુટુબ પ્રત્યે મમતાભર્યું વલણ ચાલુ રાખ્યુ ૧૯૨૦મા મારા સ્વર્ગસ્થ મોટાભાઈને તેઓશ્રીએ મ્યુનિસિપલ નોકરીમા પોતાના જ હાથ નીચે લીધા અને તેઓ ૧૯૨૩ના ઑગસ્ટ

માસમા ગુજરી ગયા બાદ મને રૂબરૂમા બોનાવ્યો તે વખતે હુ એક ખાનગી પેઢીમા ટાઇપિસ્ટ તરીકે રૂપિયા આર વત્તા પ દરના પગારથી કામ કરતો હતો ત્યાથી બોનાવી મને રૂપિયા પિસતાનીસના પગારથી રાખી, મમતાપૂર્વક જણાવ્યુ કે, "ભાઈ પગાર ભલે ઓછો જણાય, પણ આ તો સ્થાનિક સ્વરાજ્યની એટલે કે અર્ધસરકારી નોકરી ગણાય એટને તેમા શરૂઆતનો નાભ જોવો નહિ પણ ભવિષ્યનો લાભ જોવો" આ રીતે હુ મ્યુનિસિપન નોકરીમા જોડાયો

સને ૧૯૨૪મા તેઓશ્રીની નિમણૂક મુબઈમા ડેપ્યુટી મ્યુનિસિપન કમિશનર તરીકે થઈ પરતુ મારી સાથેનો વહેવાર એ જ રીતનો રાખેનો ૧૯૨૬મા ઓનરેબન શ્રી વિઠ્ઠલભાઈ પટેનના પ્રયાસથી મુબઈ ખાતે સ્થાનિક સ્વરાજ્ય પરિષદ વખતે પોતાના અગત મદદનીશ તરીકે તેઓ મને સાથે લઈ ગયેના ઓન શ્રી વિઠ્ઠલભાઈ પટેન સાથે તેમનો ઘનિષ્ઠ સબધ હતો ૧૯૨૭મા લોકન સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટિટ્યૂટની સ્થાપના થઈ તે તેના આદ્ય પ્રવર્તક ઓન શ્રી વિઠ્ઠલભાઈ પટેન શ્રી નર્મદાશકરભાઈ અને એવા સ્થાનિક સ્વરાજ્યક્ષેત્રના અગ્રણીઓને આભારી છે શ્રી નર્મદાશકરભાઈ આ સસ્થાની કારોબારીના શરૂઆતથી સભ્ય હતા અને ૧૯૩૦મા તેના ઉપપ્રમુખ ચૂટાયા અને આ સસ્થાની કચેરી જે પૂના ખાતે હતી તેને મુબઈમા નાવવાથી જ સસ્થાનો વિકાસ થશે એ મતનસનો ઠરાવ તેમણે રજૂ કર્યો હતો

૧૯૨૭મા ભરાયેલી સ્થાનિક સ્વરાજ્ય પરિષદે ઠરાવ્યા મુજબ મ્યુનિસિપન અધિકારીઓને ટ્રેઈનિગ આપવા માટે એક ટ્રેઈનિગ ક્લાસ પૂના ખાતે એપ્રિન ૧૯૨૭મા શરૂ કરવામા આવ્યો આ ક્લાસમા સત્વરે દાખન થઈ જવા શ્રી નર્મદાશકરભાઈએ મને લખ્યુ તે અનુસાર તે વખતના મ્યુનિસિપન પ્રમુખ શ્રી સરદાર વલ્લભભાઈ પટેલે મને ખાસ સૂચના આપી કે મારે કોઈ પણ સજોગોમા પૂના જઈ આ ટ્રેઈનિગ મેળવવી મે મારી આર્થિક પરિસ્થિતિ બને

મહાનુભાવોને જણાતી, છતા તેઓશ્રીની સલાહ યોગ્ય હોવાથી પૂના ગયો જૂન ૧૯૨૭મા મીટિંગના કારણે તેઓશ્રી પૂના પધાર્યા અને મારી માગી સભાળ કરી અભ્યાસ સબધી મારા વર્ગના પ્રિન્સિપાલ શ્રી ભગવત સાહેબને પૂછી સતોષ અનુભવેલો

૧૯૨૭મા ટ્રેઈનિગ મેળવી હુ પાછો ફર્યો ત્યાર બાદ સુરત મુકામે ગુજરાત પ્રાતીય સ્થાનિક સ્વરાજ્ય પરિષદ તે વખતના અમદાવાદ મ્યુનિ ના પ્રમુખ શ્રી સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપદે ભરવાનુ કાર્ય મને સોપવામા આવેલુ આ પરિષદના પ્રમુખપદેથી અધિકારીઓ માટે, જેવો પૂના ખાતે ટ્રેઈનિગ ક્લાસ ચાલે છે તેવો ગુજરાત માટે અલગ વર્ગ શરૂ કરવા માટે હિમાયત કરવામા આવેલી અને તે ઠરાવ શ્રી નર્મદાશકરભાઈની સલાહસૂચનાથી સર્વાનુમતે પસાર કરવામા આવેલો તે અનુસાર આવો ક્લાસ અમદાવાદ ખાતે શરૂ કરવાનુ કામ સરદાર સાહેબના પ્રમુખપદે નિમાયેલ એક કમિટી જેમા શ્રી નર્મદાશકરભાઈ, શ્રી માવલકર દાદા, આદિ સ્થાનિક સ્વરાજ્યના ધુરંધરો હતા, તેમને સોપવામા આવેલુ અને તેના માનદ મત્રી તરીકે મને કાર્ય સોપવામા આવેલુ આ બધા શુભ પ્રયત્નોના ફળ રૂપે અમદાવાદમા આવો ટ્રેઈનિગ ક્લાસ ૧૯૩૦ના એપ્રિલમા શરૂ કરવામા આવેલો જેની કાર્યવાહી અદ્યાપિ ચાલુ છે આ વર્ગમા શરૂઆતથી શ્રી નર્મદાશકરભાઈ માનદ અધ્યાપક તરીકે કામ કરતા અને તે વખતના તેમના પ્રવચનો હજી કાનમા ગૂજે છે તેમના સમય દરમિયાન વર્ગને વ્યવસ્થિત કરવા તેમણે અથાગ પ્રયત્નો કર્યા અને બધા વ્યાખ્યાનોની નોધો મગાવી, છપાવવા પ્રયત્નો કર્યા તેઓશ્રી ખભાત ના દીવાન તરીકે ગયા ત્યા આ કાર્ય ચાલુ રાખેલુ અને દાનિશ્વરીની રજા દરમિયાન ખભાતથી આવી વિદ્યાર્થીઓને સતોષ આપવા, વિના વેતને, ભારે શ્રમ લેતા

અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ ઑફિસર તરીકે તેઓશ્રી પહેલી વાર ૧૯૧૦મા આવ્યા તે વખતે મ્યુ પ્રમુખ તરીકે સરદાર

સર ચિનુભાઈ માધવલાલ બેરોનેટ હતા તે વખતે બોર્ડની કાર્યવાહી આખી રાત ચાલેની એની રસપ્રદ વાતો તેમના મુખેથી સાભળવા મળેલી તેમણે ચીફ ઓફિસર તરીકે અમદાવાદ મ્યુનિ ને સારા પાયા પર મૂકી, મ્યુનિ મા કેટલાક નિયમો ઘડવાના બાકી હતા તે બધુ કર્યું અને અમદાવાદ શહેરની પ્રગતિ કેમ થાય તે માટે દીર્ઘદૃષ્ટિથી આયોજન કર્યું હાલના પ્રગતિશીલ યુગને જે કાઈ બધબેસતુ અથવા અનુરૂપ આયોજન કરવાનો યશ કોઈને પણ હોય તો તે શ્રી નર્મદાશકરભાઈને જ શિરે જાય છે ૧૯૧૬મા સરદાર સર ચિનુભાઈનુ અવસાન થતા સર રમણભાઈ પ્રમુખપદે આવ્યા અને તેમની સાથે અમદાવાદના આયોજનનો તથા કાયદા ઘડવાનો મોટો હિસ્સો એમણે આપ્યો "સર રમણભાઈની મ્યુનિ સેવાઓ" એ લેખ એમની સર રમણભાઈ પ્રત્યેની લાગણીઓ તથા આદરને વાચા આપે છે સર રમણભાઈનુ મ્યુનિ કપાઉન્ડમા સ્મારક (અર્ધપ્રતિમા) ખુલ્લુ મૂકવા સરદાર વલ્લભભાઈને વિનતી કરતા ચેરમેન તરીકે શ્રી નર્મદાશકરભાઈએ ઉચ્ચારેલુ કે "૧૯૧૦ થી ૧૯૨૪ સુધીનો અમદાવાદ મ્યુનિ નો મત્રયુગ હતો અને તેમા જે કાઈ આયોજન કરવાનુ હતુ તે અમે સરદાર, સર ચિનુભાઈ અને સર રમણભાઈના આ કાળમા કર્યું ત્યાર પછી આવ્યો સરદાર વલ્લભભાઈનો કર્મયુગ સને ૧૯૨૪ થી ૧૯૩૦ જેમા તેઓશ્રીએ જે તે યોજનાઓને મૂર્ત સ્વરૂપ આપ્યુ તેનુ ફળ પ્રજા આજે જોઈ રહી છે"

સને ૧૯૧૫ના ટાઉન પ્લેનિંગ એક્ટ અનુસાર અમદાવાદ શહેરને લગભગ પાચ ટાઉન પ્લેનિગ સ્કીમો તેમના ચીફ ઓફિસર તરીકેના કાળમા તૈયાર કરવામા આવેલી, જેમાની કેટલીક તો હજી પૂરી અમલી બની નથી આ પૈકી જમાલપુર ટાઉન પ્લેનિગ સ્કીમ જ્યારે હાથમા લીધી ત્યારે લોકો ટીકા કરતા હતા કે સ્તનખાનુ હોવાના કારણે અહી કોણ રહેવા જવાનુ છે અને એમા શુ મળવાનુ છે? તે વખતે આ લત્તામા ભાગ્યે જ ચાર આના વારે જમીન કોઈ

ખરીદનુ આજે નગર આયોજનની યોજના થવાથી આ વિભાગમા રૂ ૪૦ વારથી ઓછી કિંમતે જમીન મળતી નથી એ નગર આયોજનની બલિહારી છે અને આયોજકનુ દૂરદેશીપણુ સૂચવે છે એ જ રીતે બીજી યોજના કાંકરિયા ટાઉન પ્લેનિંગ સ્કીમ, જેમા કાંકરિયા તળાવની આજુબાજુના ટેકરાઓને ફેરવી મનોરંજક સ્થળ બનાવવાનુ હતુ. તે યોજના આ વિભાગમાની કાચી ચેપી રોગની હૉસ્પિટલ (Segregation Rooms) ખસે નહિ ત્યા સુધી અમલી બની શકી નહિ પણ સને ૧૯૪૦મા મ્યુનિ ઇજનેર તરીકે શ્રી બાર્ડનાનભાઈ પટેલ આવતા નવી ચેપી રોગની હોસ્પિટલ થતા ટેકરાઓને ખોદી તેને બગીચાઓમા ફેરવવાનુ કામ હાથ ધરાયુ, અને વહેરની દીવાલો તોડી તેના રોડાંનો ઉપયોગ આ માટે કરવાનુ શરૂ કર્યું. ત્રીજી યોજના એલિસબ્રિજ ટાઉન પ્લેનિંગ સ્કીમ, જે શ્રી નર્મદાશંકરભાઈના સમયમા તૈયાર થઈ, જાહેર કરવામા આવી, પરંતુ કાયદાની કેટલીક બારીકાઈને લીધે તેને ફરીથી પ્રસિદ્ધ કરવી પડી આ યોજના હજી પરિપૂર્ણ થઈ નથી ચોથી યોજના મણિનગર ગાર્ડન ટાઉનશિપની હતી મણિનગર વિસ્તાર કેટલો ફાલ્યોફૂલ્યો છે અને મુસાફરીના દર જેવુ તેણે અમદાવાદમા સ્થાન પ્રાપ્ત કર્યું છે તે આજે પ્રત્યક્ષ છે પાચમી યોજના એ સિટી વૉલ ઇમ્પ્રુવમેન્ટ સ્કીમ શહેરની મધ્યોમધ્ય આવેલો કોટ તોડી નાખીને, રસ્તાઓને આજુબાજુ નાના બગીચા બનાવી, આજુબાજુથી જવાય તેવા સુશોભિત રસ્તા કરવાની અને શહેરને ફરતો એક સરક્યુલર રોડ કરવો એ તેનો મુખ્ય ભાગ છે

આ બધી યોજનાઓ ઘડનાર શ્રી નર્મદાશંકરભાઈને આવતી પ્રજા યાદ કરશે કે કેમ તે ભગવાન જાણે પરંતુ તેમના જ શબ્દો અહી ટાકુ તો તે અસ્થાને ગણાશે નહિ સર રમણભાઈ સાથેની વાતચીતમા તેમણે કહેલુ કે "હુ તો પાયાના પથ્થર બનવામા માનુ છુ, અને પરના પાયાનુ કામ કરો અને તેની યશકલગી જેને મળવાની હોય તેને મળે, પાયો મજબૂત હશે તો ઇમારત કાયમ રહેશે" આ

માટે જ્યારે તેઓ તે વખતના સરકારના નગરરચના અધિકારી શ્રી મિરામ્સ સાથે જતા ત્યારે તેમને પ્રજા કેવા શબ્દોથી નવાજેશ કરતી તે જણાવવું ઉચિત નથી. પરંતુ શ્રી નર્મદાશંકરભાઈ કહેતા કે પ્રજાના ઉપયોગી કામો કરવાનાં હોય તો ગાળો ખાવા તૈયાર રહેવું જોઈએ. આ ફૂલની પથારી નથી પણ કાંટાભર્યો માર્ગ છે.

આવી જ એક અતિઉપયોગી બીજી યોજના તે રિલીફરોડ કરવાની અમદાવાદ શહેરના વધતા જતા ટ્રાફિક અને આવતા વર્ષોમાં અમદાવાદ શહેર એટલું ફાલશે ફૂલશે એની દૂરદેશી રાખી શ્રી નર્મદાશંકરભાઈએ રિલીફરોડની યોજના કરવાનું શ્રી મિરામ્સને સને ૧૯૨૧-ના અરસામાં સૂચવેલું. તે વખતે પણ રિચીરોડ ઉપરનો ટ્રાફિક ઘણો હતો અને તે ઓછો કરવા માટે આ યોજના કરવાની હતી. શ્રી મિરામ્સે કોઈ પણ જાતના પૂર્વગ્રહ સિવાય સ્ટેશનથી લાલ દરવાજાને જોડતો રસ્તો બનાવવાની નકશા સાથેની યોજના મ્યુનિ. સમક્ષ રજૂ કરી. તે વખતે મ્યુનિમાં સરકારનિયુક્ત કમિટી ઓફ મેનેજમેન્ટ હતી, તેના અધ્યક્ષ તરીકે સર રમણભાઈ હતા. આ યોજનાની સર્વે વખતે જ્યારે શ્રી નર્મદાશંકરભાઈ, સર રમણભાઈ વગેરે જતા ત્યારે તે યોજનાથી જેમને સહન કરવાનું હતું તે લોકો "હાય, હાય" ના શબ્દોથી કમિટીને વધાવતા. આ યોજનામાં ૮૦ ફૂટનો પહોળો રસ્તો બેઉ બાજુએ ફૂટપાથ સાથેનો રાખવાનો હતો.

પ્રજાકીય મ્યુનિ. કમીટીમાં આવતા આ કામ અટક્યું. પરંતુ દૂરદેશી સરદાર પટેલને આવો રસ્તો કર્યા સિવાય છૂટકો નથી એમ લાગતા તેઓશ્રીએ પોતાના પક્ષના સભ્યોને એટલે સુધી દબાણ કર્યું કે જો તમે આ રસ્તો કરવાનું હાથમાં હાથ પર નહિ લ્યો તો મુંબઈમાં જે પ્રમાણે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટનો કાયદો કરી સુધારણા કરવામાં આવી છે તે પ્રમાણેનો અમલ સરકાર કરશે. શ્રી નર્મદાશંકરભાઈ સાથે આ બાબત ચર્ચાવિચારણા કરી આ રસ્તો કરાવ્યા વિના છૂટકો નથી તેમ લાગવાથી તેમણે યોજનાને આગળ ધપાવી. મૂળ યોજનામાં

૪૨૦૦ કુટુંબો ઘરબાર વિનાના થતા હતા અને વધારાની જમીન જે એક્વાયર થવાની હતી તેના વેચાણમાંથી રસ્તાનું ખર્ચ કાઢવાનું હતું. સરકારશ્રીની સૂચના મુજબ, કામ આગળ ચાલ્યું. પછી તો, તેઓશ્રી સને ૧૯૨૮માં મ્યુનિ. છોડીને ગયા અને સરકારની ઇચ્છા આવો બંને બાજુએ રસ્તો કરવો એવી થતાં, તે માટેના નકશા અને અંદાજો તૈયાર થયા. પરંતુ દિનપ્રતિદિન જમીનોની કિંમતો વધતી જતી હોવાથી, તે પહેલી મૂળ યોજના, જે શ્રી નર્મદાશંકરભાઈના સમયમાં જાહેર કરવામાં આવેલી તે પ્રમાણેના એક્વિઝિશનો કરવાની કામગીરી શરૂ કરવામાં આવી અને તેને માટે ખાસ લેન્ડ એક્વિઝિશન ખાતું ખોલવામાં આવ્યું. પરંતુ તે વખતના મ્યુનિ. પ્રમુખ અને સભ્યોને એમ લાગ્યું કે ૮૦ ફૂટ પહોળા રસ્તાને બદલે બન્ને બાજુ ફૂટપાથ સાથે ૬૦ ફીટનો રસ્તો રહેશે તો ચાલશે એટલે તે પ્રમાણેની યોજનામાં સુધારો કરી બાકીના મકાનો એક્વિઝિશનમાંથી મુક્ત કરવામાં આવ્યા અને રસ્તો સને ૧૯૪૦માં અસ્તિત્વમાં આવ્યો. આમાં મ્યુનિ.ને કોઈ ખોટ આવી નથી પણ ઊલટું આજુબાજુની જમીનના પ્લોટ પાડી તેને વેચવામાં આવતા સરવાળે મ્યુનિ.ને ફાયદો જ થયો છે.

સને ૧૯૩૪માં મ્યુનિ.માંથી નિવૃત્ત થયા પછી થોડો વખત સરકારી નોકરીમાં પાછા ફર્યા બાદ તેઓ મુંબઈ મ્યુનિસિપલ કોર્પોરેશનના તે વખતના મેયર ઓનરેબલ શ્રી વિઠ્ઠલભાઈ પટેલના શુભ પ્રયાસોથી મુંબઈના ડેપ્યુટી મ્યુનિ. કમિશનર તરીકે નિમાયા. આ જગાએ બે વર્ષ સુધી યશસ્વી કારકિર્દી બજાવી તેઓ નિવૃત્ત થતાં તેમની નિમણૂક મુંબઈ મ્યુ. કોર્પોરેશનના **Retrenchment and Reforms Adviser** તરીકે કરવામાં આવી. આ કામ એમણે સંપૂર્ણ અદ્યતન પદ્ધતિથી કરી કામનો ભાર નક્કી કરી માણસો તે પ્રમાણે રાખવા વગેરે બાબતો સૂચવી, જેનો મુંબઈ કોર્પોરેશને અમલ કરતાં લાખો રૂપિયાનો બચાવ થયો. આ માટે કોર્પોરેશને

તેમની કામગીરીની સુંદર નોંધ લીધી છે અને ૧૯૨૮માં અમદાવાદ પાછા ફરતાં, સરકારે તેમને અમદાવાદ મ્યુનિ.ના સભ્ય તરીકે નિયુક્ત કર્યા અને તેમના જ્ઞાનનો પૂરો લાભ લેવા તે વખતના પ્રમુખ શ્રી મંગળદાસભાઈ આશારામ શાહ અને ત્યાર બાદ શ્રી દાદાસાહેબ માવળંકરની ખાસ વિનંતીથી તેઓ સ્ટેન્ડિંગ કમિટીના અધ્યક્ષ તરીકે ચૂંટાયા, જે સમય દરમિયાન તેમણે રિલીફ રોડ જલદીથી અમલમાં લાવો, નહિ તો ભાવિની પ્રજા તમોને માફ કરશે નહિ, વગેરે શબ્દો વાપરી તથા આ માટે સરદારશ્રીનો પણ સંપર્ક સાધી પ્રજાના પ્રતિનિધિઓને સારી સમજણ અપાવતા

એમના સ્ટેન્ડિંગ કમિટીના અધ્યક્ષપદ દરમિયાન ખાસ અગત્યનું કામ થયું હોય તો તે "ટેક્સેશન ઇન્કવાયરી કમિટી"ની એમની ભલામણો બોર્ડ પાસે મંજૂર કરાવવાનું હતું. આ પદ્ધતિમાં નાની આકારણીવાળાઓને રાહત અને મોટી આકારણીવાળાને યોગ્ય પ્રમાણસર પડે તે પ્રમાણેની, ઇન્કમટેક્સના ધોરણે આકારણી કરવાનો આશય હતો. આ સંબંધમાં ભિન્ન મતની નોંધ તે વખતના ચીફ ઑફિસર શ્રી ઈશ્વરલાલ ભગત તથા એન્જિનિયરમાંથી ચૂંટાઈ આવેલા ત્યાંના ધારાશાસ્ત્રી શ્રી ભાઈલાલભાઈ ગાગાભાઈ પટેલની હતી. આ બન્નેને શ્રી નર્મદાશંકરભાઈએ દાખલાદલીલોથી સલાહ આપી પોતે તે વખતે ખંભાતના દીવાન હોવા છતાં ખંભાતથી ખાસ મોટરમાં હાજરી આપવા આવી રિપોર્ટ મંજૂર કરાવ્યો હતો. શ્રી માવળંકર દાદા તથા સરદાર પટેલ, રાજકીય મતભેદો હોવા છતાં, અંગત રીતે તેમના માટે આદર માન ધરાવતા. મને યાદ છે ત્યાં સુધી સને ૧૯૨૮ની બારડોલીની લડત દરમિયાન શ્રી એન્ડરસનના લેન્ડ રેવન્યુ રિપોર્ટનું અર્થઘટન બારડોલીના ખેડૂતની ન્યાયી લડતને માટે કેમ કરી શકાય તે માટે સરદાર વલ્લભભાઈ, શ્રી નર્મદાશંકરભાઈ પાસે પધારતા અને ઊંડાણભરી ચર્ચા તેમની સાથે કરતા. એક વખતે તો મુંબઈમાં શ્રી ભુલાભાઈ દેસાઈને ત્યાં આ માટે એક ખાનગી મીટિંગ યોજવા-

મા આવી હતી જેમા શ્રી નર્મદાશંકરભાઈએ હાજરી આપી હતી અને જેમા પોતાનો મત પોતાની સરકારી પેન્શનર તરીકેની જવાબદારી ધ્યાનમા લઈને ઉચ્ચાર્યો હતો, જેનો ઉલ્લેખ સરદારશ્રીએ નામ આપ્યા સિવાય બારડોલીના પોતાના વ્યાખ્યાન દરમિયાન ભારપૂર્વક કર્યો હતો અને જણાવ્યુ હતુ કે "મને એક નિવૃત્ત બાહોશ, સરકારી અમલદારે જણાવ્યુ છે કે ખેડૂતોનો કેસ સપૂર્ણ ન્યાયી છે અને તેમા ડરવાનુ કોઈ કારણ નથી"

સરદારશ્રી અમદાવાદ આવતા અને જો કાનુગાને બગલે ઊતરતા, ત્યારે હુ તેમને મળતો અને તેઓશ્રી નર્મદાશંકરભાઈ માટે લાગણીપૂર્વક ખબર પૂછતા અને ૧૯૩૫થી ૧૯૩૮ સુધીમા જ્યારે જ્યારે આવતા ત્યારે ત્યારે શ્રી નર્મદાશંકરભાઈના બગલે ખબર કાઢવા જતા આ જ પ્રમાણે શ્રી માવળંકર દાદા પણ તેમની તરફ બહુ માનથી જોતા અને કહેતા કે શ્રી નર્મદાશંકરભાઈ, અમે શુ કરીએ કે તમે સરકારનિયુક્ત સભ્ય છો એટલે અમે તમોને સપૂર્ણ રીતે લાયક માનવા છતા મ્યુનિ પ્રમુખ તરીકે નીમી શકતા નથી તમે કહો તો એકાદ સભ્યને રાજીનામુ અપાવી તમોને ચૂટી લાવીએ તેના પ્રત્યુત્તરમા શ્રી નર્મદાશંકરભાઈ જણાવતા કે, "ભાઈ હવે મારું વર્ષ ચૂટણીના ઘોડે ચડવાની મારી ઇચ્છા નથી તમે બધા ભાઈઓ મારા આદર કરો છો તે કાંઈ ઓછુ નથી" મ્યુનિમાથી ખભાત દીવાનપદે જતા શ્રી માવળંકરે જે ઉદ્ગાર શ્રી નર્મદાશંકરભાઈ માટે કાઢયા હતા તેનો અત્રે ઉલ્લેખ કર્યો અસ્થાને લેખાશે નહિ (જુઓ સને ૧૯૩૧ના મ્યુનિ કોર્પોરેશનના રિપોર્ટ તથા તે વખતના પ્રજાબંધુમા આવેલ મ્યુ ચર્ચા)

સને ૧૯૩૦મા સરકાર ખેતી સિવાયની જમીનનો વિનેય ધારો વધારવાની પેરવી કરી તે વખતે દી બ દરબાર ગોપાળદાસના પ્રમુખપદે અમદાવાદ વકીલો, શ્રી માવળંકર, શ્રી મગનભાઈ વકીલ વગેરેની એક કમિટી નીમવામા આવી આ કમિટી બેસતા પહેલા શ્રી નર્મદા

શંકરભાઈને મળી પરંતુ છેવટનો નિર્ણય લઈ શકી નહિ. છેવટે દી. બ. હરિલાલભાઈ અને શ્રી માવળંકરે આગ્રહપૂર્વક જણાવ્યું કે નર્મદાશંકરભાઈ, તમે જે ડ્રાફ્ટ કરશો તે અમને મંજૂર છે અને બન્યું પણ એમ જ. શ્રી નર્મદાશંકરભાઈએ ડ્રાફ્ટ તૈયાર કર્યો અને તે સર્વાનુમતે કબૂલ રખાયો અને મજૂરોને આ દેશમાં સદન આપવાની ફરજ પડી

સને ૧૯૨૯માં શ્રી નર્મદાશંકરભાઈની નોકરી મુંબઈ સિટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટે ચીફ ઓફિસર તરીકે લીધી એટલે તેમને ફરીથી પાછા મુંબઈ જવાનું થયેલું તે દરમિયાન તેમણે સિટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટને મુંબઈ મ્યુ. કોર્પોરેશનમાં ભેળવી દેવાની યોજના તૈયાર કરી. પછી સને ૧૯૩૦માં પાછા અમદાવાદ આવતા બોર્ડના સભ્ય તરીકે નિમાયા હતા અને ૧૯૩૦માં અત્રે આવ્યા બાદ મ્યુનિ બરોઝ એક્ટ મુજબ મોડેલ રૂલ્સ એન્ડ બાયલૉઝ સરકારને તૈયાર કરી આપવા માટે તેમને વિનંતી કરવામાં આવી અને ૧૯૦૧ના ડિ. મ્યુ. એક્ટ મુજબ તે વખતના આઈ. સી. એસ. અધિકારી શ્રી જે. એમ. ઓર એમણે તૈયાર કરેલા પરંતુ અને ૧૯૨૫ના મ્યુ. બરોઝ એક્ટ મુજબ મોડેલ તૈયાર કરનાર કોઈ વિશિષ્ટ અધિકારી સરકાર પાસે નહિ હોવાથી, શ્રી નર્મદાશંકરભાઈને સરકાર તરફથી આ કામ ખાસ સોંપવામાં આવ્યું જે તેમણે ૭ મહિનાના ટૂંકા ગાળામાં તૈયાર કરી આપ્યું તે રૂલ્સ તથા બાયલૉઝ પછીથી સરકાર પ્રસિદ્ધ કરી જુદી જુદી મ્યુનિ.ને છપાવીને મોકલી આપ્યા ત્યારબાદ અત્યાર સુધીમાં આવા મોડેલ રૂલ્સ તૈયાર થયા નથી

મારો અને શ્રી નર્મદાશંકરભાઈનો સંબંધ સને ૧૯૨૪ પછી અતિનિકટનો બનો ગયો અને એ એવી કક્ષામાં પહોંચ્યો કે જ્યારે તેઓશ્રી અમદાવાદમાં હોય અને હું ના મળું તો ઘેર તરતજ ખબર કહાવે કોઈ પણ સરકારી પત્રવ્યવહાર કે ખાનગીમાં ખાનગી મુસદ્દા હોય તે બધા મારું પોતાનું પોર્ટેબલ ટાઈપરાઈટર લાવી કરતા

મારા ઘેર અથવા તો તેમના બંગલે હું ટાઈપ કરી આપતો, આટલો બધો તેમનો મારા પર વિશ્વાસ હતો. સરકારમાંથી ઘણા અગત્યના References તેમના પર આવતા અને તેમની ખાસિયત એ હતી કે જે દિવસે પત્ર મળે તે દિવસે જ તેનો જવાબ જવો જોઈએ. મોડી ટપાલનો ટાઈમ થઈ જાય તો પણ બંગલેથી નીકળી રેલવે મેઈલ-સર્વિસ ઉપર આ ટપાલ નાખવાને માટે પોતાની મોટર મોકલતા. સને ૧૯૩૬ પછી જ્યારે તેઓશ્રી અમદાવાદમાં હોય ત્યારે મારું પણ તેમની સાથે રહેવાનું હોય, કારણ કે તેઓશ્રી બધો પત્રવહેવાર મારી દ્વારા જ કરાવતા. પત્રવહેવાર, તેની જાળવણી અને તેમની લાઈબ્રેરીની વ્યવસ્થા મારે જ કરવાની હોય. મારે નોકરીનો સમય યુનિ-ઓફિસમાં જવાનો થાય ત્યારે પોતે મને કહેતા, ઓફિસે અગર તો મારે ઘેર પોતાની મોટરથી પહોંચાડતા.

તેમના અંગત મિત્રોમાં હું જેમના સંપર્કમાં આવ્યો તેમાં ધાર્મિક બાબતોમાં ગાઢ મિત્રો (૧) શ્રી ઈશ્વરભાઈ જીવાભાઈ પટેલ (૨) શ્રી નગીનદાસ સંઘવી (૩) શ્રી કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા વગેરે હતા. આ બધા તેમના બંગલાના કમ્પાઉન્ડમાં સાંજના સમયે હીંચકાની આજુબાજુ ખુરસીઓમાં બેસતા અને આધ્યાત્મિક બાબતો ઉપર વિવિધ પ્રકારની ચર્ચાઓ થતી. આ ચર્ચાઓમાં, ઉપર જણાવેલ ત્રણ વ્યક્તિઓ ઉપરાંત, શ્રી ગિરિજાશંકર જોષી, શ્રી નાનાલાલ કવિ અને કોઈક વખત સાક્ષર શ્રી કેશવલાલ ધ્રુવ, શ્રી ડાહ્યાભાઈ દેરાસરી, વગેરે જોડાતા. આ ઉપરાંત તેમના કેટલાક મુસ્લિમ સૂફી મિત્રો પણ જોડાતા. પ્રો. અબુઝફર નદવી, સર મહેબુબમીયાં કાદરી, ખ્રિસ્તી ધર્મના ઉપદેશક રેવ. નિનમન, અધ્યાપક ધનજીભાઈ ફકીરભાઈ, વગેરે. એક વખતે પાલણપુર બાજુથી કોઈ સૂફી સંત આવેલા. તેમની જોડે કલાકો સુધી ચર્ચા થઈ હતી. આ ઉપરાંત ઘણા સાધુસંન્યાસીઓ પણ તેમની સાથે ચર્ચા કરવા આવતા. તેમાં મુખ્યત્વે (૧) સ્વામી સ્વયંપ્રકાશતીર્થ, (૨) સ્વામી ત્રિવિક્રમતીર્થ (૩) સ્વામી બ્રહ્મવાદિન, જેઓ

મૂળ મદ્રાસ બાજુના હતા અને વેદાન્ત ઉપર તેમણે કેટલાંક પુસ્તકો લખ્યાં હતા સ્વામી ત્રિવિક્રમતીર્થજી શ્રીવિદ્યાના પરમ ઉપાસક હતા અને તેમની પાસે કેટલુક શ્રીવિદ્યા અંગેનુ અપ્રાપ્ય સાહિત્ય હતુ તેઓશ્રી નીલકંઠરાય મહેતાને ત્યા રહેતા અને તેમની સાથે શ્રી નર્મદાશકરભાઈ પાસે આવતા આ સ્વામીજી શંકરાચાર્યપદે પણ નિમાયેલા.

આ જ પ્રમાણે શ્રી નર્મદાશકરભાઈના બગલે મ્યુનિસિપાલિટી અગે ચર્ચાઓ પણ થતી, વ્યૂહો ગોઠવતા દાદાસાહેબ માવલંકર, શ્રી બલ્લુભાઈ ઠાકોર, શ્રી જીવણલાલ દીવાન અને કેટલીકવાર ડૉ. ભાઉરાવ, શેઠ અબાલાલ, શ્રી ગુલઝારીલાલ નદા આદિ મ્યુ ઇન્ડિપેન્ડન્ટ પાર્ટીના સભ્યો, મ્યુ. પ્રશ્નોની ચર્ચા કરવા માટે આવતા અને ચર્ચાને અન્તે જે કાઈ નિવેડો થાય તે શ્રી નર્મદાશકરભાઈ મારી પાસે લખાવતા અને હુ તેમની લાઇબ્રેરીના ખડમા સામાન્ય રીતે બેસતો, ત્યા ટાઇપ કરી આપી વિદાય લેતો આવા ઘણા પ્રસગો મને યાદ છે.

સને ૧૯૨૮મા બારડોલીની લડત વખતે સરદાર પટેલ પણ લાગવાગડ આઠ દિવસ તેમને મળી ગયેલા તે જ રીતે શ્રી મોગરજીભાઈ જેઓ શ્રી નર્મદાશકરભાઈ ને તેમના મામા શ્રી હરિભાઈ દેસાઈના જૂના સાથીદાર તરીકે મુરબ્બી માનતા તે પણ અમદાવાદમા આવે ત્યારે અગર અનુકૂળ વખતે મળવા આવતા, ખાસ કરીને જ્યારે તેઓ અમદાવાદ ખાતે કલેકટરના પી એ. હતા ત્યારે બેત્રણ વખત આવ્યાનુ મને યાદ છે બારડોલી લડત પૂરી થઈ ત્યારે એલિસબ્રિજ પુલ પાસે ડૉ કાનુગાના બગલે સરદારશ્રી બેઠા હતા ત્યારે શ્રી નર્મદાશકરભાઈ ને તેમને મળવા જવાનુ થયુ હુ પણ સાથે ગયો હતો. મને યાદ છે કે તેઓશ્રીની આજુબાજુ ઘણા બેઠા હતા અને ત્યારે ઊઠીને સરદારશ્રી શ્રી નર્મદાશકરભાઈ ને મળવા ઊભા થઈ સામા આવ્યા અને ભેટી પડયા બારડોલી જમીનમહેસૂલની બાબતમા નર્મદાશંકરભાઈએ લેન્ડ રેવન્યુના રૂલ્સ ઝીણવટથી તેમને બતાવેલા તેનો આમાં

સૂક્ષ્મ ભીમાર હતો એવી કોઈપણ મીટિંગ કે મુલાકાત નહિ હોય, જેમા શ્રી નર્મદાશંકરભાઈ મને સાથે લીધા વિના ગયા હોય કદાચ કોઈ જગાએ બારોબાર જવાનુ થયુ હોય તો તે જ સાંજે તેની નોંધ મને મજૂરોના પ્રશ્ન અને Whiteley Commisson અમદાવાદ ખાતે આવેલુ તેમા શ્રી નર્મદાશંકરભાઈને જુબાની આપવા આમંત્રણ આવ્યુ મને ઘેરથી બોલાવ્યો અને કહ્યુ, "ભાઈ વિવશંકર આજે તો વિનાયનથી પાર્લામેન્ટના તે વખતના સ્પીકર શ્રી વ્હીટલીના પ્રમુખપદે એક કમિશન આવ્યુ છે તેમા આપણે જુબાની આપવા જવાનુ છે મે તરત જ જવાબ આપ્યો કે ' આપણે આ અંગેની પ્રશ્નોત્તરીનો જવાબ આપો છો તે વગેરે લઈને હુ આવીશ ' ' ઘો । આમા બનુ સાહિત્ય એક કરી તેમની સાથે નિયત સમયે અમો ની ત્યા અને કમિશનના અધ્યક્ષ સમક્ષ તેઓશ્રીએ મારુ ઓળખાણ પોતાના સહમંત્રી તરીકે આપ્યુ આ જ પ્રમાણે નરેન્દ્ર મંડળની બેઠકો હિંદુસ્તાનમા જ્યા જ્યા ભરાતી ત્યા ત્યા મને તેમની સાથે સહમંત્રી તરીકે પોતે લઈ જતા અને એ પ્રમાણે માનભર્યું સ્થાન મને અપાવતા મુસાફરીમા પણ મને સાથે જ રાખતા અને જે વર્ગમા પોતે મુસાફરી કરતા તે જ પહેલા વર્ગમા મને પણ લઈ જતા આવા । દિ કેટલાક બીજા મુસાફરો જોડે પણ એમની દ્વારા ઓળખાણ થતી અને એને લઈને મને ઘણુ જ જાણવાનુ મળતુ

સને ૧૯૩૧ના બ્રિટિશ સામ્રાજ્ય સમયમા તેમની અનન્ય સેવાઓ ધ્યાનમા લઈ દીવાન બહાદુરનો ખિતાબ આપવામા આવ્યો અને ત્યાર બાદ મુંબઈ મ્યુનિસિપલ કમિશનર શ્રી અર્દેશર દલાલને ઓચિંતા ઓપરેશન કરાવવાનુ થવાથી શ્રી નર્મદાશંકરભાઈની મ્યુનિ કમિશનર તરીકે ખાસ નિમણૂક તરીકે કરવામા આવી હતી આ વખતે જે તાર આવ્યો તે સાથે તે વખતના ઉત્તર વિભાગના કમિશનર શ્રી ગેરેટને મળવા અમે તેમને બંગલે ગયા તેમની ઉપર પણ સરકારી

સદેશો હતો જેમા તેમણે શ્રી નર્મદાશ કરભાઈ ને ઓનાની આ સ્થાન સ્વીકારવા માટે વિનતી કરી એમ હતુ તેમા એવો પણ ઉલ્લેખ હતો કે શ્રી નર્મદાશ કરભાઈ ને મ્યુનિ કમિશનરના પગાર ઉપરાત તેમને મળતુ પેન્શન લેવા દેવામા આવશે અને અનગ બગનો મુબઈ ખાતે ભાડે રાખવો પડશે તો તેનુ ભાડુ સરકાર આપશે શ્રી ગેરેટે એવી ટીકા કરી કે "મિ મહેતા, મારે તમારી અદેખાઈ કરવી જોઈએ કે તમે તો મારા ઉત્તર વિભાગના કમિશનરના પગાર કરતા પણ વધુ પગાર મેળવશો" મુબઈ જતા પહેલા જ્યારે તેઓ મુબઈ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના ચીફ ઑફિસર તરીકે ગયા તે વખતે મુબઈ રાજ્યના ચીફ સેક્રેટરી શ્રી ટર્નરનો અગત સદેશો આવેલો કે લુણાવાડા સ્ટેટમા ઍડમિનિસ્ટ્રેટર તરીકે એક અનુભવી અધિકારીની જરૂર છે તો તે પદ આપ સ્વીકારો પરતુ મુબઈ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટની જવાબદારી સ્વીકારેલી હોવાથી આ માગણી સ્વીકારી નહિ

મુબઈથી પાછા આવ્યા બાદ શ્રી ટર્નરે નર્મદાશ કરભાઈ ને બીજી વિનતી કરી કે ખભાતના તે વખતના નવાબશ્રી ઘણી જ નાની ઉમરના હોઈ તેમને તમારા જેવા અનુભવી અધિકારીની દોરવણીની ખાસ જરૂર છે તો તે સ્ટેટની દીવાનગીરી આપ સ્વીકારો આ વિનતી અનુસાર શ્રી નર્મદાશ કરભાઈએ સને ૧૯૩૧ના ડિસેમ્બરમા ખભાતના દીવાનપદનો સ્વીકાર કર્યો અને ચાર્જ લેવા અત્રેથી જતા અમદાવાદ, નડિયાદ, આણદ અને ખભાત વગેરે સ્થળોએ તેમનુ જે ભાવભર્યુ સ્વાગત થયુ હતુ તે દશ્ય ભૂલી શકાય તેમ નથી

તેઓશ્રીએ દીવાન તરીકે ચાર્જ લઈને દરેક ખાતાની ઝીણવટ ભરી તપાસ શરૂ કરી અને પોતાની આગવી, વહીવટી દૃષ્ટિ મુજબ દરેક ખાતાની કાર્યવાહીનુ મેન્યુઅલ તૈયાર કરાવ્યુ તેમની કાર્યપદ્ધતિ નિયમબદ્ધ અને શિસ્તવાળી હતી અને કાર્યદક્ષતાના પોતે ખૂબ આગ્રહી હતા અમલદારો પાસે તેનુ પાલન કરાવવા પોતે સદા

તત્પર રહેતા બદરના વિકાસ માટે તેમણે પરદેશી સગ્વેયરો બોલાવી દરિયાની મોજણી કરાવી અને વૈજ્ઞાનિક રીતે બદરનો વિકાસ કેમ થઈ શકે તે માટેના રિપોર્ટો તૈયાર કરાવ્યા ઉપરાત ખભાતનુ બદર એ સ્વતત્ર બદર Free port છે તે સબધમા દસ્તાવેજી પુરાવા તૈયાર કરાવ્યા ખભાતનો વિગતવાર ઇતિહાસ તૈયાર કરવાનુ કામ શ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટેને સોંપી તે તૈયાર કરાવ્યો પ્રોફેસર કોમિસેરિએટ પણ આ દરમિયાન ત્યા આવેલા અને રાજ્યના મહેમાન થઈ ઘણુ સશોધનનુ કામ કર્યું, જે પાછળથી પોતે સ્વતત્ર પુસ્તક તરીકે પ્રસિદ્ધ કર્યું

આ જ રીતે દરેક ખાતાની કાર્યવાહીનો તલસ્પર્શી અભ્યાસ કરી તેને કાર્યક્ષમ બનાવવા પોતાનાથી બનતુ કર્યું અને બહારના નિષ્ણાતોને બોલાવી બહુજ પરિષદો પણ યોજી ખાસ ધ્યાન દોરે તેવી પરિષદ સહકારી સસ્થાઓનો વિકાસ કેમ કરવો તે માટે દી બા અબાશકર ઉમિયાશકર મલજીના પ્રમુખપદે યોજી રાજ્યના આ વિષયમા રસ લેતા સજ્જનોને પ્રોત્સાહન આપ્યુ એ જ રીતે પોતે સ્થાનિક સ્વરાજ્યના લોકલ બોર્ડ જુદા જુદા ગામે પચાયતો તથા સેનિટરી કમિટીઓ રચી તેને વેગવત બનાવવા પ્રયત્નો આદર્યા, આ બધામા મને પોતે જોડેલો રાખતા અને ખભાતના વિકાસના સર્વ પ્રયત્નોથી મને વાકેફ રાખતા

ખભાતમાથી ભૂગર્ભ તેલ નીકળી શકે છે તેનો અભ્યાસ પોતે કરી, તે માટે લા પગના લેવા તેની નિષ્ણાતોની સલાહ પણ તેમણે લીધી હતી હાલમા ખભાત ક્ષેત્રમાથી જે ભૂગર્ભ તેલ અને વાયુ નીકળી રહ્યો છે તેના આદ્યદ્રષ્ટા શ્રી નર્મદાશકરભાઈ હતા

તેમના દીવાનપદ દરમિયાન ખભાત બદર મોટી સ્ટીમરો ખાડ ભરીને વિદેશથી આવેલી અને સારી આવક તેમાથી થવેલી તેની બીજા બદરો ઉપર અસર થતા તે રાજ્યના ધુરધરો તરફથી ખભાત

સામે પગના લેવા અને લાઇનદોરી મૂકના કેન્દ્ર–સરકારમા દોરી-સચાર કરનામા આવ્યો પરિણામે ખભાત બદર જે મૂળથી જ સ્વતત્ર બદર હતુ તેન સરકારે પોતાની સુગાનમા લેવા હુકમો બહાર પાડ્યા ન્યાયથી ચાનનારા ને પોતાના હક ઉપર શ્રદ્ધા ધરાવનાર શ્રી નર્મદાશકરભાઈને આથી ઘણો અસતોષ થયો અને સર ચિમનલાલ સેતનવાડ દ્વારા પોતાનો કેસ કેન્દ્ર સરકાર સમક્ષ રજૂ કર્યો આ રજૂ કરતી વખતે હુ તેમની સાથે જ હતો અને સરકારના કાયદાના નિષ્ણાતોએ તો એવો અભિપ્રાય પણ રૂબરૂમા ઉચ્ચાર્યો કે ખભાતનો કેસ મજબૂત છે અને તેમા કોઈ દખન કરી શકે નહિ, પરતુ આ પૉનિટિકન વિષય હોવાથી પૉનિટિકન ખાતુ જે નિર્ણય કરે તે ખરો શ્રી નર્મદાશકરભાઈ કાયદાને માનનારા અને કાયદા સામે બીજી કોઈ સત્તા દખન કરી શકે નહિ તેવો તેમનો દઢ અભિપ્રાય હોવાથી તેમણે બીજા કોઈ પણ પગના લેવા બિનજરૂરી લાગ્યા એકમે મિત્રોએ તેઓશ્રીના ધ્યાન પર આણ્યુ કે બીજા રાજવી જેમની મહેનત ખભાતને આગળ વધતુ રોકનાની હતી તે ભારે પ્રયત્નો કરી રહ્યા છે અને આપણે પણ ઉચ્ચ કક્ષાએ કાઇક કરવુ જોઈએ નર્મદાશકરભાઈને છેડ સુધી વિશ્વાસ હતો કે બ્રિટિશ સરકાર કરાર મુજબ ખભાત રાજ્યના હકનો સ્વીકાર કરશે કેમ કે તે ન્યાયની વાત હતી આખરે લોર્ડ વિનિગ્ડન જેઓ વાઇસરૉય હતા તેમની સાથે છેલ્લી મુલાકાત થઈ ત્યારે તેમણે એટનુ કહ્યુ,

" Well, Diwan Bahadur, your case may be sound but you know we have to look to various considerations and as a retired govt officer you are expected to appreciate the point of view of the govt of India " આ બન્યુ તેથી નર્મદાશકરભાઈ ઘણા દિનગીર થના પાછા આવતા તેઓ ત્રણ વાર એટનુ બોલ્યા, "શુ આ ન્યાય છે ?"

દિલ્હીથી પાછા ફરતા કલકત્તા થઈ ડૉ ભટ્ટાચાર્ય જેઓ ટ્રોપિકલ મેડીસીનના નિષ્ણાત હતા તેમની તેમના પગે થયેલી ઇજા સબંધી "ઇન્ટ્રાસ્કમન ઇન્જેક્શન' જે શરીરમાં ઓછામાં ઓછી અઢાર જગાએ આપવાના આવતુ હતુ તે લઈ ખંભાત પાછા ફર્યા બાદ આશરે આઠમા દિવસે તેમના ઉપર પક્ષાઘાતનો સખત હુમલો થયો

દર શનિવારે સાંજે હુ ખંભાત જતો અને તેમની મોટર મને લેવા આવતી રવિવારનો દિવસ ખંભાતમાં ગાળી તેઓશ્રીની અંગત કામગીરી બજાવી અમદાવાદ પરત આવતો ખંભાત દીવાનગીરીના તેમના સમય દરમ્યાન મને વહીવટી જ્ઞાન સારુ મળવા પામ્યુ અને તેઓશ્રી જાણે મને ખાસ કોઈ વહીવટી જગ્યા માટે ટ્રેઇનિંગ આપતા ન હોય તે પ્રમાણે મારા તરફ વર્તાવ રાખતા જેમાં મારા ધારવા મુજબ તેઓશ્રીની ઇચ્છા મને ખંભાતના વહીવટમાં સારુ સ્થાન અપાવવાની તથા ભવિષ્યમાં નામદાર નવાબસાહેબના વધુ સંપર્કમાં લાવી તેઓશ્રીને ઉપયોગી થવાય એવી તક આપવાની હતી પરંતુ કાળની ગતિ કંઈ જુદી જ હશે એ કારણે તેઓશ્રીની ઉપર ૧૯૩૪ના ફેબ્રુઆરીમાં ઉપર જણાવ્યા મુજબ અચાનક પક્ષાઘાતનો હુમલો થયો અને ભાગ્ય જુદી દિશામાં લઈ ગયુ અમે રાતોરાત ખંભાતથી તેડુ આવતા ખંભાત ગયા ત્યારે તેઓશ્રી બેભાન અવસ્થામાં હતા અમે સાથે ડૉ મોદીને તથા ડૉ તલવારકર જેઓ તેમના કુટુંબના ડૉ હતા તેઓને લઈને ગયા અને માલૂમ પડ્યુ કે તેમનુ જમણુ અંગ જવાની ખબર તો હતુ મુંબઈથી ડૉ ભાસ્કરભાઈ યોધને તાર કરીને બોલાવ્યા તેઓને આણંદ સ્ટેશને સવારના ચાર વાગ્યાના સુમારે તેડવા હુ ગયો એક કુશળ વૈદ્યકીય નિષ્ણાતની હેસિયતથી તેમણે શ્રી નર્મદાશંકરભાઈની સારવાર તથા ઉપચારો કર્યા પરંતુ પક્ષાઘાત પૂરેપૂરો મટે તેવો સંભવ હતો નહિ લગભગ બે માસ આ પ્રમાણે ખંભાતમાં ગાળ્યા બાદ અમે શ્રી નર્મદાશંકરભાઈને અમદાવાદ લાવ્યા અહીં ઉપચાર ચાલુ રાખ્યા છતાં તે કારગત નીવડ્યા નહિ અને સને ૧૯૩'ના માર્ચની

૨૧મી તારીખે તેઓનું અવસાન થયું.

શ્રીમન્ નૃસિંહાચાર્યના જૂના શિષ્યમંડળમાં તેઓ એક અગ્રગણ્ય તારક સમાન હતા અને તેમને તેઓશ્રીએ "શુક્લવૃત્તિ"નું બિરુદ આપ્યું હતું તે યથાર્થ કરી આ દુનિયામાંથી વિદાય લીધી. તેમના સાધકવર્ગના અગ્રણી શ્રી નગીનદાસ સંઘવીના દૂધેશ્વર સ્મશાન ઉપરના પ્રવચનના શબ્દો યાદ આવે છે. તેઓએ જણાવેલું "નર્મદ શુક્લવૃત્તિ જેવા જવલ્લે પાકે છે. તેઓ નૃસિંહાચાર્યજી જેવા ગુરુના કૃપાપાત્ર હતા અને ગુરુનો સંકેત પૂરો થતાં ચાલ્યા ગયા." તે વખતનાં અંગ્રેજી તથા ગુજરાતી દૈનિકોમાં તથા તેમના જીવનને સમુચિત અંજલિઓ આપવામાં આવી હતી અને જુદી જુદી સભાઓ યોજાઈ હતી.

તેઓશ્રીના અંગત મિત્રોમાં શ્રી ઇશ્વરભાઈ જીવાભાઈ પટેલ (ઇશ્વરબાપા) ઉપરાંત રા. બા. કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી, શ્રી રંગીલદાસ ગિરધરદાસ મહેતા, દી. બા. હરિલાલ દેસાઈભાઈ દેસાઈ વગેરે હતા. તેમના ખાસ મિત્રોમાં કહી શકાય તેમાં એક વખતના આસિસ્ટંટ પૉલિટિકલ એજન્ટ રા. બા. કેશવલાલભાઈ હતા જેઓ તેમની અનોખી વહેવારિક રીતે શ્રી નર્મદાશંકરભાઈની સાંસારિક બાબતોમાં રાહબર તરીકે વર્તતા અને "શંકર"ના હુલામણા નામથી તેમને સંબોધતા અને બીજા જોડે વાતમાં પણ આ જ નામથી તેમનો ઉલ્લેખ કરતા. બોરસદમાં આ બંને સાથે જ નોકરી કરતા કેશવલાલભાઈ ત્યાંના મામલતદાર તરીકે અને નર્મદાશંકરભાઈ ત્યાંના રેસિડન્ટ ફ. ક. મેજિસ્ટ્રેટ તરીકે. આ જ રીતે દી. બા. હરિલાલભાઈ પણ તેમના ખાસ અંગત મિત્ર અને સલાહકાર હતા અને મૂળચંદભાઈ આશારામ સાથે પણ ઘનિષ્ઠ સંબંધ હતો.

તેમને બાગબગીચાનો તથા વૃક્ષઉછેરનો ઘણો શોખ હતો. તેથી જ્યારે સમય ફાજલ પડતો ત્યારે બગીચામાં અમારી સાથે બેસતા. હાલ જે જે વૃક્ષ તેમના બંગલામાં મોજૂદ છે તેને મુંબઈથી

ખાસ મગાની વાવવા તથા ઉછેરવામા તેમણે શ્રમ ઉઠાવ્યો હતો. કેટલાક આગા કલમી છે, કેટલાક કુદ્રતી છે, કેટલાક કુદ્રતી છે. તેજ પ્રમાણે મોપારી, ફણુસ, રોતુર, દાલ, લવિગ, યુકેલિપ્ટસ વગેરે વૃક્ષો તેમણે અગત કાળજીથી ઉછેરવેલા માળીને પણ પોતાના એક કુટુબીજન તરીકે ગણી તે પ્રમાણે તેની પાસેથી કામ લેતા માળી અલાદીન જયપુરનો હતો અને મ્યુનિસિપાલિટીના મુખ્ય માળી મૌના બક્ષનો સગો હોવાથી તેની ભલામણથી તેને રાખેલો તેને કામ કરવાની સમજણ પોતે પાડતા અને યા` કે ત્યા સુધી તેનુ લગ્ન પણ તેઓએ કરાવી આપ્યુ હતુ આ અલાદીન પણ નિમકહલાલ! માનવી હતો, અને શ્રી નર્મદાશકરભાઈ જ્યારે બહારગામ જતા ત્યારે બગલાની તથા બાગની સભાળ રાખતો

કૂતરાઓનો એમને ખૂબ શોખ હતો અને તેમને પણ પોતાના આપ્તજન તરીકે રાખતા પોતે વાદરામા ચીફ ઓફિસર હતા ત્યારે ત્રણ કૂતરા રાખતા એક વખતે પોતે વેરાવળ ગયા ત્યારે કૂતરા જીમીને માળીને સુપરત કરી ગયેલા તેમના ગયા બા` લગભગ એક અઠવાડિયામા કૂતરો માદો પડ્યો માળી અલાદીન મને બોલાવવા આવ્યો અને કૂતરાની બીમારી સબધી વાત કરી હુ બગલે ગયો અને જોયુ તો કૂતરો બેહોશ પડી રહેલો ખાવાનુ મૂકીએ તે ખાય નહિ તેને અમે ઢોરના દવાખાને લઈ ગયા ત્યારે માલૂમ પડ્યુ કે કૂતરાને અમુક જાતનો ખોરાક અથવા કોઈ પદાર્થ પીવાની ટેવ હશે તે નહિ મળતા તે આ પ્રમાણે બેહોશ થઈ ગયો છે મને યાદ આવ્યુ કે આ કૂતરો સુ નર્મદાશકરભાઈ જ્યારે સવારે ચાહ પીતા ત્યારે તેના માટે એક રકાબી ચાહ મૂકવામા આવતી તે પીધા બાદ તે તેમની પાસે બેસી જતો માળીને કહ્યુ કે કદાચ કૂતરાને ચાહ નહિ મળવાને કારણે આ પ્રમાણે થયુ હોય દવા પાઈ, પણ તે કારગત નીવડી નહિ વેર લઈ ગયા બાદ બીજે દિવસે કૂતરો મરણ પામ્યો આ સમાચાર મે તેમને વેરાવળ જણાવ્યા તેના જવાબમા તેમણે



**દી. બ. નર્મદાશંકર મહેતા**

જન્મ ૨૩-૮-૧૮૭૧ અવસાન ૨૦-૩-૧૯૩૯

ડૉકટરે જે નિદાન કર્યું હતુ તેને સમર્થન આપી લખ્યુ કે આ કૂતરો મારી જ બેદરકારીથી મરણ પામ્યો છે કેમકે જતી વખતે હુ માળીને કહેવુ ભૂલી ગયો કે તેને રોજની માફક ચા આપજે

એમના જીવનની ધન્ય ક્ષણો જ્યારે હુ સભારુ છુ ત્યારે મને એમ લાગ્યા કરે છે કે એમા જે સુવાસ હતી તે ધાર્મિકતાની હતી. અસત્ય તેમના ઉપર કમજો કરી શ તુ નહિ અને ઈશ્વર ઉપરની શ્રદ્ધામાથી પોતે કદી ડગતા નહિ એમની દૃષ્ટિ સપૂર્ણપણે આધ્યાત્મિક હતી અને તેઓ પોતાનુ કર્તવ્ય કરવામા સદા પગેવાયેના રહેતા રાગદ્વેષથી તેઓ હમેશા પર રહેતા અને વગર પ્રયત્ને પ્રભુ તરફથી જે મળે તેથી સતુષ્ટ રહેતા કોઈપણ હોદ્દા કે માનમરતામા સારુ તેમણે કદી પ્રયત્ન કર્યો નહોતો અને લોકૈષણા તરફ તેમનુ જરા પણ લક્ષ નહોતુ એમનામા ગુરુકૃપાને કારણે ઉદાસીનતા અને પ્રસન્નતાનુ અનોખુ સમિશ્રણ થયુ હતુ એમને માટે 'વિરન' શબ્દ જ ઉચિત ગણી શકાય

## મુરબ્બી સાહેબ

### મહેશભાઈ જુગલભાઈ પટેલ

મુ પૂજ્ય નર્મદાશકરભાઈ, જેમને અમે મુ સાહેબના નામે સબોધતા હતા, તેમના પરિચયમા આવવાનુ સદ્ભાગ્ય મને નાનપણથી પ્રાપ્ત થયુ હતુ મારા દાદાજી સ્વ શ્રી ઈશ્વરભાઈ જીવાભાઈ પટેલ અને મુ નર્મદાશકરભાઈ બને ગાઢ મિત્રો હતા અને તેને લીધે મારા દાદાની સાથે હુ અવારનવાર તેમના દર્શને જતો હતો

પરતુ વધુ પરિચય તો જ્યારે તેઓ ખભાતમા દીવાન થયા ત્યારે થયો પોતે મને ખભાત બોલાવીને નોકરીમા રાખ્યો ત્યારથી

તે તેમના અવસાન સુધી હુ એમના અતેવાસી તરીકે રહ્યો તે સમયને હુ મારા જીવનના ઘડતરનો ગણુ છુ

મુ સાહેબની વ્યવસ્થાશક્તિ અને કુશળતા, નાનામા નાના કામથી તે મોટામા મોટા સુધી હુ જોયા કરતો મને ખભાતમા રાખીને દરેકે દરેક ખાતામાં ફેરવ્યો અને એ અનુભવના પરિણામે મારુ જે ઘડતર થયુ તે માટે હુ એમનો હમેશાનો ઋણી છુ એ ઘડતરના પરિણામે હુ કોઈ પણ પ્રસગે દુર્બળતાનો કે પરાજયનો અનુભવ કરવાનુ વીસરી ગયો તેઓ મને વારવાર કહેતા કે મનને કદી દુર્બળ થવા દેવુ નહિ અને દરેક કાર્ય ઉત્સાહથી કરવુ જે સમયે આપણને જે કામ પ્રાપ્ત થયુ હોય તે કામ કરવા માટે ઈશ્વરે આપણને મૂક્યા છે એવી ભાવનાથી કામ કર્યા કરવુ

બે વર્ષ હુ ખભાતમા તેઓની સાથે રહ્યો પછી તેમના ઉપર લકવાનો હુમલો થયો અને અમે બધા તેમની સાથે અમદાવાદ આવ્યા મારુ મન તેમને મૂકીને ખભાત જવા ના પાડતું હતુ મારી નોકરી ઘણી સારી હતી અને હુ આગળ વધી રહ્યો હતો પણ અતરાત્મા કહેતો હતો કે તારુ કામ એમની સેવા કરવાનુ છે, ખભાતની નોકરી કરવાનુ નથી ખભાતની નોકરીનુ મે રાજીનામુ આપી દીધુ અને મુ સાહેબની પાસે તેમના બગલામા રહેવા આવ્યો ત્યારથી હુ એમના કુટુબનો જ બની ગયો તેમ આજ સુધી તેમ રહ્યો છુ

લકવાના દર્દમા પણ પોતે કદી પ્રસન્નતા ગુમાવી હોય તેવુ મને યાદ નથી એમના મો ઉપર સ્વસ્થતા અને શાતિ સદા છવાયેલા જ રહેતા જીવનની નિયમિતતામા કદી વિક્ષેપ પડ્યો નહિ ગતના નવને ટકોરે સૂઈ જતા અને પાચ વાગે પરોઢે ઊઠતા લકવાનુ દર્દ છતા પણ માણસની સહાયથી પોતાના બગલામા નિયમિત રીતે આટા મારતા બપોરે બાર વાગે જમતા જમીને પથારીમાં પડ્યા પડ્યા ટાઇમ્સ વાચતા સાજનુ જમવાનુ તો છેલ્લા વીસ વર્ષથી બધ

જ હતુ સાજે મોટરમા કોઈ શાંત અને રમણીય જગાએ ફરવા જતા બધો ક્રમ ઘડિયાળના કાટાની પેઠે ચાલતો

સ્વભાવે તેઓ આનદી હતા, પરતુ એમના વ્યક્તિત્વમા જે ગાભીર્ય હતુ તેનુ ભાન અમને સદા રહ્યા કરતુ પોતે બીમાર હતા છતા એમનો પ્રભાવ એનો એ હતો

નાના બાળકો પ્રત્યે તેમનો પ્રેમ ઘણો હતો એમને જોઈ પોતે આનદમા આવી જતા અને ગાભીર્ય હળવુ બનતુ

તેમના છેલ્ના સમયમા તેઓ સતત ધ્યાનમા હોય તેવુ દેખાતુ હતુ જે દિવસે તેમનુ અવસાન થયુ તે સમય પ્રાતઃકાળનો હતો તેમણે મને સાદ કરીને બોલાવ્યો હુ તેમના ઓરડામા ગયો તેમનાથી શ્વાસ બરાબર લેવાતો નહોતો ઑક્સિજન આપવા માટે મે તેમનુ માથુ મારા હાથમા રાખ્યુ

એક વિચિત્ર ઘટના બની તે નોધીશ ઉપરના એક ઓરડામા તેમના પુત્રી ભારતીબહેન સૂતા હતા અને બીજા ઓરડામા મારા પત્ની સૂતા હતા બને ઝબકી ઊઠ્યા અને સાહેબ બોલાવે છે એવો ભાસ થયો તેઓ બને એકદમ નીચે આવ્યા અને આ દશ્ય જોયુ મુ સાહેબે અમારા ત્રણે તરફ જોઈને પોતાના ગુરુ શ્રીમન્નૃસિહાચાર્યજીની છબી તરફ આખરી દષ્ટિ કરીને આખો મીચી દીધી જોતજોતામા તેઓ ચૈતન્યના સાગરમા વિલીન થઈ ગયા

એમની સાથેના મારા સબધને હુ પૂર્વ જન્મના મારા પુણ્ય-કર્મોનુ ફળ જ માનુ છુ

## ગાંધીજીની દરખાસ્ત

કાવસજી પટેલ તળાવ પાસે આવેલા હીરાબાગમાં મુંબઈ ગુજરાતી મંડળના આશ્રયે ગોઠવાયેલા "શ્રીમદ્ વલ્લભાચાર્યનું તત્ત્વજ્ઞાન" નામનો વિષય ઉપરના ભાષણમાં પ્રમુખસ્થાન માટે શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતાના નામની દરખાસ્ત ગાંધીજીએ મૂકી હતી તા ૧૨–૪–૧૯૨૫ને વાર રવિ *

* શ્રી. ચંદુલાલ બ. દલાલ, ભારતી નિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ પાસેથી મળેલ

## આપને શહેરનું હિત...

### સરદાર વલ્લભભાઈ પટેલ

પ્રમુખ, ગુજરાત પ્રાંતિક સમિતિ
અમદાવાદ, તા ૭–૨–૧૯૨૬

પરમસ્નેહી ભાઈશ્રી નર્મદાશંકરભાઈ,

ચીફ ઓફિસરની નિમણૂકનો સવાલ ભારે ગૂંચવાડાભર્યો થઈ પડ્યો છે ત્રણ સ્થાનિક ઉમેદવારો છે

આપને શહેરનું હિત અમારા જેટલું જ છે અને તે જોતાં કોઈ માણસ માથે ન પડી જાય એ જાળવવાના હેતુથી ના સંબંધમાં આપનો પ્રમાણિક અભિપ્રાય અમને માર્ગદર્શક થઈ પડશે

તાકીદે જવાબ આપશો તો આભારી થઈશ

લિ વલ્લભભાઈના
વંદેમાતરમ્

[જવાબમાં ન. દે મહેતાની નોંધ છે કે, "રા બ રમણભાઈનો પત્ર પણ આવેલો છે તેમને આપેલા જવાબની નકલ સામેલ છે. જ્યાં લાગ શુદ્ધ નિષ્ઠાવાળા પ્રમાણિક માણસની ખોટ છે']

## સવિનય ના

ભુજ
તા ૨૭-૮-૧૯૨૫

પિતૃસ્વરૂપ મુ મોટાભાઈ,

કચ્છના દીવાનની જગ્યા બાબત મુબઈમા મે તમને શ્રી હજૂર સાહેબના કહેવા પ્રમાણે વાત કરી છે અને તે જગ્યાએ તમે આવો એવી શ્રી હજૂર સાહેબની ખાસ ઇચ્છા છે તે સારુ આજ રોજ મને પુન સભારી તાકીદે તમને તે સારુ લખવા કહ્યુ છે જેથી આ પત્ર લખુ છુ

તમારી ઇચ્છા મુબઈમા મે જાણી હતી કે શ્રી હજૂર સાહેબની કૃપા છે તે સારૂ ઉપકાર માની ફક્ત બે વર્ષ સારુ Adviser તરીકે રાજ્યતત્રને સારા પાયા ઉપર મૂકવા યોજના હોય તો વિચાર કરીશ એમ તમે કહ્યુ હતુ Adviser કરતા દીવાન તરીકે જ તમને હજૂર સાહેબ નીમવા માગે છે તમારી ઇચ્છા બે વર્ષની છે તો બે વર્ષ સારુ આવો તો શ્રી હજૂર સાહેબને સતોષ થશે ને રાજ્ય તેમ જ પ્રજાને તમારી નોકરીથી લાભ મળશે મુબઈ મ્યુનિસિપાલિટીના ડેપ્યુટી કમિશ્નર થવાનો વિચાર માંડી વાળો તો જ આ બને માટે સાથે સાથે તે વિચાર માંડી વાળજો

નિ **સૂર્યશકરના** સાષ્ટાગ પ્રણામ

[ઉપરના પત્રના જવાબમા ન દે મહેતાએ લખ્યુ "એક જ રાજ્યમા બે ભાઈઓ મોટા હોદ્દાઓ ઉપર હોય તે યોગ્ય નહિ. વળી ડે કમિશ્નરની જગા માટે અહી વિઠ્ઠલભાઈ પટેલનો ખાસ આગ્રહ છે, એટલે હજૂરશ્રીને સવિનય ના પાડવી પડે છે"]

## હું ઉપકાર માનવા આવ્યો હતો

### શ્રી. નરસિંહરાવ ભો. દિવેટીયા

તા ૨૯–૧–૨૭

પરમ સ્નેહી ભાઈ નર્મદાશંકર,

હુ ઉપકાર માનવાને આવ્યો હતો, શેને માટે?—

સમજ્જ જમો ૮૧ પ્રકારની ભક્તિ માટે ખરેખર બહુ ઉપયોગી સમાધાન મારી શકાતુ આપે કર્યું, અને તે આપની હમેશાની વિશદ શૈલીમા માગ વિદ્યાર્થીઓને એ શબ્દશ ઉતરાવી પણ આપ્યુ Copyrightનો ભગ તો નથી થતો ને?

ન્તે નરસિંહરાવ

## નર્મદાશંકર એટલે

### આચાર્ય આણદશંકર ધ્રુવ

"નર્મદાશકરભાઈ એટલે જ 'Thoroughness' જે વિષય પોતે હાથ પર લે તેનો તલસ્પર્શક અભ્યાસ કરી તેને ન્યાય આપવો એટલે નર્મદાશકર આજના પોતાના વ્યાખ્યાનમા એમણે વિષયનુ સાગોપાગ જે નિરીક્ષણ કર્યું તે બદલ આપ સહુ તરફથી હુ એમનો આભાર માનુ છુ"

[ સને ૧૯૨૮મા ગુજરાત વિદ્યાસભા તરફથી 'કવિ બાન' ઉપર ન દે મહેતાએ આપેલા વ્યાખ્યાન પ્રસગે આચાર્ય આણદ શકરે પ્રમુખસ્થાનેથી ઉપરના શબ્દો ઉચ્ચાર્યા હતા ]

## ફિલસૂફી અને સર્જકતા

### શ્રી. બળવંતરાય ક. ઠાકોર

૧

મુંબઈ 'ગુજરાતી' અઠવાડિકનો તા. ૪–૧૦–૧૯૨૫નો અહેવાલ:

" સ્વર્ગસ્થ સાક્ષર શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠીની જયંતી ઉજવવા વિજયાદશમીને દિવસે ગુજરાત મંડળ તરફની મારવાડી વિદ્યાલયમાં ન્યાયમૂર્તિ સર લલ્લુભાઈ આશારામ શાહના પ્રમુખપદે મળેલી જાહેર-સભામાં પ્રો. બળવંતરાય ઠાકોરે જણાવ્યું હતું કે—' આજના કાર્ય-ક્રમમાં બોલનારા રા. રા. નર્મદાશંકર મહેતા બહુ સારા વક્તા છે, મોટા વિદ્વાન છે, જેને ફિલસૂફ કહીએ એવા તો આપણા રંક દેશમાં અત્યારે એકલા તેઓ જ છે. વળી એમણે આજને માટે ગોવર્ધન-રામની ધર્મભાવના વિષય પસંદ કર્યો છે તે પણ ઘણો મહત્ત્વનો છે."

૨

વિજ્યાદશમી શનિવાર તા. ૧૬–૧૦–૧૯૨૬ના રોજ મુંબઈમાં ગોવર્ધનરામ ત્રિપાઠીની જયંતી પ્રસંગે સ્વ. શ્રી. બ. ક. ઠાકોરે ઉચ્ચારેલા શબ્દો:

" આજના આપણા વ્યાખ્યાતાને સહુ સારી રીતે પીછાનો છો. આ ગુજરાત મંડળમાં છેલ્લી જયંતીથી માંડીને એમની વિદ્વત્તા, એમની ફિલસૂફી, એમની સાત્ત્વિકતા અને એમની મીઠાશની સાથે એમની સર્જક બુદ્ધિશક્તિનો પરિચય આપને થતો જ રહ્યો છે. એમની શૈલીમાં વ્યાખ્યાનની જૂની અને નવી બેય રીતિઓના કેટલાક ઉત્તમ અંગોનું વિશિષ્ટ સંમિશ્રણ જોવામાં આવે છે."

વ્યાખ્યાનને અંતે શ્રી બ. ક. ઠાકોરે નીચેના શબ્દો ઉચ્ચાર્યા હતા:

" આજના વ્યાખ્યાનમાં જૂની અને નવી શૈલીનો સુંદર મિલાપ છે. એમની ફિલસૂફીમાં, વિદ્વત્તામાં, રા. નર્મદાશંકરે દૃષ્ટાંતોથી ધીર ગંભીર રીતે ગોવર્ધનરામની તપોમયતા આપણને સમજાવી છે"

# સોનું અને સુગંધ

## શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરી

મુંબઈના 'ગુજરાતી' અઠવાડિકનો તા ૬-૧૦-૧૯૨૯ નો અહેવાલ

"તા ૨૨-૯-૨૯ રવિવાર સાંજે સાત પાંચ વાગે મુંબઈ ગુજરાતી મંડળમાં કવિ શ્રી દયારામની જયંતી દી. બ. કૃષ્ણલાલ ઝવેરીના પ્રમુખપદે ઉજવાઈ હતી આ પ્રસંગે મુખ્ય વક્તા શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતાએ મનનીય વ્યાખ્યાન આપ્યું હતું દી બ ઝવેરીએ જણાવ્યું હતું કે—'આજના વ્યાખ્યાતા વિશે માત્ર એટલું જ જણાવીશ કે દયારામમાં સ્વાભાવિક સુગંધ તો છે જ અને નર્મદાશંકરભાઈ જે વસ્તુને અડે છે તેને સોનું બનાવી દે છે એટલે એમનું વ્યાખ્યાન સાંભળીને આપણે આજે સોનું અને સુગંધ બને પામીશું એ નિર્વિવાદ છે'

ઉપસંહાર કરતા દી બ ઝવેરીએ કહ્યું કે, 'મે કહ્યું જ હતું કે નર્મદાશંકરભાઈ જેને અડે તે સોનું થઈ જાય છે સોનું તો તેમણે આપ્યું જ અને તે પણ સોએ સો ટચનું અને નિર્મળ દયારામનો શૃંગાર સમજવાની એક ખરેખરી કૂંચી તેમણે આપણા હાથમાં મૂકી છે અને તે છે પુષ્ટિમાર્ગનું રહસ્ય પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનું એમણે જે સ્પષ્ટીકરણ કરી બતાવ્યું તે ઉપરથી દયારામની ગરબીઓનો શૃંગાર કેવા ભાવથી લખાયો છે તેની સમજ પડી જશે આવા અમૂલ્ય વ્યાખ્યાન માટે નર્મદાશંકરભાઈનો આપણે ઉપકાર માનવો ઘટે"

Government Institute which was then developing, but Dewan Bahadur maintained very keen interest in its work and helped in its development. He served the Institute as its Vice-President with great devotion till the end of his life and his revered name stands foremost in the history of the Local Self Government Institute.

*

"Gentlemen, I feel it my duty to say a few words with regard to Diwan Bahadur N D Mehta His high reputation in public and the government, his varied and most valuable experiences in different walks of life and the force of his character prompted me to request him to be the Diwan of this State His fine manners and genial deportment have made an everlasting mark on those who have come in contact with him"

[Tribute paid by His Highness the Nawab Saheb of Cambay at the Investiture Durbar on the 2nd of December, 1931]

"That in parting with Mr N D Mehta our Municipal Commissioner the Corporation desires to place on record their cordial appreciation of the valuable services rendered by him during his term of office, and of his firm and comprehensive grasp of a variety of complicated and difficult municipal matters"

[Resolution passed by the Bombay Municipal Corporation at the time of N D Mehta's retirement on the 13th of February, 1931]

"That on the occasion of the relinquishment of charge of the office of the Chief Officer of the Bombay City Improvement Trust by Mr N D Mehta the Committee place on record their appreciation of the exceptionally brilliant work done by him and the great

zeal, ability and fair-mindedness displyed by him in carrying out the arduous duties of his office"

[Resolution passed by the Bombay City Improvement Trust on 18th September, 1929]

"Mr N D Mehta has demonstrated his efficiency and administrative ability and his experience is of the most useful and varied character. He possesses the tact, energy and efficiency necessary to perform the duties of this office"

"Our sincere thanks are due to Mr N D Mehta whose experience of Govt work had enabled the Corporation to win a victory whenever technical points arose between the Municipality and the Govt Let us hope that someday Govt would appoint him Municipal Commissioner, the office which he full deserves, though he is not a member of the Indian Civil Service"

[Tribute by Sir Hugh Clayton before the Bombay Municipal Corporation in the year 1925]

"Mr N D Mehta joined us late, but he got on rapidly with the work of Retrenchment and Reforms, being a very clear-headed officer with a rare capacity to grasp quickly the essentials of a question"

[Words of the late Sir M Vishweshvaraiyya in the year 1925]

"Resolved that this Board places on record its appreciation of the valuable services rendered by Mr N D Mehta, the Chief Officer, who is likely to revert to Government Service"

[Resolution of the Committee of Management, Ahmedabad Municipality, on the 18th of October, 1923]

"In conclusion I should like to place on record my appreciation of the untiring exertions of the Chairman, R B Ramanbhai Nilkanth, ably assisted by Mr N D Mehta, the Chief Officer"

[Mr. Garrett, the Collector of Ahmedabad, in his review of the Administration of the Ahmedabad Municipality in 1922 ]

"Let me take this opportunity of placing on record our acknowledgement to Govt for sparing the post of the Chief Officer a person of such proved ability and experience as Mr N D Mehta"

"I would be failing in my duty if I did not acknowledge our obligations to our Chief Officer, Mr N D Mehta, whose services in drawing up the scheme for free and compulsory education have been invaluable It is due to him that much of the reorganisation has been carried out without any hitch He has put every department on a firm footing and we are grateful to the Govt for sparing the services of so able and energetic an officer of proved ability and experience"

[Tributes from the late Hon'ble Shri Vithalbhai Patel, Speaker of the Indian Legislative Assembly who was President of the Bandra Municipality in 1917 ]

"That this Committee of Management places on record its high appreciation of the service rendered by the Chief Officer Mr N D Mehta in successfully carrying out the various projects His devotion to duty combined with his high sense of integrity of purpose thorough and complete grasp of matters that came before him and his tactful management have contributed largely towards

the results recorded The Committee wishes Mr Mehta every success in his future career and hopes that Government also will take deserving notice of his work done as Chief Officer of the Municipality of Ahmedabad."

[ Resolution of the Committee of Management of the Ahmedabad Municipality under the Chairmanship of the late Sir Chinubhai Madhavlal, Baronet, dated 11th January 1915 ]

" In Mr Narmadashanker D Mehta the Municipality of Ahmedabad has secured a very able, judicious and tactful officer who has, in my opinion, amply justified his selection to this post . . He has maintained his characteristic high standard of efficiency and hard work "
[ Mr H L Painter, in *1911* ]

" He is comparatively a young man, but there is no trace of immaturity about his work He is always thorough and his energy is untiring His integrity has won for him the respect and confidence of all classes "
[ Mr A E L Emanuel, in 1908 ]

" An ideal magistrate, sensible and clear-headed and far from weak but tempers mercy with justice One rarely comes across a man of his calibre in the Revenue Department A scholar, he is also a very practical man and his work in connection with the Co-operative Credit Societies cannot too highly be recommended "
[ Mr R E A Elliot, in 1907 ]

" His reports are always clear, full and sensible "
[ Mr R G Gordon, in 1903 ]

"To be frank with you, you deserved something much higher. I hope to see my wish fulfilled at the next occasion."

Sir Byramji Jeejibhoy.

"Knighthood would have been a more appropriate honour for your distinguished and meritorious services."

Sir V. N. Chandavarker.

"You did not want it. They have done it for others."

Sir Hugh Clayton.

"Congratulations. I know you do not care for such titles but friends would feel happy."

Sir Purshottamdas Thakurdas.

"I know that you are absolutely indifferent to such titles, a true Vedantin that you are. You have always taken hononrs and hisses in a quiet manner."

Shri Jayasukhlal K. Mehta.

"Belated recognition of outstanding ability."

Diwan Bahadur Harilal Desaibhai.

*

"*Vedanta Siddhanta Bheda*, contains an account of the doctrinal differences amongt the followers of S'ankara and the account is excellent. The author has properly understood the different points and brought them out well in English. The essayist fully deserves the prize fixed for the essay. The essay should be published on account of its usefulness to students of Vedanta."

29th May 1901. Sir Ramakrishna Gopal Bhandarker

*

"Mr Narmadashanker Mehta whom I have known for over ten years is one of the greatest Indian Scholars I have had the pleasure of knowing He had a brilliant academic career, winning Sujna Gokulji Zala Vedanta Prizes of the Bombay University in 1894 and 1897 and he was also awarded Bhau Daji prize in 1894 Although Mr Narmadashanker has not followed the educational profession, he has special qualifications by his studies and writings to be considered one of the foremost Indian Scholars of our time"

[ Shri K Natarajan in 1928 ]

"Mr Narmadashanker D Mehta was my pupil nearly forty years ago He was even then a distinguished Sanskrit Scholar and a keen student of Vedanta and in the years that have rolled by since then, he has not only kept up the study of his favourite subject, but has greatly developed it To-day he is well known in the country as an erudite Vedantin"

[ Shri Anandshanker Dhruva, Pro-Vice Chancellor, Benares Hindu University, in 1928 ]

*

# દેવોનાં મંત્રમય તનુ

સ્નેહી નર્મદાશંકરભાઈ,

ઋગ્વેદના નવે ભાગ પહોંચી ગયા છે. ચોથીએ અને તીથલ જવાનો છું તે પહેલાં એ નવે ભાગ પાછા મોકલી દઈશ.

તમે ઉપાસનામાં અમુક દેવનું શરીર છંદ રૂપે કલ્પાતું હતું એમ કહ્યું હતું તો ચોક્કસ માહિતીની નોંધ બને તો આના ઉત્તરમાં ટાંકીને લખી મોકલવા શ્રમ લેશો. જતા પહેલાં બનતા સુધી હું મળી જઈશ.

લિ. સ્નેહાધીન

૨૮-૩-૩૦ — કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

શિવસદન શાહીબાગ
અમદાવાદ,
તા. ૩૦-૩-૧૯૩૦

પરમ સ્નેહી દી. બ. કેશવલાલભાઈ,

મુ. અમદાવાદ

બ્રહ્મસૂત્રમાં દેવતાધિકરણમાં દેવતાને વિગ્રહ એટલે શરીર હોય છે અને તે શરીરો આપણા જેવા ભૌતિક હોતા નથી પરંતુ અણિમાદિ ઐશ્વર્યવાળા હોય છે એવો ન્યાય નિર્ણય થયો છે× નિત્ય શબ્દ વડે દેવાદિ વ્યક્તિઓનો ઉદય થાય છે અને તે દેવો ઉપાસના તરફથી અપાતા બલિનો સ્વીકાર કરે છે, પરંતુ આ દેવતાઓ પર બ્રહ્મ અથવા પરમાત્મારૂપ પરદેવતાના અંગરૂપ હોય છે અને તેઓ

× બ્ર. સૂ. I. iii. 26–33

જો કે મનુષ્ય પ્રાણીના પૂજ્ય હોય છે તો પણ તત્ત્વજ્ઞાન વિનાના હોવાથી કૃતકૃત્ય હોતા નથી અને તેમને બ્રહ્મવિદ્યાની અપેક્ષા રહે છે.

આ અંગદેવતા અથવા અંગી દેવતાને ઉપાસકે શી રીતે બુદ્ધિમાં ઉપસ્થિત કરી ઉપાસના કરવી એ પ્રશ્ન વેદના ઉપાસનાકાંડનો છે ઉપાસનાકાંડ ક્રિયાકાંડ પછી આવે છે અને તેના વિચારો આરણ્યક ગ્રંથોમાં અને ઉપનિષદ્ ગ્રંથોમાં આવે છે ઉપાસ્ય દેવની ઉપાસનાના મુખ્ય બે પ્રકાર છે (૧) અહંગ્રહ, એટલે દેવતાભાવે પોતાના સ્વરૂપની ભાવના કરવી અને (૨) પ્રતીક ઉપાસના તેમાં પ્રતીક ઉપાસના તે સાધનરૂપ છે અને અહંગ્રહ ઉપાસના તે ફલરૂપ છે અહંગ્રહનો પરિપાક થયે દેવતાસાક્ષાત્કાર થાય છે અને તે અહંગ્રહનો વિષય જો પરમાત્મા અથવા પરબ્રહ્મ હોય તો ક્રમમોક્ષ તત્ત્વજ્ઞાન દ્વારા મળે છે

પ્રતીક ઉપાસના એટલે દેવતા પ્રતિ ખેંચી જનારી દ્વારભૂત અથવા મુખરૂપ ઉપાસના છે જેમ મુખ વડે પ્રાણી ઓળખાય છે, તેમ દેવતાનું સ્વરૂપ તેના વાચક નામ એટલે મંત્ર વડે પકડાય છે અને તે મંત્ર પ્રતીકની પકડ આવ્યા પછી तज्जपस्तदर्थभावनम् એ પ્રમાણે શાબ્દી અને અર્થમયી ભાવનાનો પરિપાક થતાં ઇષ્ટ દેવતાનો સંપ્રયોગ થાય છે ×

પ્રતીક ઉપાસનાના ચાર અવાંતર ભેદો છે (૧) સંપદ્રૂપ, (૨) આરોપરૂપ (૩) સંવર્ગરૂપ, (૪) અધ્યાસરૂપ તેમાં આરોપરૂપ ઉપાસના ઘણે ભાગે યજ્ઞક્રિયાના અંગો ઉપર બંધાયલી હોય છે અને તેને અંગાવબદ્ધ ઉપાસના પણ કહે છે આ ઉપાસના શાસ્ત્રના વિધિવાક્ય ઉપર બંધાયલી હોય છે, જેમકે ॐकारमुद्गीथमुपासीत। "ઓંકારને ઉદ્ગીથ છે એમ માની ઉપાસના કરવી"—આ ઉપનિષદ્ વાક્યના વિધિ ઉપર પ્રણવને ઉદ્ગીથ સમજવાનો ક્રમ છે. આ ઉપાસનામાં નામ, રૂપ અને ગુણના સામ્ય ઉપર ભાવના ઘડવામાં

× स्वाध्यायादिष्टदेवतासंप्रयोगः। (यो. सू. २–४४)

આવે છે આ માર્ગને જપના કહે છે, કારણ કે તે વડે ઉપાસ્ય દેવતા સાથે ઉપાસકનો આત્મા જોડાવામા આવે છે.

ઉપાસ્ય દેવતાના રૂપની માનસ રચના, નામ વિના એટલે શબ્દનો આશ્રય લીધા વિના બની શકતી નથી, તેથી શબ્દનુ રહસ્ય સમજવાની જરૂર રહે છે શબ્દતત્ત્વ કાં તો સ્ફોટરૂપ ગણાય છે, અથવા વર્ણરૂપ ગણાય છે. વૈયાકરણો અને યોગીઓ શબ્દને સ્ફોટરૂપ માને છે અને આ વિશ્વ મંત્રનો અદ્ભુત વિવર્ત છે એમ કહે છે અન્ય દર્શનકારો (વેદાન્તીઓ પણ) શબ્દને વર્ણાત્મક માને છે. વેદાન્તીઓ શબ્દ અને અર્થ વચ્ચે અનાદિનિત્ય સંબંધ માને છે, એટલે કે શબ્દ અને અર્થ વચ્ચે પ્રકાશક પ્રકાશ્ય અથવા વાચક વાચ્ય સંબંધ સ્વીકારે છે જેમને આ સંબંધ વ્યક્ત થાય છે તેમને વાચ્યાર્થ સ્ફુટ થાય છે, જેમને તે વ્યક્ત થતો નથી તેમને શબ્દ માત્ર ધ્વનિરૂપ જ રહે છે એટલે અવાચક રહે છે

વાચક શબ્દતત્ત્વના મૂળને શબ્દબ્રહ્મ કહે છે અને પ્રણવ તેનો બીજ અક્ષર છે. આ શબ્દ વિભક્ત થઈ પચાસ માતૃકારૂપ વર્ણોમા વર્ણો પદોમા અને પદો વાક્યોમા પરિણામ પામે છે. આ ત્રણ અધ્વામા પસરતુ શબ્દતત્ત્વ ત્રણ પ્રકારની અર્થસૃષ્ટિને પ્રકટ કરે છે, જેને તત્ત્વ કલા અને ભુવન કહે છે બાહ્ય તથા આંતર અનુભવમા આવતુ વિશ્વ આ ત્રણ અર્થના અધ્વામા વહેંચાઈ જાય છે. કોઈ પણ અર્થ એવો નથી કે જેની પીઠમા વાચક શબ્દ ન હોય × તેવા વાચક શબ્દનો આશ્રય લીધા વિના અર્થનો બોધ મનુષ્યને થતો નથી

ઉપાસનાકાંડમા આરંભક ઉપાસકને જે દેવતાની ઉપાસના કરવાની હોય છે તેનો મંત્ર દીક્ષાના ક્રમથી મળે છે અને તે મંત્રને વાક્ય, પદ અને વર્ણોમા વિભક્ત કરી દેવતાની સાથે સંબંધ બાંધવાનો

× न सोऽस्ति प्रत्ययो लोके य शब्दानुगमादृते ॥ वाक्यपदीय

હોય છે. દેવતાનુ સ્વરૂપ ઉપાસકને પ્રથમ સમજાયેલુ હોતુ નથી તેથી તે દેવતાના વિગ્રહને—विशेषेण गृह्यते अनेन इति विग्रह. शरीरम्—પ્રથમ મત્ર વડે કલ્પવામા આવે છે આ ભાવનાને આરોપ કહે છે. આ આરોપપૂર્વક થતી ઉપાસના ઉપાસ્ય દેવતાને લગતી હોવાથી અને ઉપાસ્ય દેવતા વ્યાવહારિક સત્તાવાળો પદાર્થ હોવાથી, મિથ્યા કલ્પના અથવા મનોરાજ્ય માનવામા આવતી નથી દેવતાનુ મત્તનુ તે તે દેવતાના બોધક મત્રો વડે ઘડવામા આવે છે, જેમ કે ગાયત્રી દેવતાનુ વિગ્રહ ૨૪ અક્ષરાત્મિકા ગાયત્રીમત્રથી ઘડાય છે અને તેથી ગાયત્રી सारव्यायन सगोत्रा કહેવાય છે, એટલે કે સાખ્ય દર્શનના ૨૪ તત્ત્વોના બોધક વર્ણો વડે તેનો દેહ ઘડાયેલો હોય છે તેની રીતે શિવનુ તનુ પચબ્રહ્મમત્ર વડે ઘડાય છે એટલે सद्योजात, वामदेव, तत्पुरुष, अघोर અને ईशान મત્રો વડે રચવામા આવે છે. તેની રીતે વિરાટ્ પુરુષ અથવા વિષ્ણુ શરીર पुरुषसूक्त વડે ઘડવામા આવે છે ×

| | | | |
|---|---|---|---|
| ૧ | सहस्रशीर्षा | મત્ર વડે | બે પાદ |
| ૨ | पुरुषएव | ,, | બે જઘા |
| ૩ | एतावानस्य | , | બે જાનુ |
| ૪ | त्रिपादूर्ध्व | ,, | બે ઉરુ |
| ૫ | ततो विराड् | ,, | બે વૃષણ |
| ૬ | तस्माद् यज्ञात् | ,, | બે કટિ |
| ૭ | तस्माद् यज्ञात् | ,, | નાભિ |
| ૮ | तस्मादश्व | ,, | હૃદય |
| ૯ | त यज्ञ | ,, | સ્તન |
| ૧૦ | यत्पुरुष | ,, | બે બાહુ |
| ૧૧ | ब्राह्मणोऽस्य | ,, | મુખ |
| ૧૨ | चन्द्रमा मनसो | ,, | બે નેત્ર |

× જુઓ प्रतिष्ठामयूख પૃ. ૧૮.

| | | |
|---|---|---|
| १३ नाभ्या आसीद् | ,, | બે કાન |
| १४ यत्पुरुषेण | ,, | ભ્રૂ |
| १५ सप्तास्या | ,, | કપાલ |
| १६ यज्ञेनयज्ञ | ,, | શિરસ્ |

તેની રીતે ઇંદ્રને અનુષ્ટુપ્* મંત્ર વડે, નૃસિંહને પણ અનુષ્ટુભ્ છંદના મંત્ર વડે વિગ્રહશાળી કરવાના હોય છે.

મંત્રમય અથવા છંદોમય વિગ્રહની રચના અને તેના અંગ, પ્રત્યંગ, શક્તિ, સ્વભાવ, વર્ણ, ગુણ, કર્મ વગેરે ઉપાસનામાં આરૂઢ સુગમતાથી રહે તેટલા સારુ ઉપાસના પદ્ધતિમાં યંત્રરચના અને યંત્રમાં વર્ણવિન્યાસ વગેરે કરવાના ક્રમ હોય છે.

આ શ્રૌતપ્રક્રિયા, પાછળના મંત્રશાસ્ત્રમાં દાખલ થયેલી છે ઉદાહરણ તરીકે પ્રપંચસાર ગ્રંથમાં શારદાની ભાવના નીચે પ્રમાણે આપી છે –

अकचटतपयाद्यैः सप्तभिर्वर्णभेदैः
विरचितमुखबाहापादमध्याख्यहृत्सा।
सकलजगदधीशा शाश्वती विश्वयोनि
वितरतु मयि शुद्धिं चेतसः शारदा वः ॥

નિ. નર્મદાશંકર દેવશંકર મહેતાના નમસ્કાર

---

* जुष्टो दमूनां अतिथिर्दुरोण इमं नो यज्ञमुप याहि विद्वान् ... 

* હુવો ચૌમનસુતા સયુજ ઇષમાહુરપાદિવ્યાના સસ્યે ચરતમ્
अनुष्टुभमनु चर्चूर्यमाणमिन्द्रं निचिक्युः कवयो मनीषा।
(ऋ म. १०. सू १२४-९)

# યજ્ઞવિધિનું પરિબૃંહણ

શિવસદન, શાહીબાગ,
અમદાવાદ.
તા. ૩૧-૩-૧૯૩૦

પરમસ્નેહી દી બ. કેશવલાલભાઈ,

મુ અમદાવાદ.

મારા ગયા પત્રના અનુસધાનમા આપે મને પૂછ્યુ કે યજ્ઞના શિરસ્, નાભિ અને પાદ એ અવયવોનો ઉલ્લેખ યજ્ઞકાડમા છે ? તેના ઉત્તરમા લખવાનુ કે –

યજ્ઞવિધિ સામાન્ય અગ્નિહોત્ર લીધા પછી અગ્નિષ્ટોમ નામના પ્રકૃતિયજ્ઞથી માંડી અશ્વમેધાન્ત વિકૃતિ યજ્ઞ પર્યંત જ્યારે ચઢી ત્યારે યજ્ઞો વૈ વિષ્ણુ એ શ્રુતિ અનુસાર યજ્ઞ તે વિષ્ણુ અથવા વિરાટ્ પુરુષ અથવા નારાયણ એવી ભાવના ઉપર ચઢ્યો આ ભાવનામા દ્વૈતીય પદાર્થને અનુસાર યજ્ઞના અગોની કલ્પના દાખલ થઈ જણાય છે ઉદાહરણ તરીકે, અશ્વમેધ યજ્ઞમા અશ્વના અવયવોને લક્ષમા લઈ, उषा वा अश्वस्य मेध्यस्य शिर એ બૃહદારણ્યક ઉપનિષદ્‌ના આરભના બ્રાહ્મણમા સવત્સરરૂપ અશ્વના મસ્તક તરીકે ઉષાની ભાવના થઈ છે તે ઉપનિષદનો આરભ જોવાથી સમજાશે તેવી જ રીતે અગ્નિચયન પ્રકરણમા અગ્નિને શ્યેનનુ રૂપ આપી તે પક્ષીનુ મસ્તક, બે પાખો, મધ્ય શરીર અને પુચ્છ એમ પાચ અવયવોની કલ્પના કાઠકચયનમા છે અને તેની છાયા તૈત્તિરીય ઉપનિષદ્‌ની પચકોશ વિદ્યામા પણ જણાશે.

પુરુષમેધ અથવા વૈશ્વાનર વિરાટ્ પુરુષને લગતા યજ્ઞમા મનુષ્ય પ્રાણીના એટલે પુરુષ શરીરના અવયવોની કલ્પના દાખલ થઈ છે

અને યજ્ઞવેદિ પણ તે અનુસાર રચવામાં આવતી જણાય છે. સામાન્ય રીતે યજ્ઞપુરુષની સાત અંગની ભાવના કરવામાં આવે છે.×

| અધ્યાત્મ પુરુષના અવયવો | અધિદૈવ વાચ્ય | સંજ્ઞા |
|---|---|---|
| ૧ મૂર્ધા | દ્યૌ | સુતેજા |
| ૨ ચક્ષુ | આદિત્ય | વિશ્વરૂપ |
| ૩ પ્રાણ | વાયુ | પૃથગ્વર્ત્મા |
| ૪ ઊરસ્ | અગ્નિ | વેદિ |
| ૫ પેટ (સંદેહ) | આકાશ | બહુલ |
| ૬ બસ્તિ | જલ | રયિ |
| ૭ પાદ | પૃથ્વી | પ્રતિષ્ઠા |

તા. ક. નાભિની સ્વતંત્ર કલ્પના નથી, પરંતુ બસ્તિમાં તેનો સમાવેશ થતો હશે એમ માનું છું.

ઉપાંગો

| | |
|---|---|
| લોમ | બર્હિ |
| હૃદય | ગાર્હપત્ય અગ્નિ |
| મન | અન્વાહાર્ય પચન અગ્નિ |
| મુખ | આહવનીય અગ્નિ |

આ ઉપરાંત આરણ્યકમાં પ્રવર્ગ્યકાંડમાં “મહાવીર” સંભરણ એટલે યજ્ઞના મસ્તકની ઘટ જેવી રચનાની વિધિમાં “મહાવીર” નામના ઘટને સૂર્યબિંબનું પ્રતીક માની તેના ફેલાવેલા કિરણને યજ્ઞશિર સાથે સાંધવાની Mystic ક્રિયાપદ્ધતિ છે.

---

× જુઓ છાન્દોગ્ય ઉપનિષદ્ V 18. 2.
मुंडक उपनिषद् I 3.
अग्निर्मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे वाग्विवृताश्च वेदाः ।
वायुः प्राणो हृदयं विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा ॥

છેવટે યજ્ઞવાસનાથી વાસિત મનુષ્યને અગ્નિહોત્રનુ પરમરહસ્ય સમજાવવા યાજ્ઞિકી ઉપનિષદ્ અથવા નારાયણ ઉપનિષદ્‌મા સઘળી યજ્ઞસામગ્રીના અધ્યાત્મ અંશો ચીતરવામા આવ્યા છે તે, તે ઉપનિષદ્‌ના છેવટના ભાગથી સમજાશે.

ચયન પ્રકરણમા પ ચચિતિ ઉપરાત ૧૭ પ્રકારની અવાતર ચિતિઓ એટલે યજ્ઞવેદિની જુદી જુદી ઇટોથી રચેલી આકૃતિઓ કરવામા આવે છે તેમા એક ચિતિનુ નામ "છદશ્ચિતિ" છે જેમા ગાયત્રી આદિ છદસ્ વડે ઇટોની ગોઠવણી કરવામા આવે છે આ અગ્નિચયન પ્રકરણ યજ્ઞકાડમા ઘણુ જૂનુ છે અને પુરુષમેધના અધ્યાય પહેલા શુકલયજુર્વેદમા આવે છે તે પણ ધ્યાનમા લેવા જેવી હકીકત છે

'યજ્ઞ' શબ્દ વડે આપણે યજ્ઞવેદિ જ સમજવાની નથી, પરતુ દેવતોદ્દેશેન દ્રવ્યત્યાગ —દેવતાને ઉદ્દેશીને દ્રવ્યનુ વિસર્જન—એ અર્થ સમજવાનો છે અને એવા વ્યાપક અર્થમા યજ્ઞકર્તા, યજ્ઞકર્મ, યજ્ઞસામગ્રી વગેરે સર્વનો અ તર્ભાવ થાય છે

નિ. નર્મદાશકરના નમસ્કાર

## રુદ્રાધ્યાયનું રહસ્ય

સાટાક્રુઝ
તા. ૨૦-૪-૨૯

રા રા ડૌલરરાયભાઈ,
મુ કરાચી

નાગરિક પ્રથમાકનો બીજો અક "રુદ્રાધ્યાય" નામનો મને આપના તરફથી શ્રી. વિજયરાય વૈદ્ય દ્વારા થોડા દિવસ ઉપર મળ્યો

ક્રિયાની પદ્ધતિમાં બરાબર સમજ્યા વિના આપણે અદ્વૈતવાદીની રીતિએ ઘણા મંત્રોને ઊંધા અર્થમાં લઈ ગયા છીએ, આ ભૂલ શંકરાચાર્યાદિ જેવા મહાપુરુષોએ કરી છે તો આપણે કોણ માત્ર! કાઠકની અગ્નિરહસ્યની પ્રક્રિયા ક્યા સંન્યાસી સમજી જાણે છે?

આપના પુસ્તકોનો પ્રચાર વિદ્વાનોનાં મંડળોમાં થાય એવું ઇચ્છું છું.

લિ. નર્મદાશંકર દેવશંકર મહેતાના
નમસ્કાર

## વિજ્ઞાનમય ભૂમિકા

ખંભાત
તા ૯–૯–૩૩

પ્રાણાત્મસ્વરૂપ શ્રી. ઇશ્વરભાઈ,

આજે પંદર દિવસની બીમારી ભોગવી સ્વતંત્ર રીતે બેસી આપને પત્ર લખું છું.......

મનુષ્યશરીરમાં જો જન્મ, મૃત્યુ, જરા વ્યાધિ વગેરે વિકારો અનુભવાતા ન હોત તો જીવચેતનને દેહાદિથી પોતાના પૃથક્‌પણાનું ભાન કદી ઉદય થાત નહિ. આરોગ્યવાળી દશામાં આપણું જીવત્વાભિમાન સમગ્ર દેહમાં વ્યાપ્ત હોવાથી દેહથી પૃથક્‌ભાવ આપણે અનુભવી શકતા નથી, પરંતુ વ્યાધિ સમયે આપણે દેહમય છતા દેહથી જુદા દુઃખના અનુભવનારા છીએ એમ સ્પષ્ટ સમજાય છે. અભિમાન અથવા અહંવૃત્તિની વ્યાપ્તિ અને સંકોચનું સ્વરૂપ દૂધના દૃષ્ટાંતથી આપણને વધારે સ્પષ્ટ થાય છે. કંઠું દૂધ પોતાની અંદર ઘૃતના અંશોને સર્વાંશે ગ્રસ્ત કરી રહે છે એટલે માખણ અથવા ઘી, દૂધની અંદર છે એવું માત્ર આપણે અનુમાન કરીએ છીએ અને બાળક તો તેમાં

માત્ર આત્મા જ ચૈતન્ય છે એમ માની પણ શકતું નથી. આ દૂધ ગરમ કરી આપણે ઠરવા દઈએ છીએ; એટલે તર છૂટી પડી તરવા માંડે છે અને વાયુના સ્પર્શથી તેને છૂટી પડેલી આપણે જોઈ શકીએ છીએ. આ દૃષ્ટાન્ત પ્રમાણે સામાન્ય અભિમાન આપણી નીરોગી દશામાં દેહમાં વ્યાપ્ત થઈ ગયેલું હોય છે, એટલે દેહના અથવા કોષના આપણે બનેલા છીએ તેનું ભાન આપણને હોતું નથી, પરંતુ વ્યાધિના તાપ વડે સ્થૂલ દેહમાંથી સૂક્ષ્મ દેહનું આવરણ છૂટું પડે છે અને સૂક્ષ્મ દેહના વિજ્ઞાનમય ભૂમિકામાં આવી પોતાનું અભિમાન સ્થૂલ દેહમાંથી ખેંચી સૂક્ષ્મ દેહમાં કેન્દ્રિત કરે છે અને પોતે દૂધની તર પેઠે છૂટો પડવા ધારે તો તેમ પડી શકે છે. પરંતુ સામાન્ય જીવને દેહ સાથેના સહવાસ અને નિવાસ વડે દેહમાં મોહ એટલો બંધાયો હોય છે કે આ પૃથક્ ભાવના દૃઢ સંસ્કાર વિજ્ઞાનમય કોશમાં તે સ્થાપી શકતો નથી અને જેમ ઉકાળેલું દૂધ ફરીથી હલાવીને તર અને દૂધને એકાકાર કરી શકાય છે તેમ મનુષ્ય પુનઃ દેહમય થઈ જાય છે. પરંતુ વિવેકી મનુષ્યોને જરા તથા વ્યાધિ અભિમાનની વ્યાપ્તિ અને સંકોચનું રહસ્ય સમજાવે છે અને પ્રયાણ સમયે પણ જેમ કોશેટામાંથી છૂટો પડેલો પતંગ સ્વતંત્ર દેહ છોડી વિહાર કરે તેમ કાં તો નવા દેહનો કે કાં તો વાણી તનુનો આશ્રય લે છે. એવી અવસ્થામાં વિદેહી અવસ્થા ભોગવવામાં જરા તથા વ્યાધિ આ રીતે ઘણા ઉપકારક છે અને અજ્ઞાનથી જ તેમને અનર્થ કરનારા માનવામાં આવે છે.

પ્રસન્નતાપૂર્વક બ્રહ્મધ્યાનમાં નિત્યતૃપ્ત હશો.

લિ. નર્મદાશંકરના સપ્રેમ જયગુરુવદન

છે આપે તથા શ્રી ચંદ્રશંકર ભુચે મારું સ્મરણ કરી મને તે પુસ્તક મોકલાવ્યુ તે બદલ સર્વથા આભારી છુ.

હુ તે ગ્રંથ અવલોકી ગયો છુ. તેના ઉપોદ્ઘાતવાળો ખંડ મધુર અને પ્રસાદવાળી શૈલીથી લખાયો છે શ્રી ચંદ્રશંકર ભુચનો લેખ વ્યાપક છે. નાના લેખમા સર્વ અંશો સમાવવા એ કઠિન કામ છે તો પણ તે સારી રીતે સધાયુ છે તે લેખમા રુદ્ર, શિવ અને લિંગ ની સાંપ્રદાયિક ચર્ચા ઐતિહાસિક રીતિએ થઈ છે તેમા ઈશ્વર તથા મહેશ્વર સંપ્રદાયનુ અંગ આલેખવુ રહી ગયુ જણાય છે રુદ્રની સંહારમૂર્તિ તરીકેની ભાવના અને શિવની પરદેવતા તરીકેની ભાવના વચ્ચે એક ઈશ્વર અથવા ઈશાન દેવની અવાંતર ભાવના છે તે ભાવના ઉપર મહેશ્વરોના મતનુ બંધારણ છે રુદ્ર, ઈશ્વર અને શિવ એ ત્રણ સ્વતંત્ર સાંપ્રદાયિક દેવો નથી, પરંતુ પ્રણવના ત્રીજા, ચોથા અને પાંચમા પદની વાચ્ય દેવતાઓ છે અને એ ત્રણને શુદ્ધ વિદ્યા શક્તિ સાથે અથવા અંબિકા સાથે સંબંધ છે

બીજુ, મારી વિદ્યાર્થી અવસ્થામા મારે શ્રી આનંદશંકરભાઈ સાથે લિંગ સંપ્રદાય બાબત ચર્ચા થઈ હતી અમારા ચિંતનમા અમને જણાયુ હતુ કે લિંગ પૂજન અનાર્યોમાથી આપણામા પ્રવેશ્યુ એવુ જે મનાતના પાશ્ચાત્યો પ્રયત્ન કરે છે તે વસ્તુત ખરુ નથી રુદ્રની લિંગ પ્રતીકમા અને વિષ્ણુની શાલિગ્રામ પ્રતીકમા ઉપાસના ઘણી પ્રાચીન વૈદકાળની છે, અનાર્યોના સંઘર્ષ પહેલાની છે અને તે આર્યો અથવા વૈદિકોની યજ્ઞક્રિયામાથી પ્રકટ થયેલી છે તેમા કર્મનુ ઉપાસનામા પરિણમન છે પ્રત્યક્ષ અગ્નિની વેદીમાથી બહિર્મુખ થનારી જ્યોતને જ્યોતિર્મય નિર્ગતુ રૂપ આપ વામા આવ્યુ અને દ્વાદશ સૂર્ય સાથે સંયુક્ત કરી દ્વાદશ સ્વયંભૂ જ્યોતિર્લિંગ થયા તેના ઉપરની ધૂમાવલિએ સર્પની ફણાનુ રૂપ પકડ્યુ અને અહિ સંબંધ તે સાથે જોડાયો ભસ્મ વગેરે સર્વ ઉપાધિ અથવા તંત્ર પરિકરો અગ્નિયજનના અથવા અગ્નિરહસ્યના રૂપાંતરો છે

અને બાહ્ય અગ્નિનું આંતર આત્મઅગ્નિમાં શમન કરવામા રુદ્રનું ચિંતન સયોજક રૂપે થયું છે. વેદિને વિષ્ણુનું રૂપ આપવામાં આવ્યું અને સાવ પ્રતીકમાં શિવ–વિષ્ણુના અદ્વૈત ભાવનું ચિંતન આરણ્યક સમયમા થયું છે. આ સાવ અથવા (ઞ) ત્ર્યમ્બકનાં આઠ રૂપો — પંચભૂત, સૂર્ય, ચંદ્ર અને યજમાન — ચરાચર જગતમાં વ્યાપ્ત થયાં અને આ પારમેશ્વર અથવા માહેશ્વર પ્રતીક જગદ્વંદ્ય થયું. શતપથના અગ્નિરહસ્યમા આ અગ્નિદેવનુ રૂપાતર સ્પષ્ટ સમજાય તેમ છે.

આ સર્વાત્મકતાના કારણે રુદ્રાધ્યાય રહસ્યગ્રંથ અથવા ઉપનિષદ્ મનાયો છે. દારા શિકોહના ફારસી ભાષાતરમાં (ઔપનિષદ્) રુદ્રાધ્યાય અને શિવસંકલ્પને સ્થાને મળ્યુ છે અપ્પય દીક્ષિતના લેખોથી સમજાય છે કે રુદ્રાધ્યાય કંઈ કર્મકાંડનો જ ગ્રથ નથી પણ જ્ઞાનકાંડનો પણ ગ્રથ છે આ કારણથી ભટ્ટ ભાસ્કરે રુદ્રાધ્યાયનુ ચિતન સમુચ્ચયવાદને અનુસરતુ કર્યું છે માહેશ્વરોના સ્વતત્ર ગ્રથો છત્રીસ તત્ત્વજ્ઞાનને લગતા છે કાલિદાસ આ સાવ અથવા માહેશ્વર સપ્રદાયના જણાય છે.

બીજુ, શતરુદ્રીયમા સખ્યાનો તાળો ખાતો નથી એ વાત ખરી છે, પરતુ અમુક મત્રની સખ્યા સાથે તેનો સબધ છે એવુ યાજ્ઞિકોનુ માનવુ છે. "સો રુદ્ર જેની દેવતા છે તેવો ગ્રથ તે શતરુદ્રીય" એવી વ્યુત્પત્તિ થાય છે તે મત્રોની સખ્યાનો સગ્રાહક શ્લોક આ પ્રમાણે છે

षट्षष्टि नीलसूक्तं च पुन षोडशकमजपेत् ।
एष ते द्वे नमस्ते द्वे न तद् विद्वयमेव च
अद्रष्टमेति चत्वारि ह्येतच्च शतरुद्रीयम् ॥

યાજ્ઞિકોનો બ્રહ્મચિંતકો ઉપહાસ કરે છે તે સ્વાભાવિક છે, પરતુ વેદવાદની ચાવી તો તેમના જ હાથમા છે. યજ્ઞકાંડનુ સ્વરૂપ

ક્રિયાની પદ્ધતિમાં બરાબર સમજ્યા વિના આપણે પ્રાણવાદીની રીતિએ ઘણા મંત્રોને ઊંધા અર્થમાં લઈ ગયા છીએ. આ ભૂલ શંકરાચાર્યાદિ જેવા મહાપુરુષોએ કરી છે તો આપણે કોણ માત્ર! કાઠકની અગ્નિ-રહસ્યની પ્રક્રિયા કયા સંન્યાસી સમજી જાણે છે?

આપના પુસ્તકોનો પ્રચાર વિદ્વાનોનાં મંડળોમાં થાય એવું ઇચ્છું છું.

લિ. નર્મદાશંકર દેવશંકર મહેતાના
નમસ્કાર

## વિજ્ઞાનમય ભૂમિકા

ખંભાત
તા ૯—૯—૩૩

આણાત્મસ્વરૂપ શ્રી. ઇશ્વરભાઈ,

આજે પંદર દિવસની બીમારી ભોગવી સ્વતંત્ર રીતે બેસી આપને પત્ર લખું છું.......

મનુષ્યશરીરમાં જો જન્મ, મૃત્યુ, જરા વ્યાધિ વગેરે વિકારો અનુભવાતા ન હોત તો જીવચેતનને દેહાદિથી પોતાના પૃથક્‌પણાનું ભાન કદી ઉદય થાત નહિ. આરોગ્યવાળી દશામાં આપણું જીવતાભિમાન સમગ્ર દેહમાં વ્યાપ્ત હોવાથી દેહથી પૃથક્‌ભાવ આપણે અનુભવી શકતા નથી, પરંતુ વ્યાધિ સમયે આપણે દેહમય છતાં દેહથી જુદા દુઃખના અનુભવનારા છીએ એમ સ્પષ્ટ સમજાય છે. અભિમાન અથવા અહંવૃત્તિની વ્યાપ્તિ અને સંકોચનું સ્વરૂપ દૂધના દૃષ્ટાંતથી આપણને વધારે સ્પષ્ટ થાય છે. ઠંડું દૂધ પોતાની અંદર ઘૃતના અંશોને સર્વાંશે ગ્રસ્ત કરી રહે છે એટલે માખણ અથવા ઘી, દૂધની અંદર છે એવું માત્ર આપણે અનુમાન કરીએ છીએ અને બાળક તો તેમાં

માખણ અથવા ઘી અંતર્ગત છે એમ માની પણ શકતું નથી આ દૂધ ગરમ કરી આપણે ઠરવા દઈએ છીએ એટલે તર છૂટી પડી તરવા માડે છે અને વાયુના સ્પર્શથી તેને છૂટી પડેલી આપણે જોઈ શકીએ છીએ આ દૃષ્ટાંત પ્રમાણે સામાન્ય અભિમાન આપણી નીરાગી દશામા દેહમા વ્યાપ્ત થઈ ગયેલુ હોય છે, એટલે દેહના અથવા ક્ષેત્રના આપણે મનાનક છીએ એવુ ભાન આપણને હોતુ નથી, પરંતુ વ્યાધિના તાપ વડે સ્થૂલ દેહમાથી સૂક્ષ્મ દેહનુ આવરણ છૂટુ પડે છે અને ક્ષેત્રજ્ઞ કેવળ વિજ્ઞાનમય ભૂમિકામા આવી પોતાનુ અભિમાન સ્થૂલ દેહમાંથી ખેચી સૂક્ષ્મ દેહમા કેન્દ્રિત કરે છે અને પોતે દૂધની તર પેઠે છૂટો પડવા ધારે તો તેમ પડી શકે છે પરંતુ સામાન્ય જીવને દેહ સાથેના સહવાસ અને નિવાસ વડે દેહમા મોહ એટલો બધો હોય છે કે આ પૃથક્ ભાવના દૃઢ સસ્કાર વિજ્ઞાનમય કોશમા તે સ્થાપી શકતો નથી અને જેમ ઉકાળેલુ દૂધ ફરીથી હલાવીને તર અને દૂધને એકાકાર કરી ગટગટાવી જવાય તેમ મનુષ્ય પુનઃ દેહમય થઈ જાય છે પરંતુ વિવેકી મનુષ્યોને જરા તથા વ્યાધિ અભિમાનની વ્યાપ્તિ અને સકોચનુ રહસ્ય સમજાવે છે અને પ્રયાણ સમયે પણ જેમ કોશેટામાથી છૂટો પડેલો પતગ સ્વતત્ર દેહ છોડી વિહાર કરે તેમ કા તો નવા દેહનો કે કા તો બ્રાહ્મી તનુનો આશ્રય લે છે સદેહી અવસ્થામા વિદેહી અવસ્થા ભોગવવામા જરા તથા વ્યાધિ આ રીતે ઘણા ઉપકારક છે અને અજ્ઞાનથી જ તેમને અનર્થ કરનારા માનવામા આવે છે

પ્રસન્નતાપૂર્વક બ્રહ્મધ્યાનમા નિત્યતૃપ્ત હશો

વિ નર્મદાશકરના સપ્રેમ જયગુરુવદન

# સોમવિદ્યાના મર્મ

ગોધા ૬-૬-૨૧

આત્મસ્વરૂપ ઇશ્વરભાઈ,

ગઈ કાલે મે એક સવિસ્તર પત્ર સ્કંદવિદ્યાના અનુસંધાનમા **સોમવિદ્યાના** સ્વરૂપનો પ્રકાશ કરનાર લખ્યો છે આપને પણ સમાન વિચારના વેગ વડે તેમ વિના સૌમાય । એ આરંભમાં તવાગો પત્ર લખવા વેગ થયેલો જણાય છે આપના ચિત્તમાં સમાન રશ્મિયોગ વડે **સોમવિદ્યાના** કેટલાક સવિશેષ મર્મો પ્રકટાવવા જણાતું કે ઉમા સાથેના ચંદ્રનો અમા સાથે સ્પર્શ જણાય એવા ખગોળના યોગને 'સોમવતી અમાવાસ્યા' ની પુણ્ય તિથિ કહે છે

સતીના સમાનયમા જે કાર્ય ચંદ્રમિએ કર્યું તે કાર્ય પ્રત્યેક સાત્વિક યોગીએ કરવું જોઈએ ચંદ્રમંડળભ્રમણ સાથે આર્દ્ર એટલે ભીના જ્યોતિના સંબંધવાળું છે, જ્યારે સૂર્યમંડળ સાથે જ્વલત્ એટલે સળગતા જ્યોતિના સંબંધવાળું છે પ્રત્યેક પિંડમા આર્દ્ર જ્યોતિ અને જ્વલત્ જ્યોતિના પરસ્પર સંબંધવડે ત્રીજો જઠરાગ્નિ જન્મે છે, અને તત્ત્વનો આ ત્રીજા જ્યોતિનું નામ તનૂનપાત્ એટલે તનુને —દેહને—ન પાડનાર—દેહનું આરોગ્ય અને આયુષ્યનું રક્ષણ કરનાર એવું કહે છે આર્દ્ર જ્યોતિ ચંદ્રનુ, જ્વલત્ જ્યોતિ સૂર્યનું, અને મિશ્ર જ્યોતિ પિંડસ્થ અગ્નિનુ—આ પ્રકારે ત્રણ આધિદૈવત જ્યોતિ પ્રમાણે છે પ્રત્યેક પ્રાણીના જીવનમા આ ત્રણ જ્યોતિ પોતાના નિયત કાર્યો કરે છે પરન્તુ આ યોગો સરસ, વિરસ અને સમરસ—એના ત્રણ પ્રકારના પરિણામો પ્રકટાવે છે જેમા શક્તિનું બળ આગળ પડે તે

સરસ યોગ, જેમા શક્તિનું બળ કમી થાય તે વિરસ યોગ, અને જેમાં શિવતત્ત્વ સાથે શક્તિરસ તન્મય થઈ જ્યોતિર્લિંગ ઘડે-જેમ પારાનું હરગૌરી રસવડે મારણ થઈ પારાના ચિન્તામણિ થાય તેમ-ત્યારે સમરસ થયો કહેવાય. આ **સમરસને** ઉપજાવનાર આ જગતમાં શાંભવ યોગીઓ ઘણા દુર્લભ છે. **સરસ** ભાવ ઉપજાવનાર ઘણા યોગીઓ મળી આવે, ઘણા કવિઓ તેવા સરસ ભાવની ક્ષણો જીવનમા ઉપજાવે, પરન્તુ સ્થિર ચિન્તામણિ સમરસ વિના બનતા નથી. આવા સ્થિર-આમનક જેવા ચિન્તામણિ-ઉમાદેવીએ કર્યા હતા તે મર્મને સમજી અગસ્ત્યપત્ની લોપામુદ્રાએ કર્યા હતા જેમ સતીએ જન્માન્તર કરી ઉમાનો દેહ ધર્યો તેમ લોપામુદ્રાએ પુરુષજાતિ પલટી સ્ત્રીજાતિનો દેહ ધરી અગસ્ત્ય સાથે દાંપત્યસુખ મેળવ્યુ હતું

એમ કહે છે કે લલિતાદેવીનો પાવક લાક્ષારસ (લાખનો રસ) કામેશ્વરના શુભ રસ (ધોળા રસ) સાથે મળતા એક ચિન્તામણિ પ્રકટ થયા અને તેના પ્રભાવ વડે અગસ્ત્યનો આતર જાઠરાગ્નિ ઘણો જ બળવાન થયો તેઓ સર્વભક્ષી થઈ ગયા હતા રાક્ષસોને સ્વાહા કરતા, સમુદ્રનુ પાન કરતા અને તે તે રાક્ષસો અને સમુદ્રનુ અભિમાન છોડાવી પોતે પોતાના રૂપમા સ્થિત રહેતા પરન્તુ તેમનો ચિન્તામણિ અતીવ ચળભાવવાળો હતો અને તેને લોપામુદ્રાએ સ્થિતિ આપી અને ત્યાર પછી તેઓ દક્ષિણ દિશામા સ્થિતિ કરી રહ્યા, એટલે તેમનામા જે ઉત્તર દિશાનુ વામીપણુ હતુ તે નિવૃત્ત થયુ વામ એટલે દેખાતુ અવળુ અને ભીતરમા સવળુ અથવા સુદર. દક્ષિણ એટલે આતરબહિર સુદર અને સરળ ઉમા ભગવતીનો દેહાન્તર કરવાનો માર્ગ ભયકર હોવાથી વામ ગણાયો કાલીની ચેષ્ટા, સતીનુ દહન, શિવનુ ભૈરવપણુ, સતીના દેહનુ પ્રાણ વિનાના પછીનુ શબ ત્રિશૂળ ઉપર ધરી ભૈરવ અવસ્થામા તે શબને વિષ્ણુએ ચક્ર મૂકી કપાવવાનું પરિણામ, તે તે અવયવો જ્યા જ્યા પડ્યા ત્યાં ત્યા શક્તિપીઠોની સ્થાપના, ઇત્યાદિ અગમ્ય ઘોર ચેષ્ટાઓમા ગુહ્યાર્થના મર્મો વામદેવ

જ સમજતા હના અને તેથી તે મહર્ષિને ગર્ભાવસ્થામા જ બ્રહ્મજ્ઞાન થયુ હતુ પરન્તુ શ્રી શિવજીએ કૃપા કરી દક્ષિણ માર્ગ અગસ્ત્ય–લોપા મુદ્રા જેના જોડા દ્વારા પ્રગટ્યો હતો

લોપામુદ્રાએ નીચેનો મ ત્ર આપ્યો જણાય છે —

आर्द्रज्वलति ज्यातिरहमस्मि ज्योतिर्ज्वलति ब्रह्माहमस्मि
योऽहमस्मि ब्रह्माहमस्मि। अहमस्मि ब्रह्माहमस्मि
अहमेव अहं मा जुहामि स्वाहा ॥

આર્દ્ર જ્યોતિ (ચદ્રમ ડળની શક્તિ) તે હુ છુ, સળગતું જ્યોતિ બ્રહ્મ (આદિત્યમ ડળની શક્તિ) તે હુ છુ (આનામા નારી શ્રીની અને પુરુષની એની બે મુદ્રાઓ છે) પરતુ જે હુ (પત્નીરૂપ) છુ તે જ (પતિરૂપ) બ્રહ્મ હુ છુ, (પતિરૂપ) બ્રહ્મ (પત્નીરૂપ) હુ છુ આગમાના અહ ને–પત્નીભાવને–મોટા અહ માં (પતિભાવમા) હુ હોમુ છુ, અને તે હામવડે મારા મમરસ સ્વરૂપને ઓનાળી તેની પ્રતિષ્ઠા કરુ છુ (સ્વાહા–સ્વરૂપમા સારા ભાવથી ઓનાળી સ્થિતિ કરી)

આ મ ત્રના ધ્યાનયોગવડે અગસ્ત્ય અને લોપામુદ્રા સામર્થ્ય પ્રગટાવી સ્થિર ચિતામણિને ધારણ કરનાર થયા મર્યાદાવાળા અહ-જ્યોતિનુ અમર્યાદ બ્રહ્મજ્યોતિમા–ચદ્રમ ડળમા–લય કરી જેઓ નવા ભુવનને શુક્લપક્ષની દ્વિતીયાની પેઠે ધડે, તેઓ પૂર્ણચદ્રના બિબને કેમ ન પ્રગટાવે? શામ્ભવ યોગીઓ તથા યોગિનીઓ આ સોમવિદ્યાના મમને જાગતો રાખવા ધર્મધ્વજ તરીકે પોતાની જટામા અથવા ચોટલામા દ્વિતીયાના ચદ્રના ચિહ્નને રાખે છે પરતુ સમુદ્રના ઉપર ફરતા વહાણોના જુદા જુદા રાજ્યોના વાવટાના ચિહ્નો બધા મુસાફરો કઈ ઓળખી શકતા નથી, માત્ર તે તે રાજ્યની પ્રજા પોતપોતાનાં ચિહ્નો–જેવાં કે 'યુનિયન જેક' વગેરે ઓળખી શકે છે કેટલાક યોગીઓને અને યોગિનીઓને આ ચિહ્ન સામુદ્રિક તરીકે દેહમાં જણાય

છે બાપજીશ્રીને (નૃસિંહાચાર્યજીને) સ્પષ્ટ જણાતું હતું. પણ તેની કોણે ઉકેલ કરી હતી? આપણે પરંપરાથી માન્યું કે ચંદ્રકલાનું ચિહ્ન હોવાથી બાપજીશ્રી મહેશ્વરનો અવતાર હતા. પરંતુ તે ચંદ્રકના શાથી માહેશ્વરભાવ સૂચવે છે તેનો આપણામાના ઘણાએ વિચાર સરખો પણ કર્યો નહિ અને કોયડો ઉકેલ્યા વિના રહ્યો!

એમ કહે છે કે પાર્વતી ઉપર નમ થયા પછી શિવજીએ અનુગ્રહ કર્યો કે માગ આવિર્ભાવની તિથિ ચતુર્દશી—જે તિથિએ બાપજીશ્રીનો આવિર્ભાવ થયો હતો—પહેલાના સોમવારે પ્રદોષ સમયે જેઓ શિવપૂજન કરે તેઓ શિવના સ્વરૂપને સમજી શકે, એટલે કે ઉમા સાથેનો શાક્ત સબંધ કરી જેઓ સોમ ભાવથી પ્રદોષ સમયે ઉપાસના કરે તમને શિવરાત્રિના (ચતુર્દશીના) વ્રતનો અધિકાર શક્તિ અનુગ્રહવિના—વિદ્યાદેવીની કરુણા વિના—શૈવ અનુગ્રહ કોને થયો છે? કોઈને નહિ ઈન્દ્ર, અગ્નિ અને વાયુને પણ ઉમા હૈમવતીના અનુગ્રહ વડે જ યક્ષાવતારનું સ્વરૂપ સમજાયું હતું, તો આપણા ભૂલોકના રસનાગને તે અનુગ્રહની જરૂર હોય તેમા શું આશ્ચર્ય?

આ તાત્રિક ચંદ્ર અને સૂર્ય—આર્દ્ર જ્યોતિ અને જ્વલત્ જ્યોતિ-પદાર્થ માનમા ગુચાયેલા છે પણ તેના ચિત્રો ઘુણાક્ષર ન્યાય જેવા એટલે કે ઝાડના થડમા એક કીડો ખોતર ખોતર કરી લિપિ જેવી આકૃતિઓ પાડે તેની ઉકેલ કરી જેવી કઠિન તેનું આ ચંદ્ર-સૂર્યની મિશ્ર મુદ્રાઓ ઉકેલવાનું કઠિન છે અગસ્ત્ય જેવા એ ઉકેલી લોપામુદ્રા—લોપ પામેલી મુદ્રા—ના આદ્ય યોનિના ભોક્તા થાય "મારી મોટી મહત્ યોનિમા હું ગર્ભ સ્થાપું છું"—એવું શ્રીકૃષ્ણનું ગીતાનું—मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम्—વાક્ય ઘણા ઉંડા ભાવવાળું છે ચંદ્રની આર્દ્ર યોનિમા સૂર્યનું જ્વલત્ તેજ (भर्ग

ભરણ કરનારું, રમણ કરનારું અને ગમન કરનારું) પ્રવેશી આ ભૂલોકની વનસ્પતિ, અને પ્રાણીનાં શરીરોને પોષણ આપે છે; તેવું પ્રત્યેક **શાંભવ યોગીનું તેજ શક્તિપાત વડે પરચિત્તોને સગર્ભ બનાવે છે.** વનસ્પતિઓ અને પ્રાણીઓ ચંદ્ર સૂર્યના આ ઉપકારને જાણતાં નથી, તેમ સિદ્ધ મહર્ષિઓ અને ઋષિઓનો આ પરચિત્તોને વિચારગર્ભવાળાં કરવાનો વિલાસ સામાન્ય સાધકો જાણી શકતા નથી. પ્રકૃતિનાં સર્જનકાર્યો અગમ્ય ભૂમિકામાં થાય છે; તેવાં જ અધિકારી ચિત્તોને સગર્ભ કરવાનાં મહર્ષિઓ અને મહર્ષિપત્નીઓનાં કાર્યો અગમ્ય જ હોય છે. આથી શ્રુતિ કહે છે કે :

> योऽपानप्राणयोरैक्यं स्वरजोरेतमोस्तथा ।
> सूर्यचंद्रमसोर्योगो जीवात्मपरमात्मनोः ॥

જે ક્રમથી પ્રાણ અને અપાનનું ઐક્ય થાય છે, જે રીતે મનુષ્ય જાતિમાં રજસ્ અને રેતસ્‌નું ઐક્ય થઈ ગર્ભ બંધાય છે અને જે ક્રમથી સૂર્ય અને ચંદ્ર એકમેક થઈ વિશ્વને જીવન આપે છે, તે જ ક્રમથી જીવાત્મા અને પરમાત્માનું સમરસપણું થાય છે.

આવું સામરસ્ય એક પણ શ્રેયસ્સાધકને જાગે તો **આપજીશ્રીનો** × શાંભવ આવિર્ભાવ **ચતુર્દશીનો** સફલ થયો ગણાય.

લિ. નર્મદાશંકરના સપ્રેમ
જય ગુરુવંદન

× શ્રીમન્નૃસિંહાચાર્યજી : શ્રેયસ્સાધક અધિકારી વર્ગના પરમ પૂજ્ય સંસ્થાપક, જેમને શ્રેયસ્સાધકો લીલાતનુ (ઈશ્વરનું સાંકેતિક સ્વરૂપ કે અવતાર) માને છે.

# રસવિદ્યા અને તંત્રગ્રંથો

અમદાવાદ,
તા ૩૦—૭—'૩૧

સ્નેહીશ્રી વૈદ્યબાબુ,

તમારો પત્ર મળ્યો તમારા પ્રશ્નો સબધમા જણાવવાનું કે Alchemyના ગ્રથો થોડા ઘણા જોયા છે તે સાથે આપણા શૈવ અને શાક્ત તત્રના કેટલાક ગ્રથો તે બાબતના જોયા છે પરતુ આ તત્રો અને ગ્રથો જે પ્રકારના Elixir અથવા Philosopher's Stoneની વાતો કરે છે તે પ્રમાણે વાસ્તવ સિદ્ધ કરેલા કોઈ પણ મનુષ્યનો પ્રત્યક્ષ અનુભવ મને નથી એટલે તે બાબત સામાન્ય અનુમાન જ હુ બાધી શકયો છુ આ જગતમા કશી વસ્તુ અસભવિત નથી પણ જે પ્રયોગ વડે સિદ્ધ થાય નહિ તેવી બાબતોમા હુ **અશ્રદ્ધાવાદી** નથી પરતુ **અજ્ઞેયવાદી** છુ કદાચ આ સિદ્ધિઓ હોય એમ આગળ પ્રમાણ વડે આપણે સાબિત કરી શકીએ પણ પરમાર્થ જ્ઞાન સાથે તેનો ખાસ સબધ નહિ હોવાથી આવી બાબતોમા હુ ઘણે ભાગે તટસ્થ ભાવ અથવા ઉપેક્ષા સેવુ છુ

હવે તમે પૂછેલા ખાસ પ્રશ્નો સબધી ઉત્તરમા

(૧) कामरत्न, कक्षपुट, दत्तात्रेयतत्र મે જોયા નથી પરતુ .. रसदर्शन, નાગાર્જુનનુ रसेन्द्रमङ्गल, ચૂડામણિનો रसकामधेनु નાથનો मन्त्रखड, વ્યાસગણપતિનો योगसमुच्चय, ગોવિદાચાર્યનો रससार ગોવિદનાથનુ रसहृदयतन्त्र વગેરે ગ્રથો મે અવલોકયા છે આધ્યાત્મિક માર્ગમા દેહસિદ્ધિ તે ઈષ્ટ છે એવું શ્રેયસાધક માને તો તે કોઈ

રીતે ખોટું નથી. મારા ધારવા પ્રમાણે યક્ષિણી ઉપાસનાનો સંબંધ કામશાસ્ત્રને લગતો છે...તેવા જીવોનું આકર્ષણ શી રીતે થઈ શકે છે તે બાબત વીણાતંત્રમાં આપી છે. આ યોનિના જીવો મનુષ્ય યોનિમાં પણ પ્રકટ થાય છે, જેમ આસુર યોનિના જીવો મનુષ્ય દેહમાં પ્રકટે છે તેમ...

(૨) બાપજીશ્રી (નૃસિંહાચાર્યજી)ના ગ્રંથોમાં યક્ષિણી બાબત ઉલ્લેખ છે પરંતુ મુખ્ય વસ્તુ...તે પ્રશ્ન નથી, પરંતુ અવાંતર પ્રસંગ છે. યક્ષયક્ષિણીના સાધકો આહારવિહારમાં અને યથેચ્છ કામભોગમાં ઘણા વેગવાળા હોય છે. બૌદ્ધ ગ્રંથોમાં આ જાતિના મનુષ્યો હાલના (અફ્ઘાનિ)સ્તાન અને કાશ્મીરના ઉપરના પ્રદેશમાં વસતા હતા એવા ઉલ્લેખો મળે છે. પરંતુ યક્ષનો બીજો અર્થ યજનીય, પૂજ્ય એવો પણ થાય છે અને જેમણે આહારવિહાર અને કામનો જય કર્યો છે તેવા પ્રાણીઓ શૈવદીક્ષાવાળા હોય છે...શિવના અથવા રુદ્રના ગણની માની છે અને શિવે તેનું રૂપ પકડ્યું એવી કેનોપનિષદ્....

(૩) આયુર્વેદનું રસવિદ્યા પ્રકરણ . .

(૪) રસવિદ્યાની સત્યતા અને મહત્ત્વ વિષે તમે મારો અભિપ્રાય પૂછો છો માટે જણાવું કે તે વિદ્યાનો પ્રયોગ મેં કર્યો નથી તેથી અભિપ્રાય આપવા લાયક મારી સ્થિતિ નથી. પણ હું માનું છું કે અધ્યાત્મવિદ્યામાં આ એક ઉપયોગી પ્રકરણ છે અને તેનો કોઈ ઉપયોગી અંશ (સિદ્ધ થાય) તો મોક્ષસુખના આવિર્ભાવમાં ઘણી સુગમતા થઈ શકે છે. Hermetic ફિલોસોફીના નિયમ પ્રમાણે રોગ અને દારિદ્ર્ય આ જગતમાંથી કોઈ નાશ કરી શકે એવું મારું માનવું નથી કારણ કે પ્રકૃતિનું વૈષમ્ય અને અધિકારભેદ એટલો બધો છે કે આ વિદ્યા જેમને સિદ્ધ હોય તેઓ આવા પ્રયોગથી સુખને બદલે દુઃખનાં નિમિત્તો ઊભાં કરવાનાં કારણો છે...અધિકાર વિનાની સિદ્ધિ મેળવનારને અને દાન કરનારને અનર્થ જ કરે છે -

એવું બાપજીશ્રીનું ખાસ મંતવ્ય હતું; તેથી અધિકાર પૂરતું જ જ્ઞાન અને સિદ્ધિનું દર્શન તેઓશ્રી કરાવતા.

(૫) છેવટમાં મારે કહેવું જોઈએ કે તંત્રગ્રંથોમાં અને રસવિદ્યાના ગ્રંથોમાં ઘણે ભાગે "સંજ્ઞાભાષા" વાપરેલી હોય છે અને કહેવાનું કંઈ હોય છે અને...અવળી દિશાએ ચઢે તેવી યોજના હોય છે. કેટલીક વખતે શુદ્ધ ભાવને બદલે અશુદ્ધ ભાવ તરતો રહે છે અને વામમાર્ગીઓ તેવા અશુભ ભાવને પ્રાધાન્ય આપે છે. આ ગ્રંથોમાં ઘણો કચરો પણ છે અને એક ટન કચરો ઉપાડ્યાના પ્રસંગે કોઈ સારા સુવર્ણની માત્રા પણ મળે છે પરંતુ આ દોષ તંત્રને માથે છે એમ નથી, વેદનાં બ્રાહ્મણગ્રંથો આવા નીરસ અને મિથ્યા શબ્દજાળથી ભરેલા છે. પરીક્ષક વૃત્તિથી અભ્યાસ કરવાની ખાસ જરૂર છે, અંધશ્રદ્ધાથી સર્વ સાચું એમ સમજવાનું સાહસ કરવાનું નથી. બાપજીશ્રીના શિષ્યે "સર્વતંત્ર સ્વતંત્ર" થવાની જરૂર છે.

લિ.

**નર્મદાશંકર દેવશંકરનાં**

સપ્રેમ જયગુરુવંદન

## શ્રીમન્નૃસિંહાચાર્યનો સાંકેતિક આવિર્ભાવ

અમદાવાદ.

તા. ૨૫–૭–૩૧

સ્નેહી શ્રી વૈદ્યબાબુ,

પ્ર્ભુ કૃપાથી કુશળ છે. તમારા પત્રના ઉત્તરમાં જણાવવાનું કે :

બાપજીશ્રીએ પ્રતિદિન ૩૬૦ ગાયત્રી જપ કરવાનું લખ્યું છે તેમાં ચાંદ્ર વર્ષના દિવસોનું માપ લીધું છે. (૩૦ × ૧૨ = ૩૬૦).

શરીરમાં ૭૨૦૦૦ નાડીઓ રહે છે. આ નાડીઓ દિનમા...સંબંધ છે, તેનાં શનાશ તે ૭૨૦ અહોરાત્ર અને તેનું અર્ધ એટલે ૩૬૦ દિવસ પ્રાચુનાડિના.. સાથે ..મંત્રનો સમવાય સાચવતાં ૩૬૦ ગાયત્રી જપ કરવામા હેતુ સમાયલો જણાય છે...શ્રી છટ્ઠિના હેતુનો મે માત્ર નિર્દેશ કર્યો છે.

ગાયત્રી મત્રને સર્વોત્તમ ગણવાનાં અનેક કારણો છે, લાંબું વ્યાખ્યાન થાય તો પણ પાર આવે નહીં.

સુરતવાળા મોહન સ્વામીમાં બાપજીશ્રી ગુરુભાવ રાખતા હતા તેમને નિમિત્ત કરી કેટલાક પદો પણ વાણીવિનાસના ૧લા, ૨જા ભાગમાં બાપજીશ્રીએ લખ્યાં છે, પરંતુ માગ તથા માગ કેટલાક મિત્રોનું મંતવ્ય એવું છે કે જેમ શ્રીકૃષ્ણે સાંદીપનિને ગુરુ માન્યા હતા તેમ લોકાચાર અને શિષ્ટ નીતિનો તેમા બાપજીશ્રીએ સ્વીકાર કર્યો હતો. વસ્તુત અમારા માનવા પ્રમાણે તેઓ (બાપજીશ્રી) સ્વયં પ્રબુદ્ધ પુરુષ હતા.

બાપજીશ્રી સબંધિતુ મારું મંતવ્ય તમને તથા શ્રી મણિનાનને ભાગ્યે ઉપયોગી થશે મારુ મતવ્ય તો પરમેશ્વર—ચેનનનો બાપજીશ્રી સાકેતિક આવિર્ભાવ હતો અથવા લીનાતનુ રૂપે તેમનું પ્રાકટ્ય હતુ એવુ છે. તેના કારણો મારી ખાતરીલાયક મારી પાસે અનેક છે પણ તેની નોંધ અત્રે કરવી ઉપયોગી નથી. ટૂંકામા મારી માન્યતા બહુ ઉચ્ચ કોટિની હોવાથી અન્યના વિચારને બંધ બેસે એમ હુ ધારતો નથી એવી માન્યતા અન્યને ના પણ હોય તો તેથી કાંઈ બાધ આવતો નથી સદ્ગુરુતત્ત્વ દિવ્ય, સિદ્ધ અને મનુષ્ય ઓઘમા અનેક નિમિત્તને લઈ નિર્માણકાયા વડે અવતરે છે લોકો તેવા આવિર્ભાવને ઓળખી શકતા નથી અને તેમને મનુષ્યમાત્ર માને તો તેમાં ઓછુ લાવવાનુ કાંઈ પણ પ્રયોજન નથી.

બાપજીશ્રીએ એક પ્રસગે પ્રત્યેક મનુષ્યનું શરીર તેના પોતાના

૯૬ અગુલપુર હોય છે અને તેમા રહેના પ્રાણની કના ૧૨ અગુન બહાર જા–આન કરે છે તેથી એકદરે પ્રાણકાનુ નિયત્રણ કરવાના હેતુથી ૧૦૮ જપનુ વિધાન કર્યું છે એવુ પ્રતિપાદન કર્યું હતુ

મહાપુરુષો લૌકિક ચમત્કાર કરતા નથી કારણ કે તેઓ જાદુગર નથી જેમને પ્રજ્ઞાચક્ષુ મળ્યા છે તેઓ મહાપુરુષના વાસ્તવ મહિમાને પ્રત્યક્ષ જુએ છે સર્વાત્મભાવની દૃષ્ટિ જેમને મળી છે તેમને અણિમાદિ સિદ્ધિ તુચ્છ જ લાગે છે સામાન્ય યોગીઓને ચમત્કાર પ્રિય હોય અને તે પ્રકટ કરે તો તેથી તેમનુ કાઈ હિત થતુ નથી અને અન્યને મિથ્યા માર્ગે દોરી જવાનો ભય રહે છે

ઇષ્ટ મત્રની આલોચના મદિરમા મે કરી હતી સક્ષેપમા લખુ તો

ૐ પ્રણવમૂળબીજ છે

શ્રીં વિદ્યાશક્તિ અથવા પ્રણવ ચૈતન્યની વિકાસશક્તિ છે

હ્રીં એ અવિદ્યા શક્તિ અથવા પ્રપચ ચૈતન્યની સકોચશક્તિ છે

શ્રીં, હ્રીં એ બે મૂળબીજમાથી પ્રકટ થયેલા અકુરો છે ચૈતન્યના વિકાસ અને સકોચથી પ્રકટ થતી જાગ્રદાદિ અવસ્થાઓ પિંડમા અને સૃષ્ટિ સ્થિતિ અને લય નામની ત્રણ અવસ્થાઓ બ્રહ્માંડમા ઓતપ્રોત થયેલી બ્રહ્મા વિષ્ણુ તથા રુદ્રની સજ્ઞા પછી તુરીયા અને બિન્દુની તુરીયાતીત અવસ્થા અનુક્રમે ઇશાન અને સદાશિવ તત્ત્વની ચાર અવસ્થાના અનુસધાન વડે શ્રી ૧ ઇષ્ટ ૨ ૩ ગુરવે ૪ ૫ ૬ નમ ૭ ૮ એ આઠ અક્ષરોને હૃદયકમળના અષ્ટદળમા ગોઠવી પશ્યતી વાણીમા જપ કરી તુરિયાતીત પદમા એને પિંડ ૮ બ્રહ્માડના ૧૦ બિન્દુસ્થાનમા સમાહિત થવુ આ મત્રરહસ્ય પદ્ધતિ મારી ઉપજાવેલી છે મત્રમાથી વિદ્યા પ્રકટ કરવાની પદ્ધતિ પ્રત્યેક

સાધકે જાણવી જોઈએ અને તે યંત્રવત્ ક્રિયા કરવાથી મળતી નથી, પણ ઉપાસના વડે મળે છે.

તમારા પત્રના છેલ્લા ભાગ સંબંધમાં મારે કાંઈ લખવાનું નથી પણ...ની સાથે વિચારભેદ થાય ત્યારે કદાચ મૈત્રીભાવના ન સધાય તો પણ ઉપેક્ષાભાવના રાખવાનું આપણે શીખવું જોઈએ. જેઓ ઉપેક્ષાભાવનાને કેળવતા નથી, તેઓ રાગદ્વેષથી વર્તે છે.

પત્ર વાંચી મને પાછો મોકલશો કારણ કે જે ઉત્તરો આપ્યા છે તેની સ્મૃતિ ભવિષ્યમાં રહે તેટલા સારુ પારમાર્થિક પત્રો હું ફાઈલ ઉપર રાખું છું.

લિ.
નર્મદાશંકર દેવશંકરનાં
જયગુરુવંદન

## અનાહત નાદ

ભાઈશ્રી પ્રાણજીવનભાઈ,

માર્ચ માસના 'કૌમુદી'ના અંકમાં તમારો "સંગીતશાસ્ત્રનું થોડું એક દિગ્દર્શન" એ નામનો, ઝીણી સમજૂતીવાળો લેખ વાંચી પ્રસન્નતા થઈ. માત્ર એક સ્થાને તમે કરેલા વિધાન સંબંધમાં શંકા રહે છે:—

તમારું વિધાન "અનાહત નાદ—કાલિદાસના શબ્દોમા કહેવું હોય તો 'વેદાભ્યાસજડ થયેલા મુનિઓ' જેની ઉપાસના કરે છે તે પણ એ મનને રંજક નથી..."

અનાહત નાદ રસિક જનોને અર્થે નથી એ તો ક્યારે કહી શકીએ કે શાંત રસને રસવર્ગમાંથી આપણે બાતલ કરીએ ત્યારે પરંતુ

અભિનવગુપ્ત વગેરે રસિકજનોએ શાંતને સર્વરસોમાં પીઠસ્થાને કલ્પ્યો છે. તેની લહરીઓ અથવા મોજાંઓ તે બીજા રસો છે. અનાહત નાદમાં સૂક્ષ્મ ભેદો અને સંવાદો હોય છે. અનાહત નાદના બાર ભેદો છે: ૧ ઘોષિણી, ૨ વિદ્યા, ૩ પતંગિની, ૪ વાયુવેગિની, ૫ નામધેયા, ૬ ઐન્દ્રી, ૮ વૈષ્ણવી, ૮ શાંકરી, ૯ મહતી, ૧૦ ધતિ, ૧૧ નારી, ૧૨ બ્રાહ્મી.

આપણી કર્ણેન્દ્રિય આ અનાહત નાદની માત્રાઓને અવધાનની શક્તિ નહિ હોવાથી પકડી શકતી નથી. પરંતુ સામાન્ય સંગીતના સ્વરની જેમ મારા જેવાને સમજણ પડતી નથી, તેમ વિદ્વાનોને પણ આ સૂક્ષ્મ નાદલહરીની સમજણ પડતી નથી. અનાહત નાદના તરંગો કંઈક બુદ્ધિગ્રાહ્ય થાય તેટલા સારુ ઉપમાન વડે સમજાવવા રહસ્ય વેત્તાઓ મહેનત કરે છે. સમુદ્ર, મેઘ, ભેરી, વગેરે વાદ્યોના સ્વરો સાથે તેની સરખામણી થાય છે. વળી:

व्योमरध्रगतो नादो मायूरं नादमेव च
कपालकुहरे मध्ये चतुर्द्वारस्य मध्यमे ॥

વગેરે અનાહતનાદની ઊંચી લહરીઓ "વેદાભ્યાસજડ" વડે જ ગ્રાહ્ય છે એમ નથી પરંતુ "વેદાભ્યાસરસિક"ના અનુભવનો વિષય છે,

સ્નેહભાવથી ઉપરના વિચારો જણાવું છું તેથી અવિવેકને સ્થાન નથી એમ સમજશો.

લિ. સ્નેહાધીન
**નર્મદાશંકર દેવશંકરના નમસ્કાર.**

આ પત્ર પ્રેસમાં ગયા પછી શ્રી. પ્રાણજીવનભાઈ પાઠકનો સ્વ. દી. બ. ન. દે. મહેતા ઉપરનો એક લેખ અમને મળ્યો જેનો મહત્ત્વનો ભાગ નીચે મુજબ છે:—

" સ્વ શ્રી નર્મદાશંકરભાઈનું બાહ્ય જીવન બહુ વ્યવસાયી હતું પરંતુ તેમાથી વખત કાઢીને પણ સ્વાધ્યાય પ્રવચનમા પોતે પ્રમાદ સેવતા નહિ અને સરસ્વતીની ઉપાસના નિરંતર કરતા રહ્યા આજના જમાનામા એમના જેવા માણસો થવા દુર્લભ છે સાહિત્ય પરિષદના તત્ત્વજ્ઞાનવિભાગના પ્રમુખ તરીકેના તેમના એક ભાષણનું અવલોકન મે યુવાવસ્થાને સુલભ એવી ધૃષ્ટતાથી કરેલું ત્યારથી હું તેમના પરિચયમા આવેલો એ અવલોકનમા 'ધર્મ' શબ્દ અંગે ટીકા કરેલી પણ એ મહાનુભાવને હું મળ્યો ત્યારે તેમણે મને સમજાવ્યું કે ધર્મ શબ્દની વ્યાખ્યા એટલી વ્યાપક છે કે તે શબ્દ લગભગ સર્વગ્રાહી છે સર્વ-સમન્વય પછી થનાર જે કંઈ છે તે એ છે આ સમજવા માટે મારે બીજા સાતેક વર્ષ ગાળવા પડ્યા ત્યારે મને સમજાયું કે પાશ્ચાત્ય વર્ગીકરણ આડું—Horizont1l છે, જ્યારે આપણું વર્ગીકરણ ઊભું—Vertical છે આડું વર્ગીકરણ બાહ્ય વસ્તુઓનું વર્ગીકરણ કરવામા ઉપયોગી થાય છે, જ્યારે ઊભું વર્ગીકરણ આપણી જાતને તપાસવામા ઉપયોગી થઈ પડે છે વળી એક બીજી વાત એક દિવસ હું એમને ઘેર મળવા ગયેલો ત્યારે એમણે એક અનુભવ વિશે વાત કરી તેઓ શ્રી નૃસિંહાચાર્યજીમા માનતા એમણે એમને પૂછ્યું કે "અંગુષ્ઠ પુરુષ' નો અનુભવ થઈ શકે ખરો? નૃસિંહાચાર્યજીએ હા કહી પણ વધુ કાંઈ કહ્યું નહિ નર્મદાશંકરભાઈએ તે જાણવા માટે આગ્રહપૂર્વક વિનંતિ કરી ત્યારે પોતે કહ્યું કે અમુક દિવસે એમણે જમણા પગના અંગૂઠા ઉપર ત્રાટક કરવું નર્મદાશંકરભાઈએ એ પ્રમાણે કર્યું પહેલા તો કંઈ દેખાયું નહિ પણ ત્રણ ચાર મિનિટ થઈ હશે ત્યા અંગૂઠામાથી પ્રકાશ નીકળ્યો અને પછી "અંગુષ્ઠ પુરુષ" દેખાયો અને આખો ઓરડો પ્રકાશિત થઈ ગયો

એક વ્યક્તિ અધ્યાત્મમાર્ગમા આગળ ગઈ હોય તે બીજી વ્યક્તિને પોતાની રીતનો અનુભવ કરાવી શકે એ વિશે શંકા નથી. પણ આપણા ચિત્તનું તંત્ર જેવું હોય છે તેવું અને જ્યા હોય છે

ત્યા જ પણ રહે છે, એટલે આ અનુભવ વિશે મૂલ્યાકન જો કરવું હોય તો આપણે એમ કહી શકીએ કે એ અનુભવ શ્રી નર્મદાશંકરભાઈને કોઈ બીજી વ્યક્તિએ કરાવ્યો તે પરથી સર્વાશે જો તે એ માર્ગે ગયા હોત તો તે પોતાના જ અનુભવો મેળવી શકત અને તો પછી એમનુ ચિત્તતત્ર બધુ બદલાઈ જાત

મજનિસે ફિલ્સુફાન નામની એક સસ્થા સ્થપાયેલી તેના મત્રી તરીકે કોઈ કોઈ વખત મારે એમને મળવાનુ બનતુ અને તે વખતે સાભળેલા કેટલાક પ્રસગોમાનો ઉપરનો એક પ્રસગ છે દુનિયાદારીના વ્યવહારમા રહ્યા છતા એમની ઉચ્ચમા ઉચ્ચ જિજ્ઞાસા આધ્યાત્મિક વિષયમા હતી અને એ રીતે એમને હુ વદુ છુ ”

*

## સિંધુ સંસ્કૃતિ

ખભાત
તા ૮–૮–૩૨

ચિ ભાઈ યશોધર,

અત્ર સર્વ કુશળ છે તમારા બને પત્રો પહોચ્યા છે

બીજા પત્રમા ઉલ્લેખ કરેલા Sind Civilization વાળા લેખે મારું ધ્યાન અગાઉથી ખેચ્યુ હતુ તેનુ cutting મારી ફાઈલમા શિલ્પશાસ્ત્ર પાસે નખાવી રાખ્યુ છે તમારા પત્રમા લખેલા કારણોથી હુ પણ સિધુ નદીનુ civilization જેવુ માનવામા આવે છે તેવુ સ્વતત્ર પુરાતન માની શકુ તેમ નથી એક સસ્કૃતિ નાશ પામે અને બીજી પ્રવેશ પામે એ સભાવના ભૂલભરેલી છે કોઈ પણ સસ્કૃતિ એકાએક ઉદ્ભવ પામતી નથી પરતુ પ્રાચીન થર ઉપર *નવા આચારવિચારોની અસર થઈ ક્રમે ક્રમે વિશિષ્ટ નવું રૂપ બધાય*

છે. જ્યાં સુધી જૂના થરની સંરક્ષક પ્રજા હોય છે ત્યાં સુધી જૂનું નવું સમજાય છે. જ્યારે જૂના થરવાળી પ્રજાનો ક્રમશઃ હ્રાસ થાય છે ત્યારે નવું સંસ્કરણ તરતું રહે છે. આપણી Mythology આ વસ્તુની સારી રીતે સાખ પૂરે છે. અસુરો (Assyrians) અને દેવો બંને એક પ્રજાપતિના પુત્રો માન્યા છે. અસુરો મોટા ગણ્યા છે, એટલે જૂની પ્રજા છે. દેવો નાના એટલે નવી પ્રજા છે. આ દેવોમાંથી દેવમનુષ્યો થયા અને ત્યાર પછી માનવી પ્રજા થઈ એવી કલ્પના છે. ઋગ્વેદનાં પુરાતન સૂક્તોમાં "જર્ભરી તર્ફરી" વગેરે ન સમજાય તેવા શબ્દો આવે છે અને તેના અર્થો પાણિનિના સમયમાં પણ અસ્પષ્ટ થઈ ગયા હતા. સિંધુનદીની પ્રજા કદાચ સ્થાનિક વતનીઓની હોય એ સંભવિત છે, પરંતુ Ethnically આર્યોથી તદ્દન નિરાળી નહિ હોય. એટલું તો આ મોહનજો દડો વગેરેના અવશેષોથી સાબિત થાય છે કે શિવશક્તિની પૂજ્ય ભાવના ઘણી પુરાણી લાગે છે. અસુરો અને દૈત્યોના શિવ પૂજ્ય મનાયા છે એ પૌરાણિક ભાવનાને ટેકો મળે છે. અને આ સિંધમાં લય પામેલી જાતિના અવશેષો તે વ્રાત્ય જાતિના મનુષ્યો હતા એમ મારું માનવું છે. વ્રાત્યોના આચાર-વિચાર વૈદિકોના કરતાં ઘણાં જુદા હતા, પરંતુ તેઓ સંપત્તિવાળા અને વેપારી વર્ગના હતા એમ સ્પષ્ટ સમજાય છે. વ્રાત્યો શિવપૂજક હતા.

સિંધદેશની પુરાતન સંસ્કૃતિની બાબતમાં દાશરાજ્ઞ યુદ્ધનાં ઋગ્વેદ સૂક્તોની વિશેષ પરીક્ષા કરી કોઈ જાતનો વધારે પ્રકાશ પાડી શકાય કે કેમ તે વિચારવાનું છે. તેનું સ્થાન, તેમાં ભાગ લેનારા ગણ્ઓ, તેના દેશો વગેરે તાસ્વવા જેવાં છે. મહારાષ્ટ્રીય જ્ઞાનકોશમાં કંઈક પ્રયત્ન થયો છે. આ યુદ્ધમાં સિંધ સૌવીરના મુલકના રાજા પ્રજાનાં નામ નીકળે તો સમજાય કે તે પ્રજાનું રૂપ, આચાર, વિચાર કેવાં હતાં. અવકાશ હોય તેણે વિચારવાના મુદ્દા ઘણા છે.

લિ. નર્મદાશંકરના આશીર્વાદ.

# સ્થાનિક સ્વરાજ્ય

આપણા દેશમાં સ્થાનિક સ્વરાજ્યની ભાવનાનાં બીજ કેવા પ્રકારનાં હતાં, અને બ્રિટિશ રાજ્યના સંબંધ પછી તેમાં કઈ દિશાએ વિકાસ થવાની જરૂર છે તે સંબંધમાં યથામતિ પ્રકાશ પાડવા આ લઘુ લેખનો આરંભ છે.

પ્રાચીન હિંદુસ્થાનમાં ગ્રામ સંસ્થાનો ઉદય આર્યોના વિજય પછી થયો હતો અને તે સંસ્થાનું જીવનબળ એટલું બધું છે કે, સર ચાર્લ્સ મેટકાફના શબ્દોમાં કહીએ તો હિંદુસ્તાનની પ્રાચીન સઘળી સ્થિતિઓ બદલાઈ ગઈ છે તો પણ ગ્રામસંસ્થા અવિચ્છિન્નપણે ચાલી જાય છે. ઘણી રાજ્યક્રાંતિઓ થઈ, હિંદુ રાજ્યનો નાશ થયો, પઠાણ રાજ્ય સ્થપાયું, તે રાજ્ય ગયું, મોગલ રાજ્યની સ્થાપના થઈ, તે રાજ્ય વિલય પામ્યું અને મરાઠાની સત્તા જામી, તેનો અભિભવ થયો અને બ્રિટિશ રાજ્યની છત્રછાયા નીચે સમગ્ર દેશ હાલ છે અને પોતાનો ઉદયક્રમ સિદ્ધ કરતો જાય છે. આ સર્વ પરિવર્તનો અથવા ફેરફારોમાં ગ્રામસંસ્થામાં બળવાન ફેર થયો નથી.

સંકટના સમયમાં ગામલોક એકત્ર થાય છે, રાજ્યક્રાંતિના અથવા બળવાના સંજોગોમા ગામના લોકોએ પોતાનાં ઢોરને વાડામાં પૂરી શત્રુને શાંતિથી પસાર થઈ જવા દીધાના દાખલા છે. પ્રસંગે ગામ ઉપર શત્રુનો અથવા લૂંટારાનો દરોડો પડે તો પાસેનાં ગામોમાં લોક જતા રહે છે અને દાવાદળ વિખરી ગયા પછી પુનઃ પોતાના ગામતળમાં

* આ લેખ 'વસંત'ના મહા-ફાગણ-ચૈત્ર સંવત ૧૯૬૮ના અંકમાં પ્રસિદ્ધ થયો હતો.

મધમાખીઓની પેઠે આવી વસે છે શાંતિનો સમય આવે ત્યારે તેના તે જ ગામતળમા તેના તે જ ગભાણ ઉપર મૂળ પુરુષના વંશજો આવી વસે છે, તેની તે જ જમીન પારકા કબજામા ગઈ હોય તો મોમાગ્યા પૈસા આપી પાછી મેળવે છે, અથવા શાહુકારના દાસ થઈ તે જ જમીન ખેડે છે દુકાળના પ્રસગો વીત્યા પછી રવડતા રહેના માણસો પુન તે જ ગામે આવી વસે છે, ત્યા જ પોતાના સુખદુ ખના દહાડા વીતાવે છે આ સ્થાનિક પ્રીતિ અને યૂથમા રહેવાનો સ્વભાવ હિંદુસ્તાનની વિશાળ ભૂમિને ઉત્તમ સાહસ વડે ખેડાતા વેપરધધાથી ધનવાન બનાવી શક્યો નથી, તો પણ શાંતિથી પ્રાપ્ત કરેલી ઓછી સપત્તિએ તે ભૂમિના વસનારાને સુખનુ ભાન કરાવી શક્યો છે

દરેક ગામ નાના મોટા પ્રમાણમા સપૂર્ણ રાજ્ય હોય એમ પોતાનો વ્યવહાર ચલાવે છે પોતાની સઘળી જરુરિયાતો પૂરી પાડે તેવા ધધાધારીને તે સસ્થામા સ્થાન હોય છે કઈ નહિ તો એક સુથાર, એક લુહાર, એક કુભાર, એક ચમાર, અથવા મોચી, એક શા_કાર, એક પુરોહિત, એક ધાયજો, એક પગી, એ પ્રમાણે ઉપયોગી કુટુબો ગ્રામસસ્થામા હોય છે અને પરસ્પરને મદદ કરી નિભાવે છે કે તેઓને તે ગામમાં જ રહેવાનો મોહ થાય સામાન્ય તકરારો, ટટાફિસાદ, ગૃહસસારના કજિયા બને ત્યા સુધી ગામ બહાર નિકાલ થવા માટે જતા નથી રૈયતવારી ગામોમાં જ્યા વ્યક્તિનુ પ્રધાનપણુ છે ત્યા પણ મુખીની પ્રતિષ્ઠા હોય તો તકરાર બહાર જવા પામતી નથી જ્યાં ગામનુ બધારણ મજિયારુ—એટલે ભાગીદારી, નરવાદારી, તાલુકદારી જેવુ હોય છે ત્યા ગામના માલિક મતાદાર અથવા લબરદારના કુટુબોની પચાયતથી આવી તકરારોનો નિવેડો આવે છે હાલના જમાનામા ગામ લોકોની આતર વ્યવસ્થા શિથિલ થઈ છે અને નવા કેળવાયેલા ખેડૂતના છોકરાઓ આ પરાપૂર્વનાં રૂઢ બધનો ઈષ્ટ ગણતા નથી, તો પણ ગ્રામસસ્થાનુ મૂળ સ્વરૂપ હજુ

ઓળખી શકાય તેવું રહ્યું છે.

આ પ્રમાણે જો કે હિંદુસ્તાનમાં ઘણા પ્રાચીનકાળથી ગ્રામ સંસ્થામા સ્થાનિક સ્વરાજ્યનાં બીજ રહેલા છે, તો પણ યુરોપની પેઠે પ્રતિનિધિ દ્વારા સ્થાનિક વહીવટ ચલાવવાની સસ્થા હિંદુ અથવા મુસલમાની રાજ્યમાં વિકાસ પામી શકી નથી. પ્રાચીન હિંદુસ્તાનના રાજ્યતંત્રની મર્યાદામા પૌર (Urban) અને જાનપદ (Rural) વિભાગો પડતા હતા અને તે વિભાગોની રક્ષણપદ્ધતિ કંઇક જુદા પ્રકારની હતી. કરનો બોજો જનપદ ઉપર પડતો હતો, અને નગરવાસીઓ (પૌર અથવા નાગરિક) કર વિનાના રહેતા હતા. જનપદનાં ગામોની સુધરાઈનો આધાર માત્ર ગ્રામસંસ્થા ઉપર જ રહેતો અને ગામની વજેમાંથી અથવા ખળામાંથી દાણા અથવા અનાજ આપી ભંગીઓ પાસે કામ લેવામાં આવતું. આ પ્રચાર હાલ પણ ઘણાં ગામોમાં ચાલુ જ છે.

નગરમા અથવા મોટા કસ્બામા શહેર સુધરાઈના ખાસ નિયમો હતા એમ કૌટિલ્ય અર્થશાસ્ત્ર સાક્ષી પૂરે છે. રસ્તામા કચરો વગેરે નાખવાનો પ્રતિબંધ હતો, તળાવ, કૂવા વગેરેના પાણીને બગાડનારને, નગરના મુખ્ય સ્થાનોમા અપકારક કૃત્ય કરનારને દંડની શિક્ષા થતી. મડદા બાળવા સારુ સ્મશાનની જગ્યાઓ નિર્માણ થયેલી હતી અને તે સ્થાન વિના બીજી જગ્યાએ મડદા દાટનાર અથવા બાળનારને સજા થતી. આ ઉપરાંત કસ્બાની અથવા નગરની વ્યવસ્થા રાખવા અધ્યક્ષોની યોજના રાખવામા આવતી ચાણક્ય અથવા કૌટિલ્યના અર્થશાસ્ત્રનું અવલોકન કરતા સ્પષ્ટ જણાય છે કે મગધરાજ્યમા નગરની વ્યવસ્થા ઊંચા પ્રકારની હતી

મેગેસ્થેનીસ લખે છે કે નગરવ્યવસ્થા ૭ પંચાયતથી કરવામા આવતી હતી એક પંચાયત નગરમા ચાલતા ધંધા અને ઉદ્યોગ ઉપર દેખરેખ રાખતી. બીજી પંચાયત પ્રવાસીઓ અને પરદેશીઓના રક્ષણ

અને સવડ ઉપર દેખરેખ રાખતી પ્રવાસીઓને ઉતારા અપાતા, અને પરદેશીઓની હિલચાલની નોધ બારીકાઈથી લેવાતી એક રાજ્યમાથી પરરાજ્યની સત્તામા તેમને વળાવા આપી મોકલવામા આવતા અને દૈવસ જોગે તેઓ ગુજરી જાય તો પ્રવાસીના સગાની શોધ કરી તેમની મિલ્કત તેમને સ્વાધીન કરવામા આવતી માદા પ્રવાસીની સારવાર કરવામા આવતી અને મરણ પછી તેમના શબની રીતસર વ્યવસ્થા થતી ત્રીજી પચાયત જન્મમરણની નોધ રાખતી અને મરણના કારણો પણ નોધાતાં હતા ચોથો વર્ગ વેપાર ઉપર દેખરેખ રાખતો હતો તે પચાયતના મેબરો કાટના તથા માપના ખગપણા બાબત ચોકસી રાખતા પાચમો વર્ગ સ્થાનિક કારીગરીની ચીજો જાહેર લીલામથી વેચાય તે બાબત દેખરેખ રાખતો હતો જૂની અને નવી ચીજો ભેગી કરી વેચનારને દડ થતો છઠો વર્ગ વેચાણ કિંમતનો દશાશ રાજ્યની તિજોરી સારુ વસૂલ લેતો હતો

ઉપરનો અહેવાલ મગધ રાજ્યાધિપતિ ચદ્રગુપ્તના સમયનો મેગેસ્થેનીસની નજર આગળનો છે અને તેથી ચાણક્યના ગ્રથમા જે રાજ્યપદ્ધતિનુ વર્ણન છે તે વસ્તુત અમલમા મૂકાયનુ માનવાને આપણને સબળ કારણ મળે છે

મગધરાજ્યના મહારાજા અશોકના સમય પછી એક છત્ર નીચે લગભગ સઘળુ હિદુસ્થાન મુગલ રાજ્યના સમયમા આવ્યુ હતુ તે રાજ્યના પ્રતાપી શહેનશાહ અકબરના સમયમા નગર અથવા મ્સ્માર્દુ અધ્યક્ષપણુ કોટવાળ નામના અમલદારમા સ્થપાયેલુ હતુ તે અમલદાર પોલીસ માજીસ્ટ્રેટ તથા મુલકી અધિકારી પણ હતો અને સ્થાનિક મ્યુનિસિપલ સત્તા પણ તેના હાથમા હતી બ્રિટિશ રાજ્યમા પણ મુલકી અને ફોજદારી હકૂમત જ્યા છૂટી પડી નથી તેવા પ્રાતમા અને જ્યા મ્યુનિસિપલ કમિટીનો કારભાર જિલ્લાના અધ્યક્ષમા રહ્યો છે ત્યા મોગલ બાદશાહી જેવી સત્તા એક જ અમલદાર જેને કલેક્ટર કહે છે તેમાં સમાયેલી રહેલી છે માન કોટવાલ નગરનો અધિપતિ

હતો, ત્યારે કલેક્ટર એક જિલ્લાનો સમ્રાટ જેવો અમલદાર છે. કોટવાળની સત્તા જેવી અસાધારણ હતી તેવી તેની જવાબદારી પણ ભારે હતી

"આઈન–ઈ–અકબરી"મા છે કે

'આ હોદ્દાને ધારણ કરનાર ઘણા અનુભવી, પ્રતાપી, ચાલાક, પુખ્ત વિચાર કરનાર, ધીર, હિંમતવાન અને દયાળુ હોવો જોઈએ તેની ચાલાક દેખરેખ અને રાત્રિના ફરવા વડે નગરવાસીઓ નિર્ભય રહેવા જોઈએ અને હરામખોર મૂએલા જેવા રહેવા જોઈએ તેણે ઘર અથવા મકાનોનુ રજિસ્ટર તથા મુખ્ય રસ્તાનુ લીસ્ટ રાખવાનુ જોઈએ અને નગરવાસીઓ સુખ દુખમા પરસ્પર ભાગી થાય તેવી રીતે તેમને વિશ્વાસમા લેવા જોઈએ નગરના વિભાગ અથવા વૉર્ડ પાડી તે ઉપર એક અધ્યક્ષની નીચે તે લત્તાના જનાર આવનારની હિલચાલ સબધમા તેણે રોજીંદો રિપોર્ટ માગવો અને અજાણ્યા અથવા ખૂણે પડી રહેલા કોઈ ચાલાક માણસને ગૂઢ પુરુષ (Detective) તરીકે તેણે રાખવો જોઈએ અને તેણે આપેલી બાતમીઓના સાચાખોટાપણા બાબત તેણે ચોકશી કરવી જોઈએ તેણે ધર્માદી સરાઈ અથવા પાથશાળામા બહારના પ્રવાસીઓને ઉતારવા ગોઠવણ કરવી અને તેમની હિલચાલની જુદા જુદા વેશધારી ગૂઢ પુરુષ મારફત નોંધ લેવી જોઈએ જુદા જુદા વર્ગના માણસોના ઊપજ–ખરચ તેણે ધ્યાનમા લેવા અને સભ્ય રીતભાત વડે પોતાનો કારભાર ચાલાકીથી તેણે દીપાવવો જોઈએ ધધાધારીઓનુ પચ કરાવી તે પચના આગેવાનને તેણે મુકરર કરવો અને એક દલાલ રાખવો આ લોકોની મદદથી તેણે ક્રયવિક્રયના ધધાને વ્યવસ્થામા મૂકવો તેણે આ આગેવાનો અને દલાલો પાસેથી ધધા સબધી રિપોર્ટ માગવા જોઈએ સરિયામ રસ્તાની સ્થિતિ તેણે જોવી જોઈએ, પેસવાના માર્ગ આગળ દરવાજાની વ્યવસ્થા રખાવવી જોઈએ અને

ગદકી થતી અટકાવવી જોઈએ પહેરી રાત પછી લોકોને નગર બહાર જવા આવવાનુ તેણે અટકાવવુ જોઈએ આળસુ માણસોને ધધે લગાડવા જોઈએ જૂના વેરના કારણો નાબૂદ કરવા જોઈએ અને સાપરાધ ઘરપ્રવેશ તેણે અટકાવવો જોઈએ તેણે લોકોને પગી આપવા જોઈએ અથવા ચોરાયના માલનુ ઠેકાણુ પાડવુ જોઈએ પ્રસગે નુકસાની પણ ભરી આપવી જોઈએ હથિયાર, હાથી, ઘોડા, ઊંટ બળદ, વેઠા, તથા વેપારના માલ વિના બીજા પદાર્થ ઉપર જકાત લેવાય તેનુ ધોરણ રાખવુ જોઈએ દરેક જમાનામા હલકી જાતનુ ધોરણ દાખલ કરવુ જોઈએ જૂના સિક્કા અથવા નાણાને પાછા મેળવી તિજોરીમા મોકલી તેને ગળાવી નખાવવા જોઈએ

રાજ્યમા ચાલતા ચલણી સોના રૂપાના નાણામા ઘસારો બનતા સુધી ન થાય તેવી દેખરેખ રાખવી, અને ઘસારાની ખોટ પૂરી કરી લેવી જોઈએ ભાવની ચઢ-ઉતર ઉપર દેખરેખ રાખવી અને નગર બહાર વેચાણ થતુ અટકાવવુ જોઈએ શ્રીમાન માણસોએ પોતાના ઉપયોગ કરવા બદલે ચીજો બહાર લઈ જવી નહિ શેર અને ગજ વગેરે વજન અને માપની તપાસ રાખવી દારૂનુ વેચાણ બધ કરવુ અને દારૂ ગાળવાનો ધધો અટકાવવો પણ કોઈના વરની એબ ઉઘાડી નહિ

બીનવારસી ગુજરી જનારની મિલ્કતની યાદી કરવી અને પોતાને કબજે લેવી સ્ત્રી પુરુષો માટે ઈનાયદા નાવ રાખવાં સાર્વજનિક અથવા હેનાન ઉપર આબરૂદાર માણસને અમલદાર તરીકે મૂકવા અને સ્ત્રીઓને ઘોડે બેસવા દેવી નહિ બળદ, ભેંસ, ઘોડો અથવા ઊંટને હલાલ કરવા દેવા નહિ અને ગુલામની જાતની સ્વતત્રતા ઉપર તરાપ મારવા દેવી નહિ તેમ ગુલામને વેચવા દેવા નહિ કોઈ પણ સ્ત્રીને તેની મરજી વિરુદ્ધ સતી થવા દેવી નહિ અને જેને દેહાન્ત શિક્ષા થવાની છે તેને કેદમા રાખવો નહિ ધર્માન્ધ સાધુઓ અને ફકીરોને કાઢી મૂકવા જોઈએ, અથવા તેમના પતિગને

તેણે અટકાવવું જોઈએ, પણ આમ કરવામાં સાચા સાધુ સંન્યાસીને અથવા ફરતા ફકીરોને હેરાનગતી ન થાય તેની સંભાળ રાખવી. કસાઈ તથા પારધીઓનો વાસ જુદાયદો રખાવવો જોઈએ, તેની રીતે ભંગી વગેરે હલકા ધંધા કરનારને જુદાયદો વાસ આપવો જોઈએ નગરની બહાર અને પશ્ચિમમાં સ્મશાનભૂમિ રખાવવી જોઈએ.'

બ્રિટિશ રાજ્યના સંબંધ પહેલાં આપણા દેશમાં સ્થાનિક રાજ્યના બીજ કેવા પ્રકારના હતા તેનું ઝાંખું રૂપ ઉપરના લખાણથી પ્રકટ થયું હશે તે સબંધ થયા પછી કેવા પ્રકારનો વિકાસ સ્થાનિક સ્વરાજ્યના રૂપમાં થયો છે તે સબંધી વિચાર કરતાં પહેલાં બ્રિટિશ સ્થાનિક સ્વરાજ્યના ચિત્રની બાલરેખા કેવા પ્રકારની છે તે જાણવાની અગત્ય રહે છે

દરેક સુધરેલા દેશમાં રાજ્યસંસ્થામાં બે રૂપ હોય છે – (૧) કેન્દ્ર સત્તા (Central) અને (૨) સ્થાનિક સત્તા (Local). સમગ્ર દેશ ઉપર નિયંતૃત્વ એક સત્તામાં જામી રહેલું હોય તો જ દેશનું રાજ્યબંધારણ ટકી શકે છે પછી તે કાં તો એક રાજામાં સ્થપાયું હોય, કે પ્રજાના પ્રતિનિધિઓમાં સ્થપાયું હોય, અથવા પ્રતિનિધિઓની સંસ્થા સાથે જોડાયેલી મર્યાદિત નૃપસત્તામાં સમાયેલું હોય. ગમે તો રાજારૂપ વ્યક્તિ (Individual)માં અથવા તો પ્રતિનિધિના સમૂહમાં (Body)માં નિયન્તૃત્વ હોય તો પણ તે નિયન્તાના બળ ઉપર જ રાજ્યસત્તા ટકી રહેલી હોય છે. સુધરેલા દેશોની રાજ્યસંસ્થાના રૂપ ભિન્ન ભિન્ન હોય તો પણ તે રૂપ બે પ્રકારથી ઘડાયેલાં હોય છે. કાં તો સ્થાનિક રાજ્યનું બંધારણ કેન્દ્રસત્તાથી રચાયેલું અને તેના તાબાનું હોય, અથવા કેન્દ્રસત્તા પોતે જ સ્થાનિક સ્વરાજ્યના વિકાસનું પરિણામ હોય. જો કે અમુક દેશની રાજ્યસંસ્થા કયા વર્ગમાં પડે છે તે કહેવું મુશ્કેલ છે, તો પણ ગમે તે દેશના રાજ્ય-બંધારણનું સ્વરૂપ આપણને ભાન કરાવી શકે છે કે આ રાજ્યતંત્ર કેન્દ્ર સત્તાથી રચાયેલા સ્થાનિક રાજ્યબંધારણવાળું છે કે સ્થાનિક

સ્વરાજ્યના વિકાસરૂપ કેન્દ્ર સત્તાવાળું છે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ, ઓસ્ટ્રેલિયન કોલોની વગેરેમાં જે સ્થાનિક સ્વરાજ્યનું બંધારણ છે તે કેન્દ્ર સત્તાથી સ્થપાયેલું છે, પણ સ્વતઃસિદ્ધ નથી. આથી ઊલટું ઇંગ્લંડ, નોર્વે વગેરે દેશોમાં સ્થાનિક સ્વરાજ્યનું બંધારણ સ્વતઃસિદ્ધ છે, અને કેન્દ્રસત્તા (Limited monarchy) તેના પરિણામરૂપ બનેલી છે આ બે પ્રકારના રાજ્યબંધારણના પોલિટિકલ પરિણામો જુદા પ્રકારના થાય છે જ્યાં સ્થાનિક રાજ્યબંધારણ કેન્દ્ર સત્તાથી રચાયેલું અને તેના દબાણ નીચે હોય ત્યાં વહીવટ અથવા કારભાર ઘણો ચાલાકીથી ચાલે છે, પરંતુ લોકોની સ્થાનિક કારભાર કરવાની શક્તિ મંદ હોય છે ઘણા સમય સુધી તે શક્તિ ઉદ્ભવને પામતી નથી, ઉદ્ભવ થયા પછી અસાધારણ આવેશમાં આવી જાય છે અને પરિણામે અસ્થિરતા અને અપ્રમાણિકપણું રાજ્યસત્તામાં ઉદય થાય છે પરંતુ જ્યાં સ્થાનિક સ્વરાજ્ય સ્વતઃસિદ્ધ હોઈ તેના પરિણામમાં કેન્દ્રસત્તા જામેલી હોય છે ત્યાં સુધારા મંદવેગથી થાય છે અને વહીવટમાં સ્ખલનો વારંવાર થાય છે, તો પણ લોકોની કાર્યદક્ષતા અને પ્રમાણિકતા ઊંચા પ્રકારની હોય છે અને સુધારો મંદવેગથી દાખલ થયો હોય તો પણ સ્થિર જામેલો રહે છે ઇંગ્લંડનું રાજ્યબંધારણ આ બીજા પ્રકારનો ઉત્તમ નમૂનો છે પાર્લમેન્ટની કેન્દ્ર સત્તા જામી તે પહેલાં સ્થાનિક સ્વરાજ્યના પાયા તે દેશમાં ઘણા જૂના વખતથી નખાયા હતા કેન્દ્રસત્તાનો વહીવટ ખરી રીતે બારમા સૈકાથી આરંભ પામ્યો છે અને તે ફ્રેન્ચ અમલદારોથી સ્થપાયો એમ કહેવામાં બાધ નથી, પરંતુ સ્થાનિક વહીવટ તેના કરતાં પાંચસો વર્ષ જૂનો છે અને ખાસ કરીને ટ્યુટન લોકોના વસવાટ થયા પછીના તેમના આચારના પરિણામમાં ઉત્પન્ન થયેલો છે. સ્વરૂપમાં જોઈએ તો Treasury, Kings Bench અને Parliamentની સંસ્થાઓ લગભગ પ્લેન્ટાજીનેટ રાજવંશથી શરૂ થાય છે પરંતુ Township અથવા Parish, Shire અથવા



દી. બ. નર્મદાશંકર મહેતા

૨૩-૮-૧૮૭૧ અવસાન ૨૦-૩-૧૯૩૯

County વગેરે સ્થાનિક સમ્થાઓ આલ્ફ્રેડ પહેલાની કહીએ તો ચાલે અને આ ગ્રામ–સંસ્થા અથવા નગર–સંસ્થાઓની જમાવટથી ઈંગ્લંડ એકપ્રજાત્વની ભાવનાવાળુ બન્યુ છે. આથી જ્યારે કેન્દ્ર સત્તા ઉદય ને પામી ત્યારે સ્થાનિક સત્તા સ્વત સિદ્ધ હતી અને તેની અવગણના કરવાનો તેને અવકાશ જ ન હતો આરોગ્યરક્ષણ સારુ નવા ડિસ્ટ્રિક્ટ રચવા પડે અથવા ચૂટણી સારુ વિભાગવ્યવસ્થા કરવી પડે તો પણ પાર્લામેન્ટ જૂના વિભાગોને લક્ષમા લઈ રચનાનુ યોગ્ય ગણતી અને ગણે છે ા તો જૂના વિભાગને નવુ નામ આપે છે, અથવા નવા વિભાગને જૂનુ નામ આપે છે આ પદ્ધતિ ઇંગ્લિશ પ્રજાની પુરાણી સંસ્થાની પ્રીતિ (Conservatism)નુ ઉત્તમ દૃષ્ટાન્ત છ

જેમ પ્રાચીન હિંદુસ્તાનમા ગ્રામ, દશગ્રામ, શતગ્રામ વગેરે રાજ્યવહીવટ સારુ જનપદની વિભાગ વ્યવસ્થા હતી તેમ ઇંગ્લિશ સ્થાનિક રાજ્યની મૂળ વિભાગવ્યવસ્થા Township, Hundred અને Shireનુ હાલનુ નામ ખ્રિસ્તી ધર્મના સબધ દ્વારા Parish પડ્યુ છે અને Shireનુ નામ નૉર્મન લોકોના સબધથી County પડ્યુ છે Hundred (શત) વિભાગનુ નામ માત્ર રહ્યુ છે, પણ જૂની સંસ્થા લોપ પામી ગઈ છે અને તેને સ્થાને બીજી ઘણી સંસ્થાઓ જન્મ પામી છે Hundred (શત)ની સંસ્થા ઘણી જૂની ગણાય છે અને ફ્રેન્ક (Frankish) રાજાઓએ છઠ્ઠા સૈકામા અને એડગર (Edgar) દસમા સૈકામા તેનો પુનરુદ્ધાર કર્યો કહેવામા આવે છે ઇતિહાસ દ્વારા એટલુ જણાય છે કે Hundred ની સંસ્થા પોલીસ ડિસ્ટ્રિક્ટનુ કામ કરતી તેમની મર્યાદામા ચોરી અથવા બીજા ગુનાહ કરનાર માલૂમ પડે નો તેમા વસનારની સામુદાયિક જવાબદારી ગણાતી અને આથી આ સંસ્થા વિલેજ પોલીસ અથવા ગામની પોલીસની જૂની સંસ્થા ઉપર હાલ આપણે ત્યાની ડિસ્ટ્રિક્ટ પોલીસ અકુશ રાખે છે તેમ રાખતી હતી અને તેથી Hundred

નો આગેવાન જેને Hundred-man કહેતા તે ડિસ્ટ્રિકટ પોલીસનો વડો ઉપરી ગણાતો હતો. આ Hundred-man માંથી High Constableની જગ્યા ઉત્પન્ન થઈ હતી.

ઉપરના ત્રણ સ્થાનિક રાજ્ય વ્યવસ્થા વિભાગ ઉપરાંત Borough ની સંસ્થા જૂના વખતથી ઈંગ્લંડમાં પ્રગટ થઈ હતી. Town (Tun = ગ્રામ)ના કરતાં Borough (Burh = કસ્બો) મોટી વસ્તીવાળો અને કિલ્લાવાળો ભાગ ગણાતો. Tudor રાજ્ય પછી Town જે પ્રથમ ગ્રામવાચક શબ્દ હતો તે બદલાયો અને Borough ના સમાન અર્થમાં વપરાવા લાગ્યો.

બ્રિટિશ સ્થાનિક રાજ્યના આંતર વિભાગોની ગોઠવણી નીચે મુજબ થઈ શકે છે:—

- વર્ગ (અ) – Township અથવા Parish
  - (૧) Urban Parish
  - (૨) Rural Parish
- વર્ગ (બ) – Hundred
  - (૧) Hundred
  - (૨) Petty Sessional *Division*
  - (૩) County Court District
  - (૪) Poor Law Union
  - (૫) Sanitary District
  - (૬) Highway District
- વર્ગ (ક) – County
  - (૧) Parliamentary County
  - (૨) Military and Judicial County
  - (૩) Administrative County
  - (૪) Joint] Committee

વર્ગ (૬) – Borough

(૧) Parliamentary Borough

(૨) Municipal Borough.

આ વિભાગોની આંતર વ્યવસ્થા કેવા પ્રકારની છે તેનું વર્ણન કરવામાં વધારે વિસ્તાર થવાનો સંભવ રહે છે. પણ ઉપરના ટેબલ ઉપરથી એટલું સમજાશે કે નાના Parish થી Parliament ની છેવટ મર્યાદા સુધી સ્થાનિક રાજ્યતંત્રનું ધોરણ ચાલ્યું આવે છે અને કેન્દ્ર સત્તા ઉપર સ્થાનિક સત્તા ઊંડી અસર કરે એવી રાજ્યતંત્રના સૂત્રની રચના છે. પણ અત્ર સ્વાભાવિક પ્રશ્ન થશે કે આવા સ્થાનિક રાજ્યતંત્રની વિભાગવ્યવસ્થા આપણા હિંદુસ્તાનમાં પણ છે તો શા કારણથી કેન્દ્ર સત્તા ઉપર તેની અસર થતી નથી? તેનું ઉત્તર એટલું જ કે આપણે ત્યાં ગામ, તાલુકો, જિલ્લો, સેશન વિભાગ, સેનિટરી ડિસ્ટ્રિકટ, તાલુકા લોકલ બોર્ડ, ડિસ્ટ્રિકટ લોકલ બોર્ડ, મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટ વગેરે વિભાગવ્યવસ્થા લગભગ સમાન નામવાળી છે, પરંતુ તે નામ માત્ર છે અને બ્રિટિશ વિભાગમાં જેવી રીતે સ્વરાજ્યનું સૂત્ર પરોવાયેલું છે તેવું આપણા વિભાગમાં પરોવાયેલું નથી આપણા વિભાગોમાં કેન્દ્રસત્તા વડે સ્થાનીય રાજ્યવહીવટની રચના રચાય છે, અને તે પ્રમાણે કાર્યભાર ચાલે છે અર્થાત્ આપણા વિભાગોને આંતર જીવનબળ નથી પરંતુ બાહ્ય વેગથી તે જીવે છે

રાજ્યતંત્રના ચાલક સૂત્રો ચાર પ્રકારના હોય છે અને જ્યાં આ ચાર સૂત્રો સુવ્યવસ્થિત ગોઠવાયેલા હોય છે ત્યાં કાર્યપ્રવાહ બરાબર ચાલે છે. રાજ્યતંત્રનું પ્રથમ સૂત્ર કાયદાની રચનાનું છે, અથવા ચાણક્યની પરિભાષામાં કહીએ તો ધર્મસ્થાયમ્ એ પ્રથમ અગત્યનું છે પ્રજાના બાહ્ય આચારને નિયંત્રિત કરનાર સામાન્ય નિયમોની રચના રચાવી આને Legislative (ધર્મસ્થાયમ્) દિશા કહેવાયમાં આવે છે. આ કાયદા અથવા ધર્મ–આચારના નિયમો બંધાયા પછી તે નિયમોનો પ્રવાહ ચલાવનાર સત્તાધીશોને નીમી

તે પ્રમાણે કાર્યભાર ચલાવવો એ બીજુ સૂત્ર છે આને Administrative અથવા રાજ્યકારભાર ચલાવવાની દિશા કહે છે રાજ્યકાર ભાર સારુ નાણા કી રીતે ઉભા કરવા અને તેનો કેવી રીતે ઉપયોગ કરવો એ સબધી મુખ્ય કામના અતર્ભાવ આ શાખામા થાય છે આ શાખાના ચાલક નેતાઓમા કાર્ય કરવાની અસાધારણ બુદ્ધિ અને સત્તાનો ઉપયોગ કરવામા દક્ષતા અથવા વિવેક રહેલા હોય છે કાર્યભાગની દિશાનુ નિર્માણ થયા પછી તે નિયત વ્યવહારને અમલમા મૂકવાની સત્તાને રાજ્યતત્રની Educative કેળવનાર દિશા કહે છે આ શાખાના અધ્યક્ષોને કર્તવ્યમા સ્વાતત્ર્ય ઓછુ હોય છે અને નિર્માણ કરી આપેલી પદ્ધતિએ આ અમલદારોએ કામ કરવાનુ હોય છે અને શાસનોને અમલમા મૂકવાના હોય છે, રાજ્યતત્રનુ ચોથુ સૂત્ર ન્યાયનુ અર્થાત્ Judicial છે નિર્માણ થયેલા કાયદાઓ, તેના આધારે ચાલતો કાર્યભાર અને અમલદારોથી થતા કર્તવ્યો એ સર્વ અમુક પ્રસગે યોગ્ય રીતે લાગુ પાડવામા આવ્યા છે કે કેમ તેનો નિર્ણય વિચાર પદ્ધતિથી કરવાનુ કામ આ શાખાનુ છે આ ચાર પ્રકારના રાજ્યતત્રના સૂત્રો આપણા અર્થશાસ્ત્રમા પણ સ્વીકારાયા છે —

अनुशासद्धि धर्मेण व्यवहारेण सस्थया ।
न्यायेन च चतुर्थेन चतुरन्ता मही जयत् ॥

આ ચાર શાખાના રાજ્યસૂત્રો પૈકી કાયદા બાધવાનુ અને તે પ્રમાણે કાર્યપ્રણાલિકા ચલાવાનુ કામ પ્રજાના પ્રતિનિધિથી થાય તો જ તે રાજ્યતત્રમા સ્વરાજ્યની ભાવનાનો પ્રવેશ થયો સ્વીકારાય અને તેમ થાય ત્યારે જ અમલ કરનારના હુકમો અને ન્યાયાધીશના ન્યાય નિર્ણયો પ્રજાના સ્વમતને અનુસાર થયેલા ગણાય જ્યા પ્રથમના બે સૂત્રો પ્રજાના પ્રતિનિધિના હાથમા નથી ત્યા સ્થાનિક સ્વરાજ્ય ગણાય નહિ અને કેન્દ્ર સત્તાથી સ્થાનિક વહીવટ થતો હોય તો પણ તે સ્થાનિક રાજ્ય કહેવાય, પણ સ્થાનિક સ્વરાજ્ય નહિ.

બ્રિટિશ સ્થાનિક રાજ્યતત્ર (Local Government)

સ્વરાજ્યની વાસ્તવ ભાવનાવાળુ છે પ્રજાના પ્રતિનિધિત્વરૂપ અ શનો પ્રત્યેક શાખામા પ્રવેશ છે અને તેથી જે અમન થાય અથવા જે ન્યાય મળે તે અમુક વ્યક્તિને અણગમો ઉત્પન્ન કરનાર થાય તો પણ પ્રજા મતને વિરોધી ઘણે ભાગે હોઈ શકતો નથી વળી બ્રિટિશ સ્થાનિક રાજ્યતંત્ર કાયદાથી–સ્વધર્મથી–પ્રાપ્ત છે (Legal) પણ આપખુદીથી (Prerogative) પ્રાપ્ત થયેલુ નથી કોઈ પણ સ્થાનિક સસ્થા અથવા સ્થાનિક અમલદાર ચોક્કસ કાયદાના આધાર વિના પ્રવૃત્તિ કરી શકતા નથી તેવી સસ્થા અથવા અમલદાર જે કઈ પણ કામ કરે, જે ખાનગી શખ્સે કર્યું હોય તો ગેરકાયદે ગણાય, તો તે કામ બદલ તેણે કાયદાનો આધાર બતાવવો જોઈએ, નહિ તો ખાનગી શખ્સની પેઠે તે જવાબદાર થાય છે કાયદાના આધાર વિના કોઈ સ્થાનિક સસ્થા અથવા અમલદાર કામ કરે અને તે અપકૃત્ય હરતુ હોય તો તેને ખાનગી શખ્સની પેઠે ન્યાયની કોર્ટમા ઊભા રહેવુ પડે છે અને આરોપ સાબિત થાય તે તેને ખાતા તરફથી બરતરફ કરવામા આવે છે એટલુ જ નહિ પણ ન્યાયની કોર્ટથી શિક્ષા પણ થાય છે આ પદ્ધતિ સ્થાનિક રાજ્યતંત્રમા જ છે એમ નથી પણ બ્રિટિશ રાજ્યના કેન્દ્ર સત્તાના મુખ્ય અધિપતિને બાદ કરતા બાકીના સઘળાને પણ લાગુ પડે છે માત્ર છેવટની સત્તા King in Parliament ના કૃત્યો કાયદાના બધનથી મુક્ત છે, તે વિના સઘળા અમલદાર અથવા સત્તા ધારણ કરનાર મડળોના કામો ખાનગી શખ્સની પેઠે કાયદાના પ્રતિબધોને વશ છે ઉત્તમ હેતુથી કોઈના ઘરમા સેક્રેટરી ઓફ સ્ટેટ અમુક કાગળોની શોધ સારુ પ્રવેશ કરે અને તે પ્રમાણે પ્રવેશ કરવાનો કાયદાથી તેને અધિકાર પ્રાપ્ત ન હોય તો તે પ્રવેશ સાપરાધ પ્રવેશનુ રૂપ ધારણ કરે છે આ બ્રિટિશ રાજ્યતંત્રનો મહિમા છે પરરાજ્યમા અને યુરોપના કેટલાક સુધરેલાં રાજ્યોમા અમલદાર અને ખાનગી શખ્સ વચ્ચેની તકરારનો ચુકાદો ન્યાયમદિરે ન થતા વરિષ્ઠ કાર્યભારી અમલદારોથી થાય છે

આ ઉપરાત બ્રિટિશ સ્થાનિક રાજ્યતંત્રનુ ભેદક લક્ષણ તેની સ્વતંત્રતા છે અર્થાત્, પોતાની પ્રાપ્ત મર્યાદામા શુદ્ધ બુદ્ધિથી દરેક સ્થાનિક સસ્થા અથવા અમલદાર સ્વતંત્રતાથી કાર્ય કરી શકે છે કેન્દ્ર સત્તા અને તેના અધ્યક્ષો સ્થાનિક સત્તા અને તેના અધ્યક્ષો ઉપર જે અંકુશ રાખે છે તે દેખરેખ દ્વારા સહાયક તરીકે રાખે છે, પણ નિયંતા તરીકે નહિ જ્યા સુધી સ્થાનિક સસ્થા પોતાનુ કામ યોગ્ય રીતે ચલાવે અને કાયદાના બધનને વશ વર્તે ત્યા સુધી મ્યુનિસિપાલિટી થાય તો પણ કેન્દ્ર સત્તા તેમા આડે આવતી નથી એટલુ જ નહિ પણ અમુક ખનન વડે કોઈ શખ્સને નુકશાન થયુ હોય તો તેની અરજી ઉપરથી પણ સ્થાનિક સત્તા ઉપર હુકમ કરવાનો અથવા આડે આવવાનો કેન્દ્ર સત્તાને અધિકાર નથી આ આતર સ્વાતંત્ર્ય વડે બ્રિટિશ રાજ્યની સ્થાનિક સત્તાઓ પ્રજાભતના શુદ્ધ આદર્શરૂપ હોય છે અને કેન્દ્ર સત્તાથી અણુઘટતી દબાયેલી રહેતી નથી

આ ઉપરથી બ્રિટિશ સ્થાનિક રાજ્યતંત્રમા સ્વરાજ્યના મુખ્ય લક્ષણો સમાયેલા નીચે મુજબ જણાશે –

(૧) સ્થાનિક રાજ્યતંત્રના કાયદાઓ પ્રજાના પ્રતિનિધિઓ બાધે છે

(૨) સ્થાનિક રાજ્યતંત્રની કાર્યભાર કરનારી સસ્થાઓ અથવા અધ્યક્ષો પ્રજા તરફથી નિમાય છે

(૩) સ્થાનિક રાજ્યતંત્રના ઠરાવોનો અમલ કરનાર અધ્યક્ષોના કૃત્યો ખાનગી શખ્સની પેઠે કાયદાના બધનને વશ વર્તે છે અને અધ્યક્ષો ન્યાયાસન આગળ રજૂ થઈ શકે છે

(૪) સ્થાનિક રાજ્યતંત્ર આતર સ્વતંત્રતાવાળુ છે અને કેન્દ્ર સત્તાને તેના કૃત્યો શુદ્ધ બુદ્ધિથી અને કાયદા પ્રમાણે જ્યા સુધી થતા હોય ત્યા સુધી આડે આવવાનો હક નથી

બ્રિટિશ સ્થાનિક સ્વરાજ્યના ભેદક લક્ષણો જણાવ્યા પછી આપણા હિંદુસ્તાનમા બ્રિટિશ રાજ્યના સબધ પછી સ્થાનિક સ્વરા

જ્યનો કેવી રીતે વિમાસ થયો છે તે જણાવવાની અગત્ય છે સ્થાનિક સ્વરાજ્યની મુખ્ય સસ્થાઓના બ્રિટિશ રાજ્યમા નીચે મુજબ વિભાગો પડે છે –

(૧) નગર અથવા કસબા સબધી સસ્થા, જેને મ્યુનિસિપાનિટી કહે છે
(૨) ગામોના સમૂહ સબધી સસ્થા, જેને લોકલ બોર્ડ કહે છે
(૩) બદરવાળા નગરોને લગતી સસ્થા, જેને પોર્ટ ટ્રસ્ટ કહે છે
(૪) મોટા ગામોને લગતી સસ્થા, જેને સેનિટરી કમિટી અથવા મેનિટરી બોર્ડ કહે છે

મ્યુનિસિપાનિટીની સસ્થા આપણા દેશના ઇનાકાની રાજધાનીમા લગભગ બસો વર્ષ પહેના જન્મ પામી છે સને ૧૬૮૦મા ઇગ્લડના મહારાજા બીજા જેમ્મે ઇસ્ટ ઇન્ડિયા કપનીને મદ્રાસમા કોર્પોરેશન અને મેયરની કોર્ટ સ્થાપવાની સત્તા આપી હતી તે નગરના આરોગ્યનુ રક્ષણ કરવા ઘણી અગવડો ઉત્પન્ન થવાથી કપનીના પ્રખ્યાત ગવર્નર મર જોશુઆ ચાઈલ્ડે આ યોજના ઊભી કરી હતી આ નગરનુ સ્થાનિક રાજ્ય સુધરેલા અગ્રેજી ધોરણ ઉપર રચ્યુ હતુ અને તે સસ્થાના મેયર વિગેરેને નિશાળનુ મકાન બાધવા, શિક્ષણ આપવા, નગરને શણગારવા વગેરે કામ સારુ ટેકસ ઉઘરાવવાનો અને ખરચ કરવાનો અધિકાર આપ્યો હતો લડનના લૉર્ડ મેયર અને ઓલ્ડરમેનની પેઠે મદ્રાસના મેયરનો દમદબા ભરેલો વ્યવહાર ચાનતો તેમના આગળ બે ચાદીના છડીદાર ચાનતા આ સત્તા અને ભપકાથી મદ્રાસના લોકો અજાયા ન હતા અને તેઓ પ્રત્યક્ષ (Direct) કર આપવાને સામા થયા ટાઉનહોલ નિશાળો ડ્રેનેજ વગેરે સારુ નવા કોર્પોરેશનથી પ્રત્યક્ષ કર મારફત નાણા ઊભા થઈ શકયા નહિ, અને આખરે મેયરને રસ્તા સાફ કરવા સારુ ઓકટ્રોઈ અથવા જકાતના રૂપમા પરોક્ષ અથવા આડકતરી રીતે (indirect) કર લેવાની મજૂરી મેળવવી પડી હતી

અને ૧૭૨૬મા મદ્રાસ, મુબઈ તથા કલકત્તા નગરોમા મેયરની કોર્ટ સ્થપાઈ હતી અને મદ્રાસના ચાનુ યોગ્ય પ્રમાણે તેને કામ કરાતુ હતુ આ કોર્ટને માત્ર ન્યાયનિર્ણય કરવાનો હતો પણ કારભારની સત્તા તેમના હાથમાથી લઈ લેવામા આવી હતી

સને ૧૭૯૩ મા મ્યુનિસિપલ કારભાર અથવા વહીવટનુ મોય દેસર બધારણ થયુ આ ચાર્ટર એક્ટ વડે ઈનામના નગરમા કપનીના નોકરોમાથી અને બ્રિટિશ પ્રજામાથી "જસ્ટિસ ઓફ ધ પીસ" ની નિમણૂક કરવામા આવી હતી આ જસ્ટિસોને ન્યાયના મામ ઉપરાત શહેરસુધરાઈ સ્નાન–રિપેર સારુ ઘર અથવા સ્થાવર મિલકત ઉપર કર નાખી નાણા ઊભાં કરવાની સત્તા આપવામા આવી હતી સને ૧૮૪૦ થી ૧૮૫૩ સુધીમા મ્યુનિસિપલ બંધારણમા ચૂંટણીનો અંશ દાખલ કરવામા આવ્યો હતો પણ સને ૧૮૫૬ મા તે અંશ કાઢી નાખવામા આવ્યો અને ત્રણ સરકારથી નિમાયેલા નોકરો વડે મ્યુનિસિપલ કારભાર ચલાવવાનુ ઠરાવવામા આવ્યુ કેન્દ્ર સત્તા ત્યાર પછી બ્રિટિશ મહારાજામા સક્રાન્ત થઈ અને સને ૧૮૬૧ ના કાઉન્સિલ્સ એક્ટ થયા પછી પ્રત્યેક ઈનામમા મ્યુનિસિપલ બધારણ સ્થાનિક કાયદા પ્રમાણે થવા લાગ્યુ અને ત્રણ ઈનામની રાજધાનીમા ત્રણ સ્થાનિક કાયદા થયા

ઈનામની રાજધાની બહાર મ્યુનિસિપાલિટીનુ બધારણુ જિ નાના નગરોમા સને ૧૮૪૨ પહેલા ન હતુ આ સાલમા બગાળાને લગતો કાયદો થયો અને તેનો ઉદ્દેશ સાર્વજનિક પ્રવાસના સ્થાનોના રહેવાસીઓવડે લોકમુખાકારી અને સગવડ જળવાય તેટના સારુ નાણા ઊભા કરી વ્યવસ્થા કરવાનો હતો આ પ્રયત્નો તે સમયના લોકમતથી આગળ ધપેલો હતો અને તેથી તે નિષ્ફળ નીવડ્યો એક જ કસબામા તે દાખલ થવા પામ્યો હતો લોકોએ કર ભરવા ના પાડી એટલુ જ નહિ પણ કલેક્ટરે જ્યારે વસૂલ લેવા તજવીજ કરી ત્યારે તેના ઉપર સાપરાધ પ્રવેશની લોકોએ ફરિયાદ માડી ત્યાર પછી સને ૧૮૫૦

મા સધળા બ્રિટિશ હિદુસ્તાનને લાગુ પડે તેવો કાયદો રચાયો હતો તે પણ નિષ્ફળ નિવડ્યો, જો કે તેમા પ્રત્યક્ષ કરને બદલે અપ્રત્યક્ષ અથવા આડકતરી રીતે કર લેવાનુ ધોરણ દાખલ કરવામા આવ્યુ હતુ ઘણે ભાગે તે વાયવ્ય પ્રાતમા દાખલ કરવામા આવ્યો હતો મદ્રાસ અને બગાળના પ્રાતોમા તે બિનકર દાખલ થઈ શક્યો નહિ માત્ર મુબઈ ઈલાકામા તે એક્ટનો પ્રસાર સારી રીતે થયો હતો અને તેનુ કારણ એ હતુ કે તેમા દાખલ કરેલુ ક્રમનુ ધોરણ મરાઠા રાજ્યમા દાખલ થયેલા સાયરવેરા જેવુ હતુ સને ૧૮૫૧ મા મુબઈ તથા મદ્રાસને સ્થાનિક કાયદા રચવાની સત્તા મળી અને ત્યાર પછી મ્યુનિસિપાલિટીનુ બધારણ જિલ્લામા સ્થાનિક ઈલાકાના કાયદા પ્રમાણે થવા લાગ્યુ ત્યાર પછી આપણા ઈલાકામા સને ૧૮૫૦ નો એકટ ઘણો ચાલુ રહ્યો અને સને ૧૮૭૦ મા લોર્ડ મેયોના રાજ્ય સમયમા પ્રજાના વહીવટને આગળ પડતુ સ્થાન આપવા ઠરાવ થયો તે નામદારે જણાવ્યુ કે સ્થાનિક ઉત્સાહ દેખરેખ અને માહિતી વડે, આરોગ્ય, દવાખાના ધર્માદા અને સ્થાનિક ઉપયોગમા બાધકામોને લગતો વહીવટ સારો ચાલે છે અને આ વહીવટ કરવાની કેળવણી વડે સ્થાનિક સ્વરાજ્યની ભાવના લોકોમા ખીલવવા સભવ છે, મ્યુનિસિપલ સસ્થા બળવાન થાય છે અને દેશી અને યુરોપિયનોને એકત્ર થઈ કાર્યભાર કરવાના પ્રસગ આવે છે આ ઉદ્દેશને અનુસાર ઈલાકાના કાયદા રચાયા અને આપણા ઈલાકામા સને ૧૮૭૩ નો છઠ્ઠો કાયદો પસાર થયો આ કાયદા વડે મ્યુનિસિપાલિટીની ઉપયોગિતા વધી અને ચૂટણીના ધોરણને સ્થાન મળ્યુ પરતુ ઘણી જગ્યાએ ચૂટણીનુ ધોરણ દાખલ કરી શકાયુ ન હતુ સને ૧૮૮૨ મા નામદાર લોર્ડ રિપનના રાજ્ય વહીવટમા સ્થાનિક સ્વરાજ્યનો સાચો પાયો સ્થપાયો

આ દૂરદર્શી રાજ્યકર્તાને જણાયુ કે સ્થાનિક કારભારમા વધારે ઉમગથી કામ કરવાની પ્રજાના પ્રતિનિધિઓને ટેવ પડવાથી તેઓ

રાજ્યકારભારની કેળવણીના કિરણો સર્વત્ર પ્રસારી શકાશે સને ૧૮૮૪ના એક્ટ એ વડે આપણા ઈનાકામા ચૂટણીનુ ધોરણ સારી રીતે પ્રવેશ પામ્યુ અને ઘણા નગરોમા અધ્યક્ષ પ્રેસિડેન્ટ તરીકે ખાનગી ગૃહસ્થને પસદ કરવાનો લાભ અપાયો અને મ્યુનિસિપાલિટીની કારભાર કરવાની સત્તા અને જવાબદારી વધવા લાગી પોલિસને લગતા ખરચનો બોજો મ્યુનિસિપાલિટી ઉપરથી ઘણે ભાગે ઉઠાવી લેવામા આવ્યો, અને ઈનાકાની મહેસૂલનો કેટલોક ભાગ મ્યુનિસિપાલિટીને હસ્તગત કરવામા આવ્યો ત્યાર પછી કાયદામા ઘણા સુધારા થયા છેવટે આપણા ઈનાકાની જિલ્લાની મ્યુનિસિપાલિટીનુ બધારણ સને ૧૯૦૧ ના એક્ટ ત્રણ મુજબ રચાયેલુ છે અને ત્યારપછી મ્યુનિસિપલ વહીવટમા આતર અકુશ કેન્દ્ર-સત્તાના અધ્યક્ષોનો ગયો છે, પરતુ બહારનો અકુશ રહ્યો છે આ અકુશ કલેક્ટર અને કમિશનર રાખે છે આ અમલદારો મ્યુનિસિપલ દફતર તપાસી શકે છે અને સરકારની મજૂરી વડે મ્યુનિસિપાલિટીને ગેરકાયદે કામ કરતા અથવા સાર્વજનિક હરકત થાય અથવા સુલેહનો ભગ થાય તેવા કામ કરતા અટકાવી શકે છે સ્થાનિક સરકાર મ્યુનિસિપાલિટી પોતાનો વહીવટ ચલાવવા તદ્દન અશક્ત જણાય, અથવા પોતાની સત્તાનો દુરુપયોગ કરે તો સમારણ નોંધ લઈ તેને વહીવટમાથી દૂર કરી શકે છે

સને ૧૯૦૧ નુ મ્યુનિસિપાલિટીનુ બધારણ અમદાવાદ જેવા મોટા નગરોમા ખામીવાળુ જણાયુ છે અને કાયદાની સુધારણાની જરૂર કેટલાકને જણાઈ છે

આપણે પ્રથમ જણાવી ગયા તેમ રાજ્યતત્રના કાયદાના બધારણમા અને નાણાના વહીવટ સબધમા પ્રજાના પ્રતિનિધિત્વરૂપ અશને પ્રધાનપણુ આપવાથી સ્થાનિક સ્વરાજ્ય દીપે છે પરતુ કાર્યભાગની દિશા નિર્માણ થયા પછી તેને અમલમા મૂકવાની સત્તા (Executive) એકતત્ર અથવા એકનિષ્ઠ હોવાની જરૂર મોટા નગરોમા જણાવા લાગી છે આ સત્ર જ્યા એક વ્યક્તિનિષ્ઠ નથી હોતુ પરતુ

બહુમતાનુસારી હોય છે ત્યા કાર્યભારની ગતિ મદ ચાલે અને આંતર વ્યવસ્થા નિરંકુશ જેવી થઈ રહે છે.

આતર વ્યવસ્થા રાખવાની સત્તા એક વ્યક્તિનિષ્ઠ રાખી કાર્યભાગ્ની દિશા નિર્માણ કરવાનુ મ્યુનિસિપલ બોર્ડ પોતાના હાથમા રાખે અને તે પ્રમાણે યોજના થાય, તો બોર્ડનુ બધારણ પ્રજાકીય મેબરોથી બહોળા રૂપમા ઘડાય અને અધ્યક્ષ તેવા મેબરોમાથી ચૂટાય તો સ્થાનિક સ્વરાજ્યનો વિકાસ સાગે થવા સભવ છે સરકારનો આ પ્રકારનો ઉદ્દેશ જ છે અને તે ઉદ્દેશને વળગી જે જે મ્યુનિસિપાલિટીઓ વર્તે છે તે તે સ્વરાજ્યનો વિકાસ સિદ્ધ કરતી ચાલે છે.

મ્યુનિસિપાલિટીઓના સમૂહ તરફથી સ્થાનિક ઈલાકાના રાજ્યતત્રના કાયદા ઘડનાર મડળમા પ્રતિનિધિ મોકલવાનુ ઉત્તમ પગલુ હવે ભરાવા લાગ્યુ છે તેથી સ્થાનિક વહીવટને લગતા કાયદામા પ્રજામતની છાપ પડવા સભવ રહે છે

પૌરવ્યવસ્થા રાખવામા મ્યુનિસિપાલિટી જેવી સસ્થા શી રીતે ઉદય થઈ અને કઈ દિશાએ તેનો વિકાસ થવો યોગ્ય છે તે સૂચવ્યા પછી જનપદનો સ્થાનિક કારભાર ચલાવનાર મડળ પ્રતિ લક્ષ કરીએ.

મદ્રાસ અને મુબાઈ ઈલાકામા ગ્રામ સમૂહને ઉપયોગી સુધારા થવા માટે નાના મડળનુ બધારણ અને ૧૮૬૫ પહેલા થયુ હતુ. આ મડળોમા પોતાની મેળે ભડોળ ભેગુ કરવાની યોજના હતી અને તે ભડોળ વડે ગામડાની નિશાળો રસ્તા અને દવાખાનાના વહીવટમા સ્થાનિક સરકારી નોકરોને મદદ મળતી બગાળ અને સયુક્ત પ્રાતોમા આવુ મડળોનુ આત્મસબધારણ થયુ ન હતુ આ સબધમા કાયદાનુ પ્રથમ રૂપ સને ૧૮૬૫ મા ઉદય થયુ અને મીરા લોકોના વહીવટમા સ્થાનિક વેરા લેવાતા હતા તે પ્રમાણે સ્થાનિક કર લેવાનુ ધોરણ દાખલ થયુ આ કાયદાથી જમીન ઉપર અને માલ ઉપર સ્થાનિક ઉપયોગી કામ સારુ વેરો લેવાનુ થયુ પરતુ વહીવટ કરનાર

મંડળીનું કાયદેસર બંધારણ તે વડે થયું ન હતું. ચાવતા મંડળોને સ્વીકારવામાં આવ્યાં હતાં બીજે વર્ષે મદ્રાસ ઈલાકામાં સ્થાનિક વેરો લેવાનો કાયદો થયો, પણ તે ભંડોળનો વહીવટ કરવા માટે વેરો ભરનારને મંડળ સ્થાપવાની સત્તા મળી નહિ સને ૧૮૭૯ માં મુંબાઈ ઈલાકામાં કાયદાનું સ્વરૂપ સુધર્યું અને ઉદ્દેશ એ રાખવામાં આવ્યો કે ગામનોકો પોતાના કાયદાના કામોમાં ભાગ લે, અને ભંડોળની વ્યવસ્થા સરકારથી નીમાયેલા કર ભરનાર પૈકીના મેંબરો વડે કલેક્ટરની દેખરેખ નીચે થાય સને ૧૮૭૧ માં પ્રતિદિન વધતી જરૂરીયાતોને લીધે અને લોર્ડ મેયોના રાજ્યતંત્રમાં નાણાંનો વહીવટ કરવામાં સ્થાનિક સ્વતંત્રતા આપવાનું ધોરણ દાખલ થવાથી સ્થાનિક વહીવટના બંધારણમાં ઘણો સુધારો થવા પામ્યો મુંબઈમાં કાયદાનું સ્વરૂપ જેવું ને તેવું રહ્યું, પરંતુ મદ્રાસ, બંગાળ અને મધ્યપ્રાંતોમાં નવા કાયદા થયા આ પ્રાંતોમાં લોકલ ફંડના વહીવટ સારુ જનપદના વિભાગ પાડવામાં આવ્યા અને કમિટી અથવા બોર્ડનું કાયદેસર બંધારણ થયું ઉત્તર હિંદુસ્થાનમાં નવી કમિટીઓ સારુ કામ કરી શકી નહિ તેઓ બળાત્કારે ભેગી થતી અને પોતાના કામમાં કંઈ રસ લેતી નહિ અને કાર્યભાર જિલ્લાના અમલદારોને કરવો પડતો સાર પછી લોર્ડ રિપનના રાજ્યતંત્રમાં નવો સુધારો થયો અને સઘળા દેશમાં લોકલ બોર્ડોની જાળ પ્રસરી ગ્રામ સમૂહ અથવા સર્કલ એવી રીતે વહેંચવામાં આવ્યું કે સ્થાનિક સુધારાનું સ્વરૂપ પોતાના મેંબરો દ્વારા ડિસ્ટ્રિક્ટ કાઉન્સિલ આગળ તે રજુ કરી શકે ખાનગી ગૃહસ્થોને બોર્ડ ઉપર આગળ પડવાનો હક પ્રાપ્ત થયો અને મ્યુનિસિપાલિટીની પેઠે ચૂંટણીનું ધોરણ દાખલ થવા પામ્યું બોર્ડોની નાણાં સંબંધી સ્થિતિ પ્રોવિન્શિયલ ઊપજમાંથી અમુક રકમો આપવા વડે સુધારવામાં આવી લોર્ડ રિપનની યોજના અને ધારણા અમલમાં મૂકવા સારુ સ્થાનિક ઇલાકાની સરકારને કેટલીક સ્વતંત્રતા આપવામાં આવી હતી અને તેથી સને ૧૮૮૩-૮૫

સુધીમા હિંદુસ્તાનમા ઇનાકા અને પ્રાંતોમા લોકલ બોર્ડના બધારણ સ્થાનિક સરકારના કાયદાથી રચાયા

મદ્રાસમા લોકલ બોર્ડોના ત્રણ રૂપ થયા છે (૧) ગામ સબધી પચાયત (૨) તાલુકા લોકલ બોર્ડ અને (૩) જિલ્લા અથવા ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડ મુબઈ ઇનાકામા તાલુકા અને ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડો સ્થપાઈ છે અને ગામના સબધમા ગામની સેનિટરી કમિટી અથવા સેનિટરી બોર્ડ એવી સસ્થા અનાયદા કાયદાથી રચાઈ છે વિશેષમા મુબઈ ઇનાકામા ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડમા મ્યુનિસિપાલિટી તરફથી મેબર મોકલવાની યોજના છે

ચૂટણીનુ ધોરણ ન્યૂનાધિક અશે મુખ્ય ઇનાકામા લોકલ બોર્ડમાં પ્રવેશ પામ્યુ છે પરતુ અધ્યક્ષની ચૂટણી કરવાનો પ્રસગ અમલમા મૂકાયો નથી આ તાલુકાની અથવા ગામની લોકલ બોર્ડ અથવા કમિટીઓના મેબરોમા સ્થાનિક કાર્ય કરવાનો ઉત્સાહ જોવો જોઈએ તેવો જણાતો નથી, અને તેનુ મુખ્ય કારણ ગામડામા કેળવણીનો જોઈએ તેવો પ્રસાર નથી અને તેથી પ્રજામતની અસર મેબરો ઉપર બરાબર થઈ શકતી નથી તે સાથે સ્થાનિક અમલદારો હોશિયાર મેબરોને કાર્યભાર સોપી મોકળા થવાની હિમત ધરાવતા નથી

આ ઉપરાત બદરના નગરોમા પોર્ટ ટ્રસ્ટ અથવા હાર્બર ટ્રસ્ટની સસ્થાઓ સ્થાનિક વહીવટ ચલાવે છે મુખ્યત્વે કરી વ્યાપારી મડળમાથી મેબરો પસદ થાય છે, પણ અધ્યક્ષ સરકાર તરફથી નિમાય છે

પ્રભુના અનુગ્રહથી બ્રિટિશ છત્ર નીચે સ્થાનિક રાજ્યતત્રની આપણી પ્રાચીન ભાવનાઓએ વાસ્તવ સ્વરાજ્યનુ રૂપ ધારણ કરવા વેગ ધર્યો છે અને તેના વિકાસમા બ્રિટિશ સ્થાનિક સ્વરાજ્યના ચાર સત્રો ઓતપ્રોત થાય એ જ આપણે ઇચ્છીશુ તે ચતુ સત્રી ઉપસહારમા જણાવી વિરમીશુ

લૌકિક અને અલૌકિક સંપત્તિનો વધારો થતો જાય છે. જે સ્થાનમાં અખા જેવા જ્ઞાની કવિ થયા, જે સ્થાનમાં ગરવી ગુજરાતીનો સમુદ્ધાર કરનાર કવિરત્ન દલપતરામભાઈ થયા, જે સ્થાનમા હરકોર શેઠાણી જેવા દાનવીર સ્ત્રીરત્ન પાક્યા, જે સ્થાનમા સ્થાનિક અભિમાનની જાગૃતિ કરનાર પુણ્યશ્લોક રણછોડલાલભાઈ અને તેમના દાનવીર વશજો જન્મ પામ્યા, અને જે સ્થાનમા ઉત્તમાંગે એટલે શિરોભાગે વસી સમગ્ર ભારતવર્ષને ધ્રુજાવનાર સ્વરાજ્ય મંત્રના મહર્ષિ ગાધીજીએ પોતાપણુ પ્રગટ કર્યું તે સ્થાન પ્રભુના કોઈ ગહન સકેતનો સ્ફોટ કરનાર અતસત્ત્વ વિનાનુ નજ હોય એવો પ્રત્યય પ્રત્યેક ધર્મશીલ અતકરણને થાય તો તેમા તર્કશીલ અતકરણે આશ્ચર્ય પામવાનુ કારણ નથી બધુ કાકતાલીય જ થાય છે અને સ્થાનમા પવિત્ર સાધુજનોના નિવાસને લીધે પુણ્યબલ જેવુ કઈ હોતું નથી એવું માનનારના મતવ્યો કોઈ અટકાવતુ નથી પરતુ જે સ્થાનમા સાધુશિરોમણિ મહાત્મા ગાધીજીનો રહસ્યમત્ર જપાય છે અને જે સ્થાનમા વિલાયતની હરીફાઈ કરવાનુ જાણે વ્રત લીધુ હોય તેવી મિલોના પ્રકટ નાદમત્ર ચાલે છે તેવા–યોગ્ય લાગે તો તીર્થ ગણો અને યોગ્ય લાગે તો રાજનગર ગણો–સ્થાનમા આરોગ્યની સમૃદ્ધિ ન થાય તે અમદાવાદની શાણી પ્રજાને નામોશી લાવનારુ છે. આપણું આવું મહાત્મા ગાધીજીએ બનાવેલુ તીર્થસ્થાન સ્થાનિક વતનીઓ અને બહારથી આવનાર યાત્રિકો અને પ્રવાસીઓ માટે આરોગ્ય અને પ્રસન્નતા આપનાર ન બનાવીએ તો તેનુ તીર્થપણુ અલ્પ સમયમા નાશ થયા વિના રહે નહિ

નગરનિર્માણમા આપણા પૂર્વજો કઈ અજ્ઞાન ન હતા. નગરનિર્માણની વિદ્યા આપણને અગ્રેજ સરકારનો સબધ થયા પછી જ મળી છે એવું કોઈ નવશિક્ષિતો માનતા હોય તો તે ભૂલ છે. આ વિદ્યાના ગ્રથો આપણા પ્રાચીન વાઙ્મયમા ઘણા છે. મય સ્તભશાસ્ત્ર, કુમાર વાસ્તુશાસ્ત્ર, પરાશરીય શિલ્પશાસ્ત્ર, શુક્રનીતિ,

વિશ્વકર્મપ્રકાશ, વાસ્તુવિદ્યા, ઈત્યાદિ સદ્ગ્રંથોમાં નગરનિર્માણના મર્મો સારી રીતે સ્ફુટ કરવામાં આવ્યા છે અને ધારાધીશ મહારાજથી ભોજ વિરચિત યુક્તિકલ્પતરુમાં રાજક્ષેત્ર કેવું હોવું જોઈએ અને રાજધાનીનું નગર કેવું હોવું જોઈએ એ સંબંધમાં ઘણા સુંદર વિચારો પ્રગટ કર્યા છે ભોજદેવ અગિયારમા સૈકાની વાણીમાં જણાવે છે કે

‘ નગર મધ્યે વિસ્તીર્ણ જોઈએ, અર્ધ ભાગમાં ચાર મોટા રસ્તા મળવા જોઈએ તેમાં કુવા મંડપો તળાવો અને ઉપવન વગેરે વિહારના સ્થાનો જોઈએ મધ્યમાં હાથી જેવા મોટા પ્રાણીઓને રાખવાના સ્થાન ન જોઈએ, તેમ ઘોડાઓના તબેલા પ્રાંતમાં ન જોઈએ, રક્ષણ અથવા સૈનિકોનો વાસ ઘણે દૂર ન જોઈએ, અને સાધુજનો અને મંત્રીઓના નિવાસ ઘણે દૂર ન જોઈએ, ક્રૂર કૃપણ ચેપી રોગવાળા ઉદ્ધત અને પરચક્રના વસનારા વગેરેના નિવાસ નગરમાં ન જોઈએ ’

આ વાંચી વીસમા સૈકાના કેળવાયેલા મનુષ્યોએ એવું મિથ્યા અભિમાન ધરવાનું કારણ નથી કે આપણે નગરનિર્માણમાં આથી અધિક જ્ઞાન ધરાવનારા છીએ પશ્ચિમની વિદ્યાથી આપણને જાગૃતિ મળી છે તેમાં કંઈ વિવાદ નથી પરંતુ નગરરચનાના આદર્શો તો આપણે સ્વદેશના રીતરિવાજને બંધ બેસે તેવા ઘડવા જોઈએ અને પશ્ચિમના આદર્શોની કેવળ નકલ કરનારા ન થવું જોઈએ

શુભ્ર રેતાળ સાભ્રમતી (સાબરમતી) જેના યશોગાન કવિ કુલભૂષણ રવીન્દ્રનાથ ટાગોરે પોતાના કાવ્યમાં ગાયાં છે તેના પવિત્ર કાંઠા ઉપર આવેલું આપણું અમદાવાદ નગર દરિયાની સપાટીથી ૧૭૫ ફૂટ ઊંચાઈએ ગોઠવાયું છે પશ્ચિમ હિંદુસ્તાનમાં સમૃદ્ધિ અને વસ્તીમાં મુંબઈ નગરીથી બીજે નંબરે તેનું સ્થાન છે તેનો પાયો ગુજરાતના સુલતાન અહમદશાહે સને ૧૪૧૧માં નાખી તેનું નામ

અમદાવાદ પાડ્યુ અને તેના હાલના કિલ્લાની રચના સને ૧૪૧૨મા કરી સત્તરમા સૈકામા તેની વસતી નવ લાખ મનુષ્યોની હતી, અઢારમા સૈકામા તેની અવનતિ થઈ અને ઓગણીસમા સૈકામા તો તે નગર મરી ક્રસ્યા જેવુ થઈ ગયુ સને ૧૮૫૧મા તેની વસતી ૯૭૦૪૮ની થઈ ત્યાર પછી તેની આબાદીનુ ચક્ર નીચે પ્રમાણે ચઢતુ ગયુ

| સાલ | વસતી |
|---|---|
| ૧૮૭૨ | ૧,૧૯,૬૭૨ |
| ૧૮૮૧ | ૧,૨૭,૬૨૧ |
| ૧૮૯૧ | ૧,૪૮,૪૧૨ |
| ૧૯૦૧ | ૧,૮૫,૮૮૯ |
| ૧૯૧૧ | ૨,૨૫,૫૩૯ (નવી મ્યુનિસિપલ હદ સાથે) |

સને ૧૯૨૧ના વસતીપત્રકમા પોણા ત્રણ લાખ વસ્તીની ગણતરી થઈ એવુ માનવાને બળવાન કારણો છે અમદાવાદમા રેલવે મારફત આવનાર મુસાફરોની રોજિંદી સખ્યા સરાસરી સને ૧૯૧૫મા ૩૯૬૯ની હતી અને જનાર મુસાફરોની સખ્યા ૪૧૧૯ની હતી હાલ આવનાર મુસાફરોની સખ્યા મોટા સ્ટેશને ૬૦૯૯ની છે, ત્યારે નાની લાઈનના સ્ટેશનની સરાસરી સખ્યા ૪૩૫૦ની છે સને ૧૯૧૧મા જ્યારે ૩૮ મિલો હતી ત્યારે હાલ મિલોની સખ્યા ૭૨ની થઈ છે.

આમ બાહ્ય સમૃદ્ધિ છતા અમદાવાદ નગરની આરોગ્ય-નાડી ઘણી મદ ચાલે છે તે નીચેના કોષ્ટકથી સમજાશે

| | મુદત | સરાસરી વાર્ષિક જન્મસખ્યા | સરાસરી જન્મ પ્રમાણ દર હજારે | સરાસરી વાર્ષિક મરણ સખ્યા | સરાસરી મરણ પ્રમાણ દર હજારે |
|---|---|---|---|---|---|
| ૧ | ૧૮૮૯–૧૯૦૦થી ૧૯૦૮–૯ સુધી | ૩૮૦૭ | ૨૧ ૮૭ | ૧૧૯૭૧ | ૬૭ ૮૦ |
| ૨ | ૧૯૦૯–૧૦ થી ૧૯૧૮–૧૯ સુધી | ૭૦૦૭ | ૩૧ ૭૩ | ૧૧૧૪૮ | ૫૧ ૦૩ |
| ૩ | ૧૯૧૯–૧૯૨૦ | ૮૬૧૨ | ૩૮ ૧૮ | ૧૧૧૪૩ | ૪૯ ૪૦ |

ગઈ સાનના મરણહોમમા ૧૧૧૪૩ પ્રાણીઓ ગયા, તેમા ૫૦૫૮ જેટના તો ફક્ત પાચ વર્ષ સુધીના બાળકોનો નાશ થયો, ત્યાર પછી ત્રીસ વર્ષ સુધીના મનુષ્યોએ આત્મરક્ષણ ઠીક કર્યું જણાય છે, પરંતુ ૨૦ થી ૩૦ સુધીના ભરયૌવનવાળા મનુષ્યો ૧૩૩૬ યમસદને ગયા પછી મરણનુ પ્રમાણ ઊતરતુ ચાલ્યુ, અને ૬૦ વર્ષ પછીના મનુષ્યો પાકી ઉમરે ૧૧૪૦ ગયા. મરણના ઘણા કારણોમા છાતીના દરદો, ક્ષય વગેરે આગળ પડતો ભાગ લે છે અને ચોક્કસ અનુમાન ઉત્પન્ન કરે છે કે અમદાવાદની પ્રજા ચોખ્ખી હવાનો લાભ લેતી નથી અને મૂળના કોટની અંદરના ઘરોમા ખીચોખીચ વસવાટ કરી આરોગ્યને બગાડે છે અને ક્ષયાદિ રોગોને શરણ થઈ યમરાજને ભારે કર આપે છે

અમદાવાદની વર્તમાન દેહરચના પ્રતિ નજર નાખશો તો જણાશે કે તેનો દેહ "હાથપગ દોરડી અને પેટ ગાગરડી" એવી કહેવતને અક્ષરશ ખરી પાડે છે તેના મધ્ય ભાગના અવયવો શુદ્ધ માર્ગો અથવા નાડીઓ વિનાના થઈ રહ્યા છે, ક્યાય નાડીઓ છે તો ત્યા ચોખ્ખુ રુધિરાભિસરણ થતુ હોય એમ જણાતુ નથી અને તેના ઉત્તમાગમા (ઉત્તરમા) તેજસ્વી રુધિર નથી, પરંતુ કેટલીક ભઠીઓ સળગે છે તેનો પૂર્વનો જમણો બાહુ ધધાથી જબરો થયો છે, પણ પશ્ચિમનો ડાબો બાહુ એલિસબ્રિજ તરફનો તપસ્વી બાવાના ઊચા હાથ જેવો કતાઈ ગયો છે આવુ એનુ વિકૃત સ્વરૂપ ઉપચાર વિના શી રીતે સુધરશે? મધ્ય પ્રદેશ મર્મ અવયવોથી ભરાયેલો જોઈએ તેમા કઈ વિવાદ નથી, પરંતુ તે અવયવો એવા વિકૃત ન જોઈએ કે હૃદયનુ દબાણ કરે, અને મલિન રુધિરથી શિરાવેદના ઉત્પન્ન કરે

અમદાવાદ નગરના દેહશોધનના બે ઉપચારો છે:

(૧) તેની છાતી અથવા વક્ષ સ્થળનો વિસ્તાર કરવો (૨) તેના અગપ્રત્યગોને તથા અદરના અવયવોને યોગ્ય કર્મ કરતા

શીખવુ અને તેને વ્યાયામ આપવો જ્યારે અમદાવાદનુ સ્થાનિક રાજ્યતંત્ર "કમિટી ઓફ મેનેજમેંટ"ના તાબામા હતુ, ત્યારે સ્થાનિક અમલદારોની સલાહથી સરકારે પોતાના ઠરાવ નં. ૫૮૧૧ તા. ૨૪–૮–૧૯૧૪ થી અમદાવાદની રચનામા સુધારણા કરવાની ઇચ્છા દર્શાવી તેની મતલબ એવી હતી કે અમદાવાદ શહેરનો જૂનો કોટ જે ઐતિહાસિક રક્ષણ કરવાના કારણોથી રચાયેલો તે કારણો હાલ વિદ્યમાન નથી, વળી આ કોટ ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી અથવા સૌંદર્યના દૃષ્ટિબિંદુથી ખાસ રક્ષણ કરવા યોગ્ય નથી, તેથી માત્ર નદી તરફનો ભાગ સુરક્ષિત રાખી બાકીનો ભાગ તોડી પાડવામા આવે અને તેની આગળ પાછળની ખાઈ પૂરી ચોગાસાનુ પાણી રીતસર વહી જાય એવી યોજના કરવામા આવે તો અમદાવાદની પ્રજાને વિશેષ સગવડ અને આરોગ્યના લાભ મળે એક મુંબઈ ચકલા જેવો રસ્તો થાય, હાલના દરવાજાને સુશોભિત મંડપો જેવા રાખવામા આવે, અને રમણીય વૃક્ષોની હાર વડે ચકલાના જેવા રસ્તાને શણગારવામા આવે તો અમદાવાદને વિશાળ બનવાની સુગમતા થાય આ વિચારની મહત્તા મ સર ચિનુભાઈને તથા મને પણ જણાઈ હતી, પરંતુ જ્યા સુધી મ્યુનિસિપાલિટી જૂની પદ્ધતિથી જકાત લેવાનુ ધોરણ બદલી કાયમનો ટર્મિનલ ટેક્સ રેલવે મારફત લેવાનુ ન ઠરાવે અને સરકાર તે ધોરણને કાયમની બહાલી ન આપે ત્યા સુધી કોટ તોડવાની યોજના અમલમા મૂકવામા અડચણો છે એવુ જાહેર કરવામા આવેલુ

ત્યારપછી તા ૧૫–૧૦–૧૯૧૪ના રોજ સરકારે નીમેલી કમિટી નીચેના ત્રણ નિશ્ચયો ઉપર આવી

(૧) કોટ તોડવાથી મૂળના શહેરનો અને પરાનો સંબંધ વધારે સુગમ થશે

(૨) તેમ કરવાથી કોટની દીવાલ પાસેના ઘરોમા રહેનારાઓને વિશેષ હવા અને અજવાળાનો લાભ મળશે

(૩) અને બહોળા અર્ધવર્તુલાકાર રસ્તાને લીધે નગરના પગે ચાલનારના અને વાહનોના હરવા ફરવાના માર્ગ મોકળા થશે

પરતુ ચોક્કસ અભિપ્રાય ઉપર આવતા પહેલા અમદાવાદના સઘળા પ્રદેશની આતર રચનાની સરવે થવાની અગત્ય છે અને તેની સરવે થયા પછી નગર સુધારણાની યોજનાના લાભ સમજી શકાય

આની સરવે કરી અમદાવાદની નગર સુધારણાનો રિપોર્ટ સને ૧૯૧૯મા તૈયાર થયો છે, અને તેની રૂપરેખા મ્યુનિસિપાલિટીએ સ્વીકારી છે તેને અમલમા મૂકતા પહેલા સરકાર પાસેથી નાણાની કેવા પ્રકારની મદદ મળશે અને સરકાર કોટ તોડ્યા પછી ખુલ્લા થયેલા જમીનના ટુકડા સુધારણાની યોજનામા ઉપયોગમાં લેવા મ્યુનિસિપાલિટીને સોપશે કે નહિ એ પ્રશ્નો પૂછ્યા છે તેનો ઉત્તર આવવા ઉપર આ પ્રકરણ મુલતવી રહેલુ છે પરતુ ઘણુ કરીને આ સુધારણાની યોજના પ્રમાણે કામ કરવાનો મ્યુનિસિપાલિટીનો ઇરાદો જાહેર કરવાનો પ્રસગ હવે એક બે માસમા આવશે ત્યારે આ યોજનાઓને સફળ કરવામા પ્રત્યેક નાગરિક પોતાથી બને તેટલી સમભાવની લાગણી દર્શાવી સમગ્ર નગરના લાભ ખાતર થોડી ઘણી વ્યક્તિઓને નુકસાન સહન કરવુ પડે તો તેઓ ઉદાર ભાવથી સહન કરશે એવી આશા રખાય છે

આ નગરની સુધારણા અને વૃદ્ધિનુ ચિત્ર નીચે મુજબ છે

(૧) સો ફૂટનો ચદ્રકના જેવો સુદર રસ્તો

(અ) પ્રથમ ખડ

દિલ્હી દરવાજાથી પ્રેમ દરવાજા સુધીમા

(૧) લીલા રગના બગીચા તથા "ફાઉન્ટન" અથવા ફુવારા

(૨) રહેવાના મકાનોના ચૌદ મોટા વિભાગો

(૩) સાર્વજનિક લાયબ્રેરી અથવા પુસ્તકાલયની જગા

(૪) પોસ્ટ ઑફિસ અથવા નિશાળો સારુ જગા

(બ) પ્રેમ દરવાજાથી પાંચકૂવા સુધીમાં.
(૧) ઝાડોની કુંજ.
(૨) રહેવાનાં મકાનો સારુ પાંચ વિભાગો.
(૩) કડિયા કુઈ આગળ શહેરના મધ્ય ભાગમાં નવા કરવા ધારેલા રસ્તાનો પૂર્વ દિશા આગળનો છેડો.
(૪) છોકરાઓને રમવાની જગા.
(૫) બે નાના બગીચા.

(ક) પાંચકૂવાથી રાયપુર દરવાજા સુધીમાં.
(૧) ૭ બગીચા.
(૨) નવ મકાનોના વિભાગ.
(૩) બીજાં સરકારી મકાનોની જગા.

(ખ) રાયપુરથી આસ્ટોડિયા સુધીમાં.
(૧) ત્રણ બગીચા.
(૨) રહેવાનાં મકાનોના ચાર વિભાગ.
(૩) શુક્રવારનું ઢોરબજાર.
(ત્યાર પછી જમાલપુર ટાઉન પ્લેનિંગ પ્રમાણે)

(૨) મિલમજૂરોને રહેવાનાં વસવાનાં છાપરાં.
(૩) "રિલીફ રોડ"—રીચીરોડના રાજમાર્ગનો "સહાયક માર્ગ"
(૪) કાંકરિયા પાર્ક અને ગાર્ડન સમર્બ—" કાંકરિયા ઉપવન અને ઉપવન પરું."

(૫) જેઓ આ યોજનાથી ઘર વિનાના થાય તેમને અર્ધે અડધા અડધા માઈલની મર્યાદામાં જગાઓ લઈ મ્યુનિસિપાલિટીએ ગૃહ યોજના (હાઉસિંગ સ્કીમ) અમલમા મૂકવી. ઘણે ભાગે જે વસ્તીને ઘર બહાર કાઢવામાં આવે તેના પચાસ ટકા જેટલી વસ્તી સારુ તૈયાર ગૃહ યોજના રાખવી.

કેવા પ્રકારનાં મકાનો આ યોજનામાં સોંઘાં તથા સસ્તાં આરોગ્યના નિયમોને જાળવે તેવાં કરવાં તે બાબત જુઓ: Designs and *Specifications of Buildings Suitable* for Working classes, by Mr. Mirams.

નગર સુધારણાનું આ તજ્જ્ઞએ રચેલું માનસચિત્ર જ્યાં સુધી નિધિપતિ અથવા કુબેરની સહાય ન હોય ત્યાં સુધી ભૌતિક રૂપ પકડી શકે નહીં. આ ચિત્રને ભૂમિપટ ઉપર સ્થિર કરવા નાણાંની યોજનાના બે પ્રકાર છે:–

(૧) કામો કરવા સારુ જરૂર કરતાં જાદે જમીન ફરજિયાત લેવી અને પછીથી વધારાની જમીન વધારે ભાવથી વેચી મૂળ ખરચનો અમુક ભાગ વેચાણ રકમથી અદા કરવો.

(૨) યોજનાને અમલમાં મૂકવાથી જે મૂળના માલિકોને પોતાની જમીનની કીમતમાં વધારો થાય તે વધારાનો અમુક ભાગ માલિકો પાસેથી સુધારણાના બોજા તરીકે વસૂલ લેવો.

પહેલી પદ્ધતિ "લેન્ડ એક્વિઝિશન એક્ટ" અમલમાં મૂકવાથી સિદ્ધ થાય, બીજી પદ્ધતિ "ટાઉન પ્લેનિંગ એક્ટ" અમલમાં મૂકવાથી દાખલ કરી શકાય. મારો અંગત અભિપ્રાય ટાઉન પ્લેનિંગ એક્ટ પ્રમાણે આ સુધારણાની યોજના અમલમાં મૂકવા તરફ છે અને તેનાં મુખ્ય કારણો આ પ્રમાણે છે:–

(૧) લેન્ડ એક્વિઝિશન એક્ટ પ્રમાણે જમીન ફરજિયાત વેચાણ લઈ લેવામાં મૂળના માલિકોને પોતાના સ્થાનથી તદ્દન બહાર જવાનું થાય છે અને જો કે તેમને પંદર ટકાનો બજારભાવ કરતાં વધારો મળે છે તો પણ બીજા પૈસાવાળાના સુખને અર્થે તેમને બહાર જગા શોધી નવો વાસ કરવાનું માથે પડે છે અને ભારે હેરાનગતી ભોગવવી પડે છે. ટાઉન પ્લેનિંગ એક્ટ પ્રમાણે મૂળ માલિકોને સાર્વજનિક ઉપયોગની જગાઓનું ક્ષેત્રફળ બાદ થયા પછી શેષ રહેલા ક્ષેત્રફળનો

વરાડે લાભ મળે છે અને તેઓ સ્થાનભ્રષ્ટ થતા નથી. તેઓ મૂળ વસ્તીસ્થાનથી નજીકમાં રહી શકે છે. તેમને રોકડ અવેજ બહુ મળતો નથી, પણ જમીનના ફેરબદલામાં નુકસાની અને મદદની બાદબાકીમા એકંદર મોટો લાભ રહે છે. તેઓ મૂળ સ્થાનની સુધારણાના ભોક્તા થાય છે.

(૨) લેન્ડ એક્વિઝિશન એક્ટ પ્રમાણે જમીન લેવામા માલિક પોતાની જમીનની અસાધારણ ભારે કિંમત આકી હાઇકોર્ટ સુધી લડવાડ વહોર્યા કરે છે, કારણ કે તેને તો રોકડ નાણા લઈ બહાર જવાનું છે. ટાઉન પ્લેનિંગ એક્ટ પ્રમાણે માલિક પોતાની જમીનની અસાધારણ મોટી કિંમત આકતા ખચકાય છે, કારણકે તે કિંમત સ્વીકારાય તો સુધારણાના ફાળામા તેને પાચ ટકા સુધીનો ભાગ આપવાનો હોવાથી મદદ વધારે કિંમતના વરાડે આપવાનો પ્રસંગ ઊભો થાય છે.

(૩) લેન્ડ એકિવઝિશન એક્ટ પ્રમાણે કામ કરવામા મ્યુનિસિપાલિટીને અગાઉથી જ ભારે રકમ રોકડ લોન લઈ ઊભી કરવી પડે છે, જ્યારે ટાઉન પ્લેનિંગ એક્ટ પ્રમાણે માત્ર અદલો બદલો થયા પછી તથા નુકસાની આપવાની અને મદદ લેવાની તેની બાદબાકી થયા પછી જે એની રકમ મ્યુનિસિપાલિટીને ભોગવવી પડે તેટલી જ રકમની લોન ઊભી કરવી પડે છે.

(૪) લેન્ડ એકિવઝિશન એક્ટ પ્રમાણે વધારે જમીન લઈ કામ જેટલી ઉપયોગમા લઈ બાકીની જમીન વેચવામા વર્ષોના વર્ષો વીતી જાય છે અને મ્યુનિસિપાલિટીને આરંભના ખર્ચમા જે નાણા રોકયા તેની વ્યાજખાધ ભોગવવી પડે છે અને તે મોટા કામોમા ભારે રકમ થઈ પડે છે.

(૫) લેન્ડ એક્વિઝિશન પ્રમાણે કામ કરવામા નાણા સામાન્ય કર ભરનારનાં વપરાય છે અને તેનો પ્રત્યક્ષ લાભ મોટે ભાગે તે તે

રસ્તા ઉપર જેનાં મકાન આવે તેને મળે છે અને તે લોકો વિશેષ ખરચમાં ભાગ આપતા નથી અને પોતાની મિલકતની કિંમતમાં પારકી મદદથી વધારો કરે છે. આ અન્યાયનું ધોરણ છે. ખાડિયાનો મોટો રસ્તો સરકારની ગ્રાન્ટથી થયો, એટલે તે નાણાં હિંદુસ્તાનની પ્રજાના કરમાંથી ખરચાયાં, અને મૂળ ઘરોના બાકીના ભાગવાળાને તથા પાછળ રહેલાં મકાનોવાળા જે આગળ આવ્યા તેમણે પોતાની મિલકતની કિંમત વધારી. આ દૃષ્ટાંત અમદાવાદની પ્રજાની નજર આગળ તરવરતું છે.

ટાઉન પ્લેનિંગ એક્ટ પ્રમાણે નગર સુધારણા કરવામાં મ્યુનિસિપાલિટીને ખરચમાં છેવટે પોતાના પદરમાંથી કાઢવાની રકમ જોઈએ તે કંઈ વાર્ષિક મ્યુનિસિપલ આવકમાંથી મેળવી શકાય નહીં. તેના સારુ લોન લેવી પડે. તે લોનનું વ્યાજ તથા સિંકિંગ ફંડ મૂળ દેવું ઊભું કરવામાં મ્યુનિસિપાલિટીએ નિદાન દેવાના દસ ટકા જેટલી રકમ પોતાની વાર્ષિક પેદાશમાં હંમેશની વધારવી જોઈએ. આ પ્રમાણે એક લાખની દેવાની રકમ ઊભી કરવી હોય તો મ્યુનિસિપાલિટીએ સરાસરી પોતાની વાર્ષિક પેદાશ રૂ. ૧૦૦૦૦) જેટલી વધારવી જોઈએ. હવે આ રકમ સામાન્ય ચાલુ કરોથી ઊભી થઈ શકે નહિ અને તેની મર્યાદા વધારીએ તો પણ તે તેનાં સાધારણ જરૂરિયાત ખરચોમાં સમાઈ જાય છે. આ અસાધારણ ખરચ સારુ અસાધારણ આવકનું દ્વાર જોઈએ. તેવાં દ્વારો મેં મારી બુદ્ધિ પ્રમાણે વિચારી જોયાં છે અને તે નીચે પ્રમાણે જણાયાં છે :

(૧) રેલવે મારફત આવના મુસાફરો જેઓ ત્રીસ અથવા પચાસ માઈલથી ઉપરના અંતરથી આવે તેમની રેલવે ટિકિટમાં ૭ પાઈનો વધારો કરવો. આથી મારા અંદાજ પ્રમાણે વાર્ષિક પેદાશ રૂપિયા ૫૦૦૦૦-૦૦ની થવા સંભવ છે.

(૨) સ્થાવર મિલકત મ્યુનિસિપલ મર્યાદામાં ગીરો વેચાણ થાય તેના ઉપર સરકારની જે સ્ટૅમ્પ ડ્યુટી લેવાય છે તેના સંબંધમાં જે

અવેજ દસ્તાવેજમા દાખલ થાય તેના દર સેકડે બે ટકા મુજબ મ્યુનિસિપાલિટી રજિસ્ટ્રેશન ઑફિસ આગળ ઉઘરાવે આ બાબત તપાસ કરતા સરાસરી ઉપજ મ્યુનિસિપાલિટીને ત્રણ લાખની થાય એમ જણાય છે

(૩) મ્યુનિસિપલ મર્યાદામા જે મકાન બાધવા લાયક ખુલ્લી જમીન પડી રહી છે તેની બીનખેતીની ખરી કિમત અનુભવી પાસે અકારી "લેન્ડ ટેક્સ" નાખવો આ ટેક્સ કા તો સરકાર લેન્ડ રેવન્યુ કોડ પ્રમાણે નાખી એની ઉપજ મ્યુનિસિપાલિટીને આપે અથવા મ્યુનિસિપાલિટી પોતે દાખલ કરે સ્ટેન્ડર્ડ રેટના પચાસ ટકા જેટલી લેવામા આવે તો આ રકમ રૂપિયા ૫૦૦૦૦–ની થાય

(૪) સરકાર મહેસૂલને પાત્ર જમીન ઉપર નવા મકાનો થાય તેનો તથા ખેતી સિવાયના બીજા ઉપયોગમા જે જમીન આવે તેનો જે વિશેષ વધારો લેન્ડ રેવન્યુ કોડ પ્રમાણે થાય તે સઘળો મ્યુનિસિપાલિટીને નગર સુધારણાના ટ્રસ્ટ ફડમા સરકાર આપે રૂપિયા ૨૮૦૦૦–૦૦

(૫) ટર્મિનલ ટેક્સ માલ ઉપર લેવાય છે તેમા કપાસ ઉપર જે રકમ લેવાય છે તે રકમ મ્યુનિસિપાલિટી ટ્રસ્ટ ફડમા લઈ જાય રૂ. ૨૭૦૦૦–૦૦

ઉપરના ઉપજના સાધનોથી મ્યુનિસિપાલિટી અસાધારણ ઉપજ તરીકે દર વર્ષે ચારથી પાચ લાખ પ્રાપ્ત કરી શકે અને તે ઉપર તેઓ ચાળીસથી પચાસ લાખના 'ટાઉન પ્લેનિંગ'ના કામ સરળતાથી કરી શકે જો મ્યુનિસિપાલિટીને થોડે થોડે ગાળે લોન લેવાની પરવાનગી મળે, અને દસ દસ વર્ષે અતરે લોનનુ દેવુ અદા કરવાની છૂટ મળે તો તેમને વ્યાજનો ત્રીસ વર્ષની લાંબી મુદતનો બોજો "સિંકિંગ ફંડ"મા ભોગવવો પડે નહી અને જે જમીન અવ્વલ સારુ અથવા મધ્યમ વર્ગના અથવા મજૂર વર્ગના માણસોને

મ્હેસાણ બાંધવા સારુ અગાઉથી મેળવી લેવામાં આવે તેમાથી જે લાયગન્સ ફી અથવા ભાડું ઉત્પન્ન થાય તે વડે, તથા વધારાની રસ્તોક પહોળો કર્યા પછી બાકી રહેલી જમીન "સેટ ઑફ" તરીકે વેચવાથી જે પેદાશ થાય તે વડે તેઓ પોતાનું દેવું દસ વર્ષના ગાળાથી વાળેલું વાળી શકે.

ઉપરના ઊપજના અસાધારણ દ્વાર તપાસતાં સ્પષ્ટ જણાશે કે કરનો બોજો ગરીબ વર્ગને માથે પડવાનો સભવ નથી, તથા તેમા સ્થાનિક પ્રજા, બહારની પ્રજા, સરકાર અને મ્યુનિસિપાલિટીને પ્રમાણમા બોજો ઉઠાવવાનો આવે છે. કપાસ ઉપરનો ટર્મિનલ ટેક્સ દાખલ લેવાય છે અને તે મ્યુનિસિપાલિટીએ સુધારણા અર્થે અનાયદો કાઢવાનો છે. રેલવે મુસાફર ઉપર ટિકિટમા ૭ પાઈનો વધારો નક્કી છે, અને તે સ્થાનિક તથા બહારની પ્રજા ઉપર વહેચાઈ જવાનો છે. બહારની પ્રજા વેપારધધા સારુ અમદાવાદ આવે ત્યારે તેના બદલામા ૭ પાઈ નગર સુધારણામા ભરે એમા કોઈ રીતે અન્યાય નથી. સ્થાવર મિલકતના ગીરો-વેચાણના દસ્તાવેજ ઉપર સેકડે બે ટકાનો અવેજ ઉપરનો કર જેઓ વેચાણ વડે મિલકતમાં અદલાબદલામા નફો કરે છે તેના ઉપરનો મ્યુનિસિપાલિટીનો ભાગ છે સામાન્ય રીતે જમીનના દલાલો બે ટકા ખાનગી દલાલીના લે છે, તો મ્યુનિસિપાલિટી સાર્વજનિક લાભના કામમા બે ટકા લે તેમા ગેરવ્યાજબીપણું કોઈ રીતે સમાયેલું નથી હવે પડતર ખુલ્લી જમીન જે મકાનના ઉપયોગમા લેવાયોગ્ય છે, છતા ભવિષ્યમા નફો ખાવા વેચવામા આવતી નથી, તથા જેના ઉપર માલિક પોતે મકાન બાધતા નથી, અથવા પટે આપી બધાવતા નથી, તે ઉપર કર નાખવાનુ ધોરણ પશ્ચિમમા દાખલ થયેલુ છે અને આપણા પ્રાંતમા વાદરા મ્યુનિસિપાલિટીએ સ્વીકારેલુ છે મકાનના ઉપયોગમા લેવાયેલી જમીન ઉપર જે વિશેષ ધારો સરકાર લે છે તે જો કે હિદુસ્તાનની સરકારની ઉપજ છે, તો પણ સ્થાનિક આબાદીને લઈ તે ઉત્પન્ન થાય છે તેથી સ્થાનિક સ્વરાજ્યમા તેનો

ઉપયોગ ન્યૂનાધિક અંશે થવો જોઈએ એવું મારું ઘણા સમયનું માનવું છે.

મ્યુનિસિપાલિટી આ નગરસુધારણાનાં કામો કરવા સારુ ઉપરની અસાધારણ ઊપજની જમીનગીરી ઉપર નિદાન પચાસ લાખ રૂપિયા લોન તરીકે ઊભા કરી શકે તેમ છે, પરંતુ આ ઊપજ મેળવવામાં અને લોન સરકાર પાસેથી અથવા બજારમાં ઊભી કરવામાં મ્યુનિસિપાલિટીને સરકારની સહાયની જરૂર છે જેમ સરકાર નાણાની જરૂર પડે તેમ નવા કર એકદમ નાખવાને બજેટના સમયે સ્વતંત્ર છે, તેવો અધિકાર મ્યુનિસિપાલિટીને નથી કોઈપણ જાતનો નવો કર નાખતા પહેલા તેને સરકારની મંજૂરી મેળવવી પડે છે તે મંજૂરી, અસાધારણ કર જેવા કે ટર્મિનલ ટેક્સ, અથવા ઉપર વર્ણવેલા સ્થાવર મિલકતના અદલાબદલા ઉપર બે ટકાનો કર, અથવા રેલવે મુસાફરો ઉપર ટિકિટમાં અમુક વધારો વગેરે, લેવાનો હોય ત્યારે તો તે કર પસંદ કરતા પહેલા સરકારની મંજૂરી લેવી પડે છે લોકોની વાંધા-અરજીઓ મગાવવી પડે છે, તે વાંધા-અરજીઓનો વિચાર કરી તેના રદિયા આપવા પડે છે તે પછી તે કરની યોજના અને રુલો સરકારમાં મોકલવા પડે છે, તે ઉપર સરકાર છેવટની મંજૂરી આપે છે, તે મંજૂરી પ્રજામાં પ્રસિદ્ધ કરવી પડે છે અને ત્યાર પછી નવો કર દાખલ થઈ શકે છે આ સ્વર્ગની નિસરણીના સાત પગથિયા ચઢવામાં એક મ્યુનિસિપાલિટીનો ત્રણ વર્ષનો જીવનકાળ અસ્ત થાય છે અને નવા જન્મમાં પ્રકટ થયેલો મ્યુનિસિપાલિટીનો આત્મા પોતાના પૂર્વજન્મને ઓળખતો નથી અને ઓળખતો હોય છે તો ભૂલી જાય છે નવી બાનચેષ્ટા છ આઠ મહિના કરે છે, કોઈ નવી યોજના ઊભી કરે છે અને ચોમાસાના અળસિયાની માફક જીવનની ચેષ્ટાઓ સરકાર એક વાર ધક્કો મારે એટલે અસ્ત થઈ જાય છે

આ અગવડો નગરસુધારણાની યોજનામાં કાયદાના બંધનમાં મ્યુનિસિપાલિટીઓ જકડાઈ જવાથી, તથા આપણી પ્રજાતંત્ર મ્યુનિ-

જમીન લેવાનું અને નવાં કામોનું ખરચ વીગતવાર કેટલું થશે અને તેમા "પ્લોટ" ની એટલે ગભાણની નવી યોજનાથી અથવા વધારાની જમીનના સ્વતંત્ર વેચાણથી કેટલી રકમ પાછી મળવા સંભવ છે અને યોજનામા પડતા ક્ષેત્રફળનો નકશો વગેરે બાબતો જણાવી જોઈએ.

(૭) સઘળી યોજનામા ચોમાસાના પાણીના નિકાલની વ્યવસ્થા થયેલી જોઈએ. અને

(૮) સેનિટરી બોર્ડની સલાહ પ્રત્યેક યોજનામા લેવી જોઈએ.

ઉપરના નિયમો અમદાવાદની પ્રજાના પ્રતિનિધિઓએ સ્વીકારવામા ખાસ વાંધો કાઢવા જેવો નથી. અને પ્રજા તેમને પાછળથી મદદ આપે તો તેમની સરકાર પાસેની માગણીને સારી પુષ્ટિ મળે

ગૃહસ્થો, નગર–સુધારણાની કલ્પનાને જો તમારે સિદ્ધ કરવી હોય તો પ્રજાએ મ્યુનિસિપાલિટીને સહકાર વડે મદદ આપવી જોઈએ. તમારા પ્રતિનિધિઓને મોકળે હાથે કામ કરવા દેવુ જોઈએ અમુક વ્યક્તિઓએ પોતાના થોડા મકાનો તૂટે, ભાગે, તેમા આત્મભોગ આપવા હિમતવાળા થવુ જોઈએ. કોઈ પણ નવી સૃષ્ટિ ભાગ્યાતૂટ્યા વિના થતીજ નથી. રુદ્રની સત્તા અને બ્રહ્માની સત્તા આ જગતમા સમકાળે જ કામ કરે છે. માત્ર દૃષ્ટિમર્યાદાનો જ ભેદ હોય છે. જે સ્થાને ખડન ત્યાથી બીજે સ્થાને અથવા બીજા અગમા મડન થાય છે. આપણું સામાન્ય શરીર પણ જે રીતે બદલાય છે તેની જ રીતે વિરાટ શરીર અને તેના અગો અને અવયવો પણ બદલાય છે. કંઇક વિષ્ણુના જેવી વિશાળ દૃષ્ટિની આપણે જરૂર છે વિના પ્રયોજન તોડવું એ બાલચેષ્ટા ગણાય પરંતુ હેતુપુરસર ભાગવું તોડવુ એ તો રુદ્રની દૈવી ચેષ્ટા છે એ આપણે વીસરવું જોઇએ નહિ.

નગર સુધારણામા આવશ્યક ખડન સાથે મંડનની યોજના થવાની અગત્ય છે. નવા રસ્તા થવાની સાથે જેઓ મકાન વિનાના

સિપાલિટીઓ પ્રારબ્ધસ્યાન્તગમનમ્ એ શિષ્ટનીતિ સ્વીકારતી નથી તેથી ઊભી થાય છે હુ તો સરકારનો કાયદાના બધારણમા દોષ જોઉં છુ, અને તે સાથે મ્યુનિસિપાલિટીનો પણ કબૂલ કરેલી નીતિ (Policy) નો વારવાર ભગ કરવાનો દોષ પણ જોઉ છુ. જ્યા કાર્ય કરવાની સ્થિર નીતિ હોતી નથી, ત્યા નોકરવર્ગ વધારે સ્વચ્છદ થાય છે તેઓ એક મ્યુનિસિપાલિટીનુ અથવા એક કમિટીનુ જીવત બદલાવાની રાહ જોઈ બેસ હોય છે અને તે બદલાય એટલે પોતાની સ્વેચ્છા પ્રમાણે કામ ચલાવે છે જેવી રીતે સરકારને અમુક સાલમા નાણાની તાણ પડી કે તરત પોસ્ટેજમા વધારો, રેલવે નૂરમા વધારો, જકાતમા વધારો વગેરે ઝડપથી દાખલ કરી રાજ્ય કારભારનુ વહાણ હકારવાની છૂટ છે, તેવી રીતે મુકરર કરેલા કરોની યાદીઓમા અમુક વરિષ્ઠ મર્યાદા સુધી મ્યુનિસિપાલિટી કર લઈ શકે એટલો જ કાયદામા પ્રતિબધ મૂકી મ્યુનિસીપાલિટીઓને મોકળી કરવામા આવે તો સત્વર કાર્ય થાય

બીજુ, આપણે જો સરકારની મદદ મેળવી આપણી સ્થાનિક સ્વરાજ્યની નાની હોડી અથવા નાવડુ આગળ ચલાવવુ હોય તો તેમની કેટલીક સ્થાપિત નીતિને માન આપી તેમની તરફથી નાણાની મદદ પછી તે બક્ષિસ રૂપે હોય કે ઓછા વ્યાજના દરથી લોન રૂપે હોય, મેળવવી જોઈએ આરોગ્યવર્ધક કામોમા સરકારની મદદ આપવાની સ્થાપિત નીતિનુ ઉંવરનુ ધોરણ નીચે પ્રમાણે જાહેર થયેલુ છે

(૧) કોઈ પણ નગરસુધારણાની યોજનામા સરકારની નાણાની મદદ જોઈતી હોય તો તે યોજનાના અગે નવા મકાનોને લગતા નિયમો તથા પેટા-કાયદાઓ તેમની ઈચ્છાને અનુકૂળ રચાવા જોઈએ, અથવા સ્વીકારવા જોઈએ

(૨) નાણાની મદદ અમુક સુધારણાની યોજનાને અંગે જ મળી શકે, નહિ કે સામાન્ય આરોગ્યવર્ધક કામો સારુ જોઈએ છે એવી દલીલથી મેળવી શકાય આ યોજના સરકારના "કન્સલ્ટિંગ

મવેશ્ય” અથવા ઇમારતી કામમા મનાઇ આપનાર અમનદારની સમતિસારી જોઈએ

(૩) અમનમા મૂકવા ધારેલી યોજનાથી જે લોકો ઘરબાર વિનાના થાય તેમને રહેવાને અર્થે બીજી જગાએ નિર્માણ થવી જોઈએ અને જેઓ ગરીબ હોય તેમને અર્થે કા તો નવા વર્ગ તેમની શક્તિ અનુસારના ભાડાના દરથી, અથવા નવા મકાનો બાધવા માટે પડતર ગભાણુ સાધારણ ભોય-ભાડાના દરથી અમુક વર્ષના પટાથી મળે તેવી ગોઠવણ થવી જોઈએ, અને તે ગભાણુના ટુકડાએ ચોક્કસ રસ્તાની મર્યાદાવાળા અને ચોમાસાનુ પાણી સારી રીતે વહી જાય તેવી ડ્રેનેજની યોજના સાથેના જોઈએ

(૪) સ્થા ધારેલી યોજનાના નવા રસ્તા અથવા સુધારેલા રસ્તાની મર્યાદાથી ૪૦ ફૂટ સુધીની જમીનમા આરોગ્યજનક સુધારણાના મો અમુક મુદતમા થઇ જવા જ જોઈએ

(૫) સરકારની જે કઈ મદદ મળે તે નગર સુધારણાના અલગના સ્વતંત્ર અંગે જમા થવી જોઇએ અને તે ફડમા મ્યુનિસિપાલિટીએ પોતાની ઊપજનો અમુક ફાળો નાખવો જોઈએ સુધારણાની યોજના વડે જે કઈ નફો વેચાણ વગેરેથી થાય તે આ ફડમા જમા થવો જોઈએ

(૬) નાણાની મદદ માગવાની અરજી સાથે મ્યુનિસિપાલિટીએ યોજનાનુ સ્વરૂપ, મ્યુનિસિપાલિટીએ અરજીની તારીખ સુધીમા શા શા પગલા ભર્યા છે, કેટલી મદદ જોઈએ છે, લોન લેવાની હોય તો કેટલી રીતે અને શી શરતોએ લેવાની છે, મ્યુનિસિપલ ફડમાથી શુ ખરચવા ધાર્યુ છે, મ્યુનિસિપાલિટીની હાલની નાણાની સ્થિતિ કેવા પ્રકારની છે પ્રથમ સરકારની મદદ મેળવી હોય તો કેવો ઉપયોગ કર્યો છે, કેટલા માણસો અથવા કુટુબો ઘર વિનાના છે અને તેમના વસવાટ સારુ શુ કરવા ધાર્યુ છે, સુધારણાની યોજનામા

